# વીર ગાર્ફિલ્ડ

અંગ્રેજીમાંથી
અનુવાદ કરનાર
રમણલાલ દેવશંકર ભટ્ટ

વર્ધમાન ઍન્ડ સન્સ
બુકસેલર્સ, પબ્લીશર્સ
ઍન્ડ કમીશન એજન્ટ્સ
પાયધુની - મુંબઈ
: પ્રકાશક :
પુસ્તકાલય સ. સ. મંડળ લિમિટેડ :: વડોદરા

# પ્રસ્તાવના

ઘણા વર્ષો પૂર્વે મે યુવકવર્ગ માટે અબ્રાહમ લિંકનના જીવનચરિત્ર વિષે "The Pioneer Boy, And How He became President" નામનુ પુસ્તક રચ્યુ હતુ આ પુસ્તકને યુવકવર્ગે એટલુ બધુ વધાવી લીધુ કે તેની છત્રીસ આવૃત્તિઓ કઢાડવાની જરૂર પડી ત્યાર પછી સેનાપતિ ગાર્ફિલ્ડના જીવન સમ્બન્ધી પણ એવુ એક પુસ્તક લખાય તો વાચકોને એક અનુકરણીય દૃષ્ટાન્ત મળે એ હેતુથી આ પુસ્તક લખવા પ્રકાશકે મને સૂચના કરી

આ પુસ્તકમા ઘણી વસ્તુઓ સેનાપતિ ગાર્ફિલ્ડે પોતે કહેલી, થોડો ભાગ એની ઝુપડી પાસેજ વસતા પાડોશીઓએ કહેલો, કંઇક ભાગ તેના શિક્ષક અને શિષ્યોએ પૂરો પાડેલો, કંઇક જેનેત્યા એ નોકરી-એ રહેલો તે નહેરના હોડકાના માલિક અને કપ્તાને કહેલો, અને કેટલીક તેના સ્નેહીવર્ગે રજુ કરેલો છે ગાર્ફિલ્ડનુ જીવનચરિત્ર પ્રેસિડન્ટ લિંકનના જીવનચરિત્ર સાથે સામ્ય ધરાવે છે.

આ બન્ને રાજપુરુષો ઝુપડીમા જ જન્મ્યા હતા. બન્નેના પિતાએ પોતાના કુટુમ્બને વસવા માટે જગલમા ઝુપડીઓ બાધી હતી બન્નેને

ગરીમાઇ વરેલી હતી બન્નેના ઉપર સરસ્વતી પ્રસન્ન હતી, બન્નેની બુદ્ધિ કુશાગ્ર હતી, છતા બાલ્યાવસ્થાથી શાળા અને શિક્ષક એમાથી એકકેનોય તેમને લાભ મળ્યો ન હતો આઠમે વર્ષે લિંકનની માતા પરલોક સિધાવી હતી, ત્યારે ગાર્ફિલ્ડના પિતા એને માત્ર અઢાર માસનો જ મૂકીને પચત્વ પામ્યા હતા બન્નેએ ખેતી કરી, લાકડા કાપી આઠમા વર્ષથી પોતાનુ ગુજરાન કરવુ શરૂ કર્યું હતું મજુરી કરતા *જે વખત વધતો તે સમયનો સદુપયોગ બન્નેએ અભ્યાસ અને* વાચનમા કર્યો હતો બન્ને જણુ પોતાનાથી બને એટલા પુસ્તકો મેળવી વાચવા ચૂકતા નહિ લોકો તે બન્નેને બાલ્યાવસ્થાથી જ અલૌકિક બુદ્ધિશક્તિવાળા જાણતા હતા ખેતીનુ સુતારનુ અને બીજુ દરેક કામ કરવામા બન્નેની શક્તિ બાલ્યાવસ્થામા જ પ્રકટ થઇ હતી યૌવનના ઉમરે પગ મૂકતા જ ગાર્ફિલ્ડે મછવો હકાર્યો અને તેજ અરસામા લિંકને પણ મિસિસિપી નદીમા મછવો હકાર્યો હતો પરિશ્રમ, વિવેક, ધૈર્ય, વીરતા, પ્રવીણતા ન્યાયપરતા અને બીજા અનેક સદ્ગુણો માટે બન્ને સરખા પ્રખ્યાત છે શિક્ષણ આપવાની યોગ્યતા આવી એટલે બન્ને ગ્રામ્યશાળામા શિક્ષક થયા હતા ગાર્ફિલ્ડ શિક્ષક થયો ત્યારે અને લિંકન મોજણીદાર થયો ત્યારે વિચાર શક્તિને કેળવવા સારૂ બન્નેએ કાયદાનો અભ્યાસ શરૂ કર્યો હતો ત્રીસ વર્ષ થતા પહેલાજ બન્ને પોતપોતાના પ્રાન્તની ધારા સભાના સભાસદ થયા હતા

સરખી ઉમ્મરના થતા બન્નેએ દેશની કીર્તિને માટે હથીઆર પકડયા હતા અને બન્ને રણક્ષેત્રમા ઝઝૂમ્યા હતા ધારાસભામા ગયા ત્યા બન્ને સૌથી ન્હાના સેનાનીઓ હતા બુદ્ધિ અને વ્યાખ્યાનના પ્રભાવને પ્રતાપે લિંકન સાડત્રીસ વર્ષે અને ગાર્ફિલ્ડ તેત્રીસ વર્ષે પણ બન્ને જણુ કૉંગ્રેસના સભાસદ થઇ શકયા હતા વળી, તેઓ બન્ને પોતપોતાના સમયમા મહાસભાના સૌથી ન્હાના સભાસદ

હતા. બન્ને વિષય ચર્ચાની નિપુણતાથી અને વ્યાખ્યાન કરવાની શક્તિથી થોડાક સમયમાં મોખરે આવી પહોંચ્યા હતા. બન્ને ગુલામગીરીના પ્રચંડ શત્રુ બન્યા હતા, તેમ તેમના હાજર જવાબોથી અને મર્મવાળા શબ્દોથી મહાસભાના ઉભય પક્ષને પ્રિય થઇ પડયા હતા. મહાસભાના પ્રમુખપદ માટે એકકે યે ઉમેદવારી કરી નહોતી પણ બન્નેનો સમય એવો હતો કે બીજો કોઇ પ્રમુખ દેશને સંકટમાંથી કદાચ ઉગારી શકત નહિ. આથી વિના ઉમેદવારીએ પણ તેમને પ્રમુખપદે ચૂંટી કહાડયા હતા. એટલે બન્નેએ તે પદ ગ્રહણ કર્યું હતું. બન્નેની ચૂંટણી વખતે લોકોએ અપૂર્વ આનંદ અનુભવેલો.

આ સર્વ સાધારણ ઘટના બન્નેના જીવનમાં સમાન હતી. પણ એક મહાવિચિત્ર અને ખેદપૂર્ણ ઘટના પણ સમાન થવાનું તેમના ભાગ્યમાં લખાયું હતું. બન્ને જણ પ્રમુખપદપર જ અને વળી હત્યારાની ગોળીથી જ મરાયા હતા! ઇતિહાસે આવી ચોંકાવનારી સમાનતા કદી બતાવી નથી! ઇતિહાસનાં પાનેપાનાં શોધી વળો પણ આવી સમાનતા તો નહિ જ મળે. જીવનયાત્રા વનમાંની ઝુંપડીમાંથી શરૂ થઇ અને કીર્તિમંદિરને શિખરે પૂર્ણ થઇ! જન્મસ્થાન ઝુંપડી! મરણસ્થાન શ્વેતમંદિર! સમસ્ત પ્રજા સ્નેહ રાખતી પણ એક હત્યારાને હાથે હણાયા!

વાચકને આથી વિશેષ પ્રેરણાત્મક, અનુકરણીય અને અભ્યાસ કરવા યોગ્ય જીવનચરિત્ર ઇતિહાસમાં બીજું નહિ મળે. ઉમદા ચારિત્ર, કીર્તિવંત સિદ્ધિઓ અને પ્રામાણિકપણે મેળવાએલા ઉંચામાં ઉંચા વિજયોના આદર્શ તરીકે આ પુસ્તક અમે વાચકો આગળ રજુ કરીએ છીએ.

વિલિયમ એમ. થેયર

# પ્રકાશકની પ્રસ્તાવના

અમેરિકાનો ઇતિહાસ એટલે સ્વાશ્રયી સ્વાવલંબી પુરુષોની શ્રેણી. એના રાજકીય પુરુષો જ નહિ, એના ઉદ્યોગના નેતા માત્ર નહિ, એના અધ્યાપકો જ નહિ–સહુ એ દિશામાં એવાં જ્વલંત નામ જડી આવશે કે જેના તેજે દુનિયાભરની આંખો આંજી નાખી હોય અને છતાં બહુ જ ન્હાની, બહુ જ નજીવી સ્થિતિમાં જન્મી અને આપબળે એ પદવી પ્રાપ્ત કરી હોય. લિંકન ને ગાર્ફિલ્ડ, કારનેગી ને ફોર્ડ એવાં એવાં અનેક નામ ગણાવી શકાય.

આવા મહાન પુરુષોનાં ચરિત્રો જેમ વધારે વંચાતાં થાય તેમ એનાથી ઉત્તેજીત થઇ જાતે મહેનત કરવાની અને આગળ વધવાની વૃત્તિ વધતી જાય એ હેતુથી આ જીવનચરિત્ર પ્રકટ કરવું યોગ્ય ધાર્યું છે.

જેમ્સ ગાર્ફિલ્ડ અમેરિકાના અનેક મહાન પુરુષોમાં અગ્રગણ્ય સ્થાન ભોગવે છે એનું જન્મસ્થાન જંગલ, રહેઠાણ ઝુંપડી, શિક્ષક માતા અને કુદરત, એવા સયોગોમાં એણે જે જ્ઞાન મેળવ્યું. જે ખંત અને ઉત્સાહથી આગળ વધી છેવટે એ અમેરિકાનો પ્રેસિડન્ટ થયો તે સઘળું આજના વિદ્યાર્થીઓને, જરા અડચણ પડતાં રડી ઉઠતા યુવાનોને, સ્હેજ સફળતા મળતા ભ્હેકી જતા નાગરિકોને અને કેવળ અંધકાર સિવાય કશું ન દેખતા નિરાશાવાદીઓને ઉપયોગી નીવડશે. માનવજીવન ઘડવામાં એક માતાનો કેટલો મ્હોટો ભાગ છે અને એક સંસ્કારી માતા એ કેટલા મ્હોટા ભાગ્યની વાર્તા છે એ આ પુસ્તકમાં પૃષ્ઠે પૃષ્ઠે દેખાઇ આવશે. ધર્મમાં આસ્થા અને ઇશ્વર ઉપર સંપૂર્ણ ભરોસો એ વિકટ પ્રસંગે કેટલી ભારે મદદ કરી શકે છે, સ્પષ્ટ અને સરળ વર્તનથી મનુષ્યો ઉપર કેટલી અને કેવી ભારે છાપ પડે છે અને નિડર મનુષ્યને ગમે તેવા ગંભીર પ્રસંગો પણ

ચલાયમાન નથી કરી શકતા એ બધુ આ પુસ્તકમા બહુ જ સરળ અને શિષ્ટ ભાષામા વર્ણવેનુ જણાશે

આટલુ જ નહિ પણ આજના પુસ્તકાલયોના જમાનામા એક વાર્તા તો બહુ જ ઉપયોગની આ ચરિત્રમાથી જડી આવશે. ખરાબ પુસ્તકોની સોબત, ખરાબ માણસની સોબત કરતાયે વધારે ખરાબ અસર કરી શકે છે એ ગાર્ફિલ્ડના જીવનચરિત્રના એક પ્રસગથી બહુ જ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે

ન્હાનપણમા સસ્કારી માતાના હાથથી ઉછરેલો, મ્હોટપણે ભણતા ભણતા પણ ભણતરનો ખર્ચ કહાડવા મહેનત કરતો અને એ મહેનતમા ન્હાનમ ન માનતો વિદ્યાર્થી ગાર્ફિલ્ડ, કયરો સારી રીતે ન કહાઢી શકે તે અભ્યાસ મારો શી રીતે કરવાનો છે એવો ચીવટ વાળો કામ કરનાર ગાર્ફિલ્ડ, પોતાના માણસો માટે ખોરાક લાવવા જાન જોખમમા નાખીને પણ લડાઇમા ઉનામા મારતી નદીમા ન્હાનુ નાવડુ નાખીને સાહસ ખેડનાર સેનાની ગાર્ફિલ્ડ અને લિકન જેવા મહાપુરુષની ભૂલ જણાતા સ્પષ્ટપણે તેની ટીકા કરી પોતાની બેઠક ખોવાની તૈયારીવાળો નિડર કોન્ગ્રેસમેન ગાર્ફિલ્ડ આ ચરિત્રમા જણાશે

ચરિત્રો બે રીતે લખાય છે એક તો એ માણસે શુ કર્યું અને જગતના ઇતિહાસમા તેની શી અસર થઇ ઇતિહાસના ગ્રથોથી કઇ વધુ સારી અને આકર્ષક રીતે લખાયેલા આ ગ્રથો એ મહાપુરુષના સામાજિક કે રાજકીય ઔદ્યોગિક કે લશ્કરીજીવન ઉપર જ પ્રકાશ નાખે છે આવા ગ્રથોમા બનાવો અને તેની અસર અને તેમા ચરિત્ર નાયકે લીધેલો ભાગ એની જ વાર્તા વિશેષ કરીને જોવામા આવે છે બીજી જાતના ગ્રથોમા એ ચરિત્રનાયકના વિકાસની કથા કહેવામા આવે છે ઐતિહાસિક બનાવો તેની પૂર્વાપર સકલના અને તેના દૂરગામી પરિણામો એ બધુ ગૌણ બની જાય છે અને ચરિત્રનાયકનો સ્વભાવ, તે ઘડાવાના મુખ્ય કારણો, તે ઘડાતો ગયો તેમા ઉપકારક અથવા વિરોધી

તત્ત્વોની સમાલોચના, એ બધું પ્રધાન બને છે. આપણે કોઇ મહાન પુરુષનાં પરાક્રમોની આશ્ચર્યભૂરી વાર્તાને બદલે આપણા જેવા જ એક સામાન્ય મનુષ્યના પ્રયાસો તરફ જોતા હોઇએ તેમ લાગે છે અને આપણે પણ તેવા થઇ શકીએ અને થવું જોઇએ એવી ઉર્મિ થઇ આવે છે. પ્રસ્તુત ગ્રંથ બીજા પ્રકારનો છે. એના વાંચનારને ચરિત્ર-નાયક જેવા થવાની ઇચ્છા થાય તેવા વિશિષ્ટ હેતુથી જ મૂળ અંગ્રેજી ગ્રંથ લખાયો છે લિંકન અને વૉશિંગ્ટન જેવા મહાપુરુષોની જીવન-કથાના સુપ્રસિદ્ધ લેખક થેયર ( W M. Thayer )ના "From Log Cabin to White House" નામના સુવિખ્યાત ગ્રંથનું આ ભાષાન્તર ભાઇ રમણલાલ દેવશંકર ભટ્ટ પાસે કરાવી પુ સ. સ. મંડળે પ્રકટ કર્યું છે. આ ભાષાન્તર કરતી વખતે પણ મૂળ અંગ્રેજી પુસ્તક ઉપરાન્ત અગાઉ પ્રકટ થયેલ ગુજરાતી ભાષાન્તરની પૂરેપુરી (આખાં અને આખાં પ્રકરણો કાયમ રાખવા સુધીની) સહાય લેવાઇ છે

જો આપણા વિદ્યાર્થીઓ અને યુવાનો સ્વપ્નાં સેવવાને બદલે કામ કરતા થાય ચરિત્રનાયકની પેઠે હાથ આવ્યું કામ કરે અને ન્હાનમ ન માને, જે સ્થળે પ્રભુએ નાખ્યા હોય તે સ્થળે સંપૂર્ણ બળથી અને પૂરા ઉમંગથી કામ કરે તો જ આ પુસ્તક પ્રકટ કરવાનો મંડળનો ઉદ્દેશ સફળ થાય. રા. રમણલાલ ભટ્ટનો આ પ્રયાસ વિદ્યાર્થી અને સામાન્ય વાચકગણને ઉપયોગી થાય એ દૃષ્ટિએ કરાએલો હોવાથી આ પુસ્તક મંડળે પ્રકટ કરવું ઇષ્ટ ધાર્યું છે.

ચરોતર એજ્યુકેશન સોસાઇટીના મંત્રી ભાઇ આશાભાઇ નરસિંહ-ભાઇ પટેલે, તેમના અનેક વ્યવસાયોમાંથી વખત મેળવી, સેવા-ભાવે આ પુસ્તકના પ્રૂફ સુધારવાનું કામ કર્યું છે તે માટે તેમનો અત્રે આભાર માનવામાં આવે છે.

વડોદરા
તા. ૩૧-૧-૩૦

દેવીદાસ હરગોવિંદદાસ શાહ
પ્રમુખ
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

# અનુક્રમણિકા

# વીર ગાર્ફિલ્ડ

## : ૧ :

## શાળાનો પ્રથમ દિવસ

ગામડામાં વાતો ચાલી કે તેમનાથી દોઢેક માઇલ દૂર એક શાળા ઉઘડવાની છે. ખરેખર પહેલાં તો એ અફવા જ હતી, પણ એકાદ અઠવાડીઆમાં અફવાએ સત્ય સ્વરૂપ પકડયું.

"જીમીએ શાળામાં જવું જોઇએ, નહિ મા?" તેર વર્ષના બહાદુર આયાળુ કુમાર ટોમસના મુખમાંથી શબ્દો સર્યા.

"હા, જીમીએ જવું જ જોઇએ." માતાએ ઉત્તર આપ્યો અને માતાના મુખ ઉપર હાસ્ય ફરકયું. "ટોમ, તારે પણ સાથે જવું જોઇએ."

"હા, મને પણ એમ લાગે છે કે મારે જવું જોઇએ; પણ જો હું જાઉં તો આપણા ઉદરનિર્વાહનું શું થાય? બ્હેનો અને જીમી ભલે નિશાળે જાય. હું તો મારે કામજ કરીશ કે જેથી આપણને કપડાં અને ખોરાક બન્ને મળતાં રહે." એ વિચારવાન કુમારે જવાબ આપ્યો. એનો આ

જવાબ સાંભળી જૂદાં જૂદાં લાડનાં નામથી એને સંબોધી આ નિઃસ્વાર્થી પુત્રપરનો પ્રેમ એ ભલી માતાએ પ્રદર્શિત કર્યો, અને મિત શબ્દોમાં પોતાની સંમતિ જણાવી.

ઝુંપડીમાં તો બાળકોને નિશાળે મોકલવાની પૂરેપૂરી તૈયારી થવા લાગી. આખું કુટુમ્બ ઓરેન્જ ગયું. આ પહેલાં બાળાઓ અને ટોમસ શાળામાં જતાં હતાં એટલે એમને માટે આ વસ્તુ કંઇ તદ્દન નવી ન હતી. તેમની માતાએ તેમને ખૂબ શીખવ્યું હતું. જેમ્સને ખાસ શીખવવા પ્રયત્નો થયા ન હતા, પણ બાઇબલમાંની વાતો એને કહેવામાં આવતી અને એમાં એને જ્યાં જ્યાં શંકા પડે ત્યાં ત્યાં એના સંખ્યાબંધ સવાલોના ઉત્તરમાં તેના કુમળા મગજમાં કંઇક નવીન પ્રકાશ પડે એમ તેની માતા તેનું નિવારણ કરતી. આથી જ બાઇબલની વાતોમાં એની ઉમ્મરનાં બાળકો જેટલું જાણે એના કરતાં એ વિશેષ જાણતો થયો હતો. બાકી, તો એના પોતાના નામના અક્ષરો સિવાય ભાગ્યેજ એને વધારે આવડતું હતું. આ ન્હાના બાળકની સ્મરણશક્તિ અદ્ભુત હતી, તે ચપળ અને બાહોશ હતો, ઝુંપડીનું નૂર અને આનંદ હતો. એની માતા એ બાળક માટે ઉંચો અભિપ્રાય રાખતી. સર્વ માતાઓ પોતાના બાળક માટે એજ પ્રમાણે વિચારવા ટેવાયેલી હોય છે ને? પણ ટોમસ, તેની બ્હેનો, અને તેનાં પાડોશીઓ, જ્યારે તેને માટે સારૂં બોલે અને એ ભવિષ્યમાં મોટો માણસ થશે એમ કહે, ત્યારે આપણને સહેજે એમ થાય કે આ બાળક જંગલમાં વસતાં અન્ય સામાન્ય બાળકો જેવો આળસુ કે એદી ન

હોતો. એ તો ઘર તેમ જ શાળામાં આનન્દનો પ્રવર્તક હતો.

"જીમી તો અડધો રસ્તો પણ નહિ કાપી શકે અને ઘેર પાછા આવતાં તો થાકીને લોથ થઇ જશે." ટોમસે કહ્યું.

જાણે પોતે બધી રીતની તૈયારી કરી ચૂકી હોય એવા ભાવથી બ્હેને પડઘો પાડયો કે "ભાઇ, કંઇ વાંધો નહિ. જીમી થાકી ના જાય એની વ્યવસ્થા હું મારે કરી લઇશ."

"એવું શું છે કે એ નહિ થાકે?" ટોમસને જાણવાની ઇચ્છા થઇ.

"એ તો વખત આવે તમને ખબર પડશે." બ્હેને સ્હેજ ઉડાવતો જવાબ વાળ્યો, પણ ટોમસ તેના દેખાવ ઉપરથી જોઇ શકયો કે બ્હેન જે કહે છે એમાં કંઇ અર્થ રહેલો છે.

ટોમસે પૂછયું, "મને કહો એ શું છે? મને કહે તો ખરી કે તેં શું કરવા ધાર્યું છે?"

"એમાં ખાસ કંઇ જ નથી, હું જીમીને તેડી લઇશ." બહાદુર બ્હેને જવાબ આપ્યો.

"અરે! જીમીને તું ઉચકી શકીશ?" ટોમસ એકદમ બોલી ઉઠયો. "એથી તો તું વધારે થાકી જઇશ. આપણા બાપદાદાઓ લડાઇમાં જેટલો ભાર ઉંચકી જતા તેના કરતાં તો તારો આ બોજો વજનમાં ભારે થશે. અને એને લીધે તું માંદી પડીશ."

એ છોકરીએ જવાબ આપ્યો, "આ પ્રમાણે કરવાથી જ ઉલટી હું માંદી નહિ પડું."

આ બાળાનું નામ મહેતાબેલ હતું. એની વય પંદર વર્ષની હતી, અને જંગલોમાં વૃક્ષો જેમ ઉંચાં વધે તેમ તે જરા ઉંચી વધેલી અને ફાલેલી જણાતી હતી.

શાળામાં જવાનો પહેલો દિવસ આવી પહોંચ્યો અને મહેતાબેલ પોતાનો અને પોતાના ભાઇનો એમ બે બોજા ઉપાડી લથડતી શાળામાં આવી પહોંચી. જીમીને તો આ પ્રમાણે કેડે બેસી નિશાળે આવવાનું મળ્યું એટલે એ તો ખુશ ખુશ થઇ ગયો, અને આખા કુટુમ્બના હર્ષનો પણ પાર રહ્યો નહિ. તેજ દિવસે એટલે નિશાળમાં જવાના પ્રથમ દિવસે ઝુંપડીમાં હસવાનો અવાજ આ કુટુમ્બ ઉપર પડેલી વિપત્તિ પછી પહેલોજ સંભળાયો હતો ઓહિઓમાં ટૉમસના સુખની સીમા ન રહી, અને બીજે પ્રભાતે તે નવી શક્તિ મેળવી કામ ઉપર ચઢયો. એક બાજુ બાળકો શાળામાં છે અને બીજી બાજુ ટૉમસ ખેતરમાં કામ કરે છે. માતા પોતાની ઝુંપડીમાં એકલી રેંટીયો કાંતતી દિવસ પસાર કરે છે. તે સમયે આપણે આ કુટુમ્બ ઓહિઓના વનપ્રદેશમાં કેવી રીતે આવી વસ્યુ એ જાણવા જરા થોભીએ.

ઉત્તર અમેરિકાના વર્સેસ્ટ પરગણામાં ટૉમસ ગાર્ફિલ્ડ નામે એક ખેડુત હતો. ઇ. સ. ૧૭૯૯માં એને ઘેર એક પુત્ર જન્મ્યો. પુત્રનું નામ પાડવામાં આવ્યું એબ્રામ. આ એબ્રામને પૂરાં બે વર્ષો થયાં ન થયાં, ત્યાં તો પિતા પથારીવશ થયા. માંદગીએ ભયંકર સ્વરૂપ પકડયું અને પરિણામે તેનો દેહ પંચત્વને પામ્યો.

ટૉમસ પોતાનાં બાળકો અને તેની માતાને નિર્ધન

અવસ્થામાં મૂકીને અવસાન પામ્યો. એબ્રામની માતા આ બધાં બાળકોનું પોષણ એકાકી હાથે શી રીતે કરી શકે? ઘરસૂત્ર ચલાવવું કઠિન થઇ પડયું. પરિણામે પાડોશી જેમ્સ સ્ટોને પોતાના કુટુમ્બમાં એબ્રામને આશરો આપ્યો અને પોતાના પુત્રની માફક પાળીપોષી મોટો કર્યો.

જ્યારે આ બાળક દસ વર્ષનો થયો ત્યારે ન્યુહેમ્પશાયરમાંથી બાલુ નામની એક વિધવાએ એબ્રામની પડોશ આવી વાસ કર્યો. બાલુને ઇલિઝા નામે એક કન્યા હતી અને તે એબ્રામ કરતાં એકાદ વર્ષે ન્હાની હતી. તે ઘણી ચપળ અને સુંદર હતી. એબ્રામ અને ઇલિઝાને ગાઢ મૈત્રી થઇ. એકબીજા વિના કોઇને ચાલે નહિ, રમતગમત વગેરેમાં બન્ને સાથે ને સાથે.

જ્યારે ઇલિઝા ચૌદ વર્ષની થઇ ત્યારે તેની માતાએ ઓહિઓ પ્રદેશમાં રહેવા જવાનો વિચાર કર્યો, કારણ "ઓહિઓ પ્રદેશની ભૂમિ ઘણી ફળદ્રુપ છે, અને ત્યાંના લોકો નિરાતે દિવસો ગુજારે છે." વગેરે વગેરે વાતો એના કાને પુષ્કળ આવી હતી. ન્યુયોર્ક અને ન્યુ ઇંગ્લેન્ડમાંથી થોકબંધ માણસો આ સ્થળે જતાં હતાં, તે જોઇને આ વિધવા બાલુના પુત્ર જેમ્સ બાલુને એકાએક ત્યાં જવાનું મન થયુ. માતાએ પણ ત્યાં જવાનું નક્કી કર્યું. ખેતરો વેચ્યાં, માલ સામાન બાંધ્યો અને પુત્રપુત્રીને લઇ તેણે ઓહિઓ પ્રતિ પ્રયાણ આદર્યું.

એબ્રામ એકલો પડયો. ઇલિઝા ગઇ. બન્ને દીલગીરી સાથે છુટાં પડયાં.

આ પ્રવાસ ઘણો લાંબો અને કંટાળાભર્યો નીવડ્યો. જે મુસાફરી અત્યારે આપણે બાર કલાકમાં કરી શકીએ છીએ તેને માટે તેઓને બરાબર છ અઠવાડિયાં ગયાં. આખું કુટુંબ ગાડામાંજ રહેતું. જ્યારે કાદવકીચડમાં ગાડું ખુંચી જતું ત્યારે બધો સામાન તેમને કહાડી નાખવો પડતો અને કીચડમાંથી તેને આગળ ધકેલવું પડતું. રસ્તા તે વખતે દુર્ગમ હતા, એક પણ નદી નાળા પર પૂલ નહિ તેથી રસ્તો કાપવો પણ બહુ મુશ્કેલ પડતો. આ રસ્તો સ્ત્રીપુરુષની ધીરજ અને હિંમતની કસોટીરૂપ હતો. રસ્તામાં જેમ્સ શિકાર કરતો તેથી એમને ખાવાની ખોટ જણાઇ નહિ. એમ કરતાં છેવટે તેઓ ઝેનિસ્વિલ નામનું ઓહિઓ-માં એક સ્થળ છે ત્યાં પહોંચ્યાં, અને ત્યાંજ રહેવાનું તેમણે નક્કી કર્યું.

આશરે પાંચેક વર્ષ વિત્યાં ત્યાં તો એબ્રામ ગાર્ફિલ્ડને "ઓહિઓ રોગ" લાગુ પડ્યો. એટલે કે તેનું મન પણ ઓહિઓ જવા તલપાપડ બની ગયું. હજુ પેલી કન્યા ઇલિઝાને તે વીસ વર્ષનો કોડીલો, કોડામણો, નીડર, મહત્ત્વાકાંક્ષી, ચપળ યુવાન ભૂલ્યો ન હતો. એણે પણ તેની પ્રેરણાથી ઉમદા કાર્ય કરવા પ્રેરાઇ પશ્ચિમ તરફ પ્રયાણ કર્યું. ન્યુબર્ગમાં એને કામ મળ્યું, ને ત્યાંજ એણે પોતાનું ઝુંપડું બાંધ્યું.

તે પોતાનું કામ કરતો ખરો પણ પોતાની બાલસખી ઇલિઝાના સમાચાર મેળવવા તે હંમેશાં પ્રયત્ન કરતો રહ્યો. થોડા સમય પછી એને ખબર મળ્યા કે બાલુ કુટુમ્બ

ઝેનિસ્વિલ નામે સ્થળમાં રહે છે. ખબર પડતાંની સાથે તે ઝેનિસ્વિલ ગયો. બાલુએ અને ખાસ કરી ઇલિઝા કે જે હવે ઓગણીસ વર્ષની અપ્સરા સમાન બની હતી, તેણે એબ્રામને સ્નેહપૂર્વક વધાવી લીધો. તેઓના આનંદનો પાર રહ્યો નહિ. એબ્રામ તેમના અતિથિ તરીકે થોડો સમય ત્યાં રહ્યો. એબ્રામ અને ઇલિઝાના હૃદયમાં જે પ્રણય અંકુર અત્યાર આગમચ ફુટયો હતો તે આ મિલનથી ફાલ્યો. અને ટુંકમાં કહીએ તો બે વર્ષની અંદર, ત્રીજી ફેબ્રુઆરી ૧૮૨૧ને દિવસે આ દરિદ્ર સ્નેહીઓનું લગ્ન થયું. લગ્ન કરી ન્યુબર્ગમાં પોતાની ન્હાની ઓરડીમાં રહેવા આ દમ્પતી ગયાં. આ ન્હાની ઓરડી એમને માટે પૂરતી હતી. અને એ ન્હાનકડી ઓરડીમાં તેમના પરસ્પરના પ્રેમે એટલું બધું સુખ ભરી દીધું કે જે મ્હોટાં મ્હોટાં રાજભુવનોમાં પણ મળવું અશકય થઇ પડે. એ ન્હાની ઓરડીમાં ત્રણ બારીઓ હતી, તેમાંથી જોઇતું અજવાળું આવતું. તેમાં જોઇતી સામગ્રી એબ્રામે પોતે તૈયાર કરેલી હતી. જોઇતાં સ્ટૂલ ટેબલ ખાટલો વગેરે સાધનો એણે પોતે જ તૈયાર કર્યાં હતાં. અહીં એબ્રામે પોતાનું ગૃહજીવન આરંભ્યું. આ સ્થળમાં આ દંપતીએ નવ વર્ષો વિતાવ્યાં અને એટલા અરસામાં ઈશ્વરની કૃપાથી તેમને ત્રણ બાળકો થયાં. એબ્રામ જમીન ખેડતો અને એકએ વખત તો તેણે ઓહિઓમાં કોન્ટ્રાકટ પણ રાખેલો.

આ બહાદુર જુવાનને આટલાથી સંતોષ ન મળ્યો. કુટુમ્બ વધ્યું. થોડી ભૂમિમાં શી રીતે પૂરૂં થાય? આથી ઓરેન્જ

પ્રદેશમાં એક એકરના બે ડોલર લેખે તેણે પચાસ એકર જમીન ખરીદી. આ પ્રદેશ પસંદ કરવાનું ખાસ કારણ તો એ હતું કે તેની સાળી, બોઇન્ટનની પત્નીએ પણ ત્યાં જ જમીન રાખી હતી; બન્ને કુટુમ્બે ત્યાં એકઠાં રહેવાનું નક્કી કર્યું. લાકડાનાં પાટીયાંની એક ઓરડી ઉભી કરવામાં આવી અને બન્ને કુટુમ્બે એક જ કોટડીમાં વાસ કર્યો. થોડા વખત પછી એબ્રામે જુદી ઝુંપડી બનાવી પણ ખરી, અને ૧૮૩૦-ના જાન્યુઆરીમાં એબ્રામ પોતાની નવી બનાવેલી ઝુંપડીમાં પત્ની અને બાળકો સાથે રહેવા ગયો.

આ ઓરડીમાં ધુમાડીઉં મૂકવામાં આવ્યું હતું. એમાં એક કાતરીઉં પણ હતું. એ કાતરીઆ ઉપર બાળકો ઘાસની પથારી પાથરી સુઇ રહેતાં, એક જ પાટીયાનું બારણું બનાવવામાં આવ્યું હતું. ઝુંપડીને ત્રણ બારી હતી અને આ ત્રણ બારીમાંથી અજવાળું આવતું હતું. આ જ ઝુંપડીમાં જેમ્સ એ. ગાર્ફિલ્ડનો જન્મ ૧૯મી નવેમ્બર ૧૮૩૧ માં થયો. અને આપણે અગાઉ જોઇ ગયા પ્રમાણે તે આ જ ઝુંપડીમાંથી નિશાળે જવા તૈયાર થયો હતો.

એબ્રામ ગાર્ફિલ્ડ જાતે ઉંચો હૃષ્ટ પુષ્ટ, દેખાવડો અને કષ્ટસહિષ્ણુ હતો. એ તો આપણે એ જ્યારથી જંગલમાં જઇને વસ્યો અને પોતાનું આગવું ખેતર ખેડવા લાગ્યો ત્યારથી જ જાણીએ છીએ. આવાં સાહસ કામો કરે એવાં શકિત, નિશ્ચય, અને ડહાપણ તેનામાં હતાં. તેના શરીરના દરેક અવયવ સપ્રમાણ હતા. મન મજબૂત હતું. સંયોગો અનુકૂળ હોત તો તે જનસમાજમાં ભારે પ્રતિષ્ઠા મેળવી

શકેતં, પણ પ્રતિષ્ઠા કરતાં તેને તેનું કુટુમ્બ વિશેષ પ્રિય હતું. આવું સરસ ને મજબૂત શરીર છતાં રોગે તેને એક દિવસ ઝડપી લીધો. વાત એમ બની કે એક દિવસ એ ખેતરમાં કામ કરતો હતો ત્યાં "જંગલમાં આગ લાગી છે," એવી બૂમ સંભળાઇ. ઉન્હાળામાં જંગલોમાં આગ લાગે એ સ્વાભાવિક છે. પરિણામે જંગલનો મોટો ભાગ બળીને નાશ થઇ જાય છે, અને ઘણીવાર તો જંગલમાંની ઝુંપડીને પણ બાળી ખાખ કરી નાખતાં એને વાર લાગતી નથી, તો પછી પાક તે શી રીતે બચી શકે?

"આગ આ બાજુ આવે છે" ગાર્ફિલ્ડે ચિન્તા અને દુ:ખની લાગણીથી કહ્યું, "અને મને લાગે છે કે આપણને તે કનડશે. મહેતાબેલ! કુહાડી લઇ ઘર તરફ દોડ, અને પાવડો લેતીકને ઝટ આવ."

પિતાને પુત્રી પૂરેપુરી મદદ કરતી. પાંચ મિનીટ પણ થઇ નહિ હોય, ત્યાં તો પુત્રી પાવડો લઇ પાછી ફરી. એબ્રામની પત્ની અને બાળકો આગ કઇ દિશા તરફ વધે છે, તે જોતાં ઉભાં.

એબ્રામ બોલ્યો, "આપણે આ અગ્નિ સાથે સંગ્રામ કરવો પડશે. નહિ તો હું ધારું છું કે સાંજ સુધીમાં આપણી ઝુંપડી બળીને ખાખ થઇ જશે."

એબ્રામની પત્નીએ ઉમેર્યું: "હા, મને પણ એમજ લાગે છે. આવી રીતે જંગલમાં જે દવ લાગે છે તે ઘણો ભયંકર હોય છે."

"મહેતાબેલ, તું અને ટોમસ બન્ને મારી પાછળ પાછળ આવો." આમ કહી એબ્રામે પોતાના ઘર તરફ દોટ મૂકી અને દવને પોતાની ઝુંપડી નજીક આવતો અટકાવવાને તેણે યુદ્ધ આરંભ્યું.

ટોમસ અને તેની બ્હેન બન્ને પાછળ દોડયાં. અગ્નિદેવ પણ તેટલી જ ત્વરાથી તે જગ્યાએ પહોંચ્યા, એટલે એક તુમુલ યુદ્ધ શરૂ થયું. એબ્રામ પોતાની સર્વશક્તિ અજમાવવા લાગ્યો. ઉન્હાળાના બપોરના પ્રખર તાપમાં લગભગ બે કલાક આ બહાદુર લડવૈયાએ પોતાની શક્તિ અજમાવી. ઘડીમાં અગ્નિ જીતે અને ઘડીમાં એબ્રામ જીતે. પણ અન્તે એબ્રામે અગ્નિ પર સંપૂર્ણ વિજય મેળવ્યો.

ગરમીમાં સખ્ત મજુરી કરી પૂરેપુરો થાકીને લોથ થઇ એબ્રામ એક ઝાડની છાયામાં બેસી પડ્યો અને પશ્ચિમની સુંદર, શીતલ, શાન્ત વાયુલહરી અનુભવવા લાગ્યો. આ વખતે એને ખ્યાલ સરખો પણ રહ્યો નહિ કે પરસેવાભર્યા શરીરને શીતલ વાયુમાં ઉઘાડું રાખવું એ હાનિકર્તા છે. રાત્રે તાવ આવ્યો અને શરીર નિર્બળ થયું. પ્રભાતે જેમ બને તેમ જલદી બોઇન્ટનને બોલાવવા મહેતાબેલને મોકલી. ટોમસ પાડોશીની મદદ માગવા ગયો. માઇલોના માઇલો સુધી એક પણ વૈદ્ય કે ડૉકટર મળે જ શાનો? એટલામાં દૈવનું જ કરવું કે પાસેનો પાડોશી જે ઉંટવૈદું જાણતો હતો તે આવી પહોંચ્યો. દરદીને સાજો કરવાનું એણે માથે લીધું. ઉંટવૈદની દવાએ તો ઉલટું

કામ કર્યું; અને લગભગ એમ કહીએ તો ચાલે કે એણે મરણને વહેલું આણ્યું.

એબ્રામ ગાર્ફિલ્ડની પત્ની ઇલિઝાએ પોતાના પતિની માવજત અને સેવા અપૂર્વ અને અદ્દભુત રીતે કરી અને પોતાનાથી થાય તે સઘળું કરી ચૂકી. પણ હાય! સર્વ નકામું ગયું. ધીમે ધીમે ભાન ભૂલાતું ગયું, શરીર ઠંડુ પડયું, અને એકાએક એબ્રામ મરણને શરણ થયો.

"મેં આ જંગલમાં ચાર બાલવૃક્ષો રોપ્યાં છે, તે હવે તને સોંપી જાઉં છું." પોતાનાં બાળકો તરફ દૃષ્ટિ કરી એબ્રામે પોતાની પત્નીને અવસાન સમયે આ શબ્દો કહ્યા.

હાય! આજ ઇલિઝાની ઝુંપડીમાં અંધકાર છેવાયો! આ ઝુંપડીમાં રહેતા કુટુંબ જેવું સુખી કુટુંબ કોઇ મહેલમાં પણ નહોતું નજરે પડતું. પણ જંગલમાં મંગલ કરનાર આ કુટુંબને હવે દુઃખના વાદળે પૂરેપુરૂં ઘેરી લીધું. ન્હાનો બિચારો જેમ્સ માત્ર અઢાર માસનો જે પૂરૂં બોલતાં પણ શીખ્યો નહતો તે મૃત્યુને શું ઓળખે? એ ભલા બાળકને પોતાની માતાને શું દુઃખ થતું હશે એ પણ શેનું સમજાય?

આજુબાજુ દસ માઇલ સુધીમાં માત્ર ચાર પાંચ કુટુમ્બો રહેતાં હતાં તેમાંથી થોડાંક માણસો આ સમાચાર સાંભળી પાડોશીના દુઃખમાં આશ્વાસન આપવા આવ્યાં. એમની મદદથી આત્મા વગરના ખોળીઆને એક પેટીમાં મૂકી ખેતરના એક ખૂણામાં દફનાવામાં આવ્યું. દરદભર્યા દુઃખી હૃદયમાંથી મૂગી

પ્રાર્થના થઇ. પોતાના પ્રણયીનું ઘોર જંગલમાં એકાએક થયેલું અવસાન અને તેના શબને દાટતાં અનાથ બાળકોની નિઃસહાય વિધવા માતાને થયેલું દુઃખ—એ દુઃખની કલ્પના વાચક! તને કદાપિ આવી શકનાર છે?

આ સ્થાને એક બનાવ આપણે જાણી લઇએ. એ બનાવ એબ્રામના મરણ પહેલાં થોડા જ સમયે બન્યો હતો. એબ્રામ પોતાના બાળક જેમ્સને ખોળામાં બેસાડી "પ્લુટાર્કનાં જીવનચરિત્રો"નો ગ્રંથ વાંચતો હતો. બાળક જેમ્સ "પપ્પા" "મમ્મા" વગેરે શબ્દોચ્ચાર કરતો થયો હતો. તેને સંબોધી એબ્રામ બોલ્યો, "બોલ જોઇએ 'પ્લુટાર્ક.'" જેમ્સે તો એકેએક અક્ષરનો સ્પષ્ટ ઉચ્ચાર કર્યો. "વાહ! ફરીથી બોલ તો." બાળકને બોલતાં શી વાર? એ તો ફરી પહેલાંની માફક બોલ્યો. પિતાએ બાળકની માતા તરફ દૃષ્ટિ ફેરવી, અને પિતાને છાજે એવા વાત્સલ્ય અને અભિમાનથી બોલ્યો, "ઇલિઝા! હું ચોક્કસ માનું છું કે આ બાળક આગળ જતાં સમર્થ પંડિત થશે."

શિયાળો આવ્યો અને વળી એ તો જંગલ. તેમાં યે કુટુમ્બના સ્થંભરૂપ પોતાના પ્રિયનું મરણ થયેલું. એટલે પછી તો આ દુઃખી વિધવાના હૃદયમાં તેનાં બાળકોની અનાથતા શાંશાં દુઃખ વધારી રહી હશે? અરે! કેવો ભયંકર શિયાળો! ખેતરોમાં જ્યાં જુઓ ત્યાં બરફ, બરફ ને બરફ. એ જંગલમાં લાંબી એકાન્ત શિયાળાની રાતો દરમ્યાન વરૂની ચીસો અને ચિત્તાની બૂમો આટલી ભયંકર પહેલાં કોઇ

વાર લાગી ન હતી. ન્હાનાં બાળકો પણ પોતાના પિતાના મૃત્યુથી એકલવાયાં અસહાય થયાં એમ સમજતાં હોય એમ લાગતું. કારણકે રાત્રે તેમને બારણે અડંગો જમાવી બેઠેલાં આ ભૂખ્યાં પશુઓની ચીસો તેઓ આખી રાત જાગતાં ને થરથરતાં સાંભળ્યાં કરતાં. દુકાળિયાં જેવી રીતે રોટલીના ટુકડા માટે બૂમો મારે છે તેવી રીતે પોતાને આંગણે પશુઓ જે ચીસો પાડતાં હતાં તે પરથી આ બાળકોને એવું લાગતું કે આ પશુઓને પણ અમારો બહાદુર પિતા મૃત્યુ પામ્યો છે, એવી ખબર પડી ગઇ છે. એ રીતે કુટુંબનાં બીજાં બાળકો જ્યારે ભય અને દુઃખમાં ગરકાવ રહેતાં હતાં ત્યારે બાળક જેમ્સ તો માથે ઝઝુમતાં દુઃખો અને દીલગીરીથી બેફામ રહી નિરાંતે ઉંઘ્યા કરતો. ઇશ્વર એનું રક્ષણ કરતો —રાષ્ટ્રને દરવાજે ચીચીઆરીઓ પાડતા ને ઘુરકતા દેશ-દ્રોહી વરૂઓના ભયથી રાષ્ટ્રને ભવિષ્યમાં બચાવવા કાજે પ્રભુ તેનું રક્ષણ કરતો.

ભયમાં ઘેરાયેલાં સર્વ કુટુંબીજનોને તો મનમાં એમ ચોક્કસ વસી ગયું હતું કે આવતી વસંત કદાપિ દેખવા પામીશું નહિ, પણ ન ભુલાય એવી શિયાળાની એ દીર્ઘરાત્રીઓ પણ વીતી, અને વસંત પધારી. વસંતાગમને બરફ પીગળ્યો, અને રૂમઝુમ કરતાં ઝરણાં વ્હેવા લાગ્યાં. ધરતી ઉપરની સર્વ વસ્તુઓમાં ચૈતન્ય આવ્યું, પણ ન આવ્યું એક આ બાળકોના મૃત્યુ પામેલા પિતામાં. એટલે વસંત આવ્યા છતાંય એ ઝુંપડીમાં આશાનો અંકુર ન ફુટયો. આ ગમગીન દેખાવે હસતી વસંતને પણ ગમગીન બનાવી. ઘરમાં પૈસાની તાણ,

માથે દેવું, ખોરાકની પણ ખોટ; એટલે આ બિચારી વિધવા માતા જ્યારે બાળક "ભૂખ્યો છું" કહી બૂમો મારે ત્યારે માત્ર સાંભળી જ રહેતી. બીજું કરે પણ શું ? ભલી બિચારી માતા! બાળકો નિશાળે ગયાં છે તે વાત આપણે મૂકી દઈને આ વિધવામાતાને માથે શાં શાં વિતકો વીત્યાં તેનો જ વિચાર કરીએ.

---

: ૨ :

## શાળાના દિવસો પહેલાં

એબ્રામની વિધવા પત્નીને હવે પાડોશી બોઇન્ટનની સલાહની જરૂર પડી. આ પાડોશીના માયાળુપણાથી એને ખરેખાત ખૂબ આશ્વાસન મળતું.

બોઇન્ટને આ પ્રસંગે સલાહ આપી કે "ચાર બાળકો સાથે આમ જંગલમાં એકલાં રહી તમે ખેતીનું કામ શી રીતે કરી શકશો? અને તમારૂં પૂરૂં કેમ કરીને થશે? મને તો એમ લાગે છે કે તમારે હવે આ બધાં ખેતરો વેચી દેવાં અને કોઇ નીકટનાં સગાં સાથે જઈને વસવું."

ઇલિઝા—અને શું મારે મારા પવિત્ર પતિના મૃતદેહ વાળું સ્થાન છોડી બીજે જવું? ના, એ તો મારાથી નજ થાય.

ઓઇન્ટન—ત્યારે હવે બીજું કરશો શું?

પોતાની આ કફોડી સ્થિતિનો વિચાર કરી હિંમત લાવી તેણે જવાબ આપ્યો, "એક વખતે એમ સમજો કે હું બધી જમીન વેચું, દેવું બધું પતાવી નાખું, અને સગાંવ્હાલાંને ત્યાં જવાના ખર્ચમાં પણ ઉતરૂં; પણ તે પછી મારી પાસે એક વીઘું જમીન પણ નહોય કે જેમાંથી મારો રોટલો હું જાતે રળી શકું."

"પણ તમારા મિત્રો અને સગાં તમને મદદ કરેને?" પાડોશીએ સૂચવ્યું.

પણ એના જવાબમાં ઇલિઝાએ ભારપૂર્વક જણાવ્યું કે "આમ સંબંધીઓની દયા ઉપર જીવવું હું કોઇ દિવસ કબુલ કરી શકું નહિ. જ્યાં સુધી આ શરીરમાં જીવ છે ત્યાં સુધી મને શ્રદ્ધા છે કે ઈશ્વિર આ મારા બે હાથમાં મારાં બાળકોનું પૂરૂં કરવાની તાકાત આપશે. મારા પ્રિય પતિએ પોતાના જીવના જોખમે આ ઝુંપડી ઉભી કરી છે અને આ ઝુંપડીનું એકેએક લાકડું મારે મન પવિત્ર છે. આ બધી વસ્તુઓ તો મારે મન એક પવિત્ર થાપણ છે, કે જેને મારે પૂરેપુરી શ્રદ્ધા અને વિશ્વાસથી સાચવવી જોઇએ."

આ શબ્દોમાંથી નીતરતી બહાદુરી ખરેખર આ વીરાંગનાને શોભે તેવીજ હતી. ઇલિઝાની દૃઢતા અને સહનશક્તિ જોઇ પાડોશીની આંખમાં અશ્રુઓ ઉભરાઇ આવ્યાં.

"ત્યારે તમે આ ખેતરો તો નહિજ વેચો?"

"બધાં તો નહિ જ વેચું; દેવું પતી જાય એટલાં જ વેચી નાખીશ."

"તમારે દુઃખમાંથી મુક્ત થવાનો આ એક જ ઉપાય છે. પૂરેપુરો વિચાર કરી જોજો, અને હું પણ તમને જોઈશે તે મદદ કરીશ."

એમ કહી પાડોશી વિદાય થયો. એટલે તરત જ ઇલિઝા પ્રભુને પોતાની અરજ કરવા તથા એની સલાહ અને માર્ગ માગવા પોતાની ઓરડીના ખુણામાં જઇ ઘુંટણીએ પડી.

પ્રભુએ પ્રાર્થના સાંભળી, માર્ગ બતાવ્યો. પોતાના વ્હાલાના મૃત્યુ પછી જો એણે કંઇ પણ સુખ જેવી લાગણી અનુભવી હોય તો તે આજે જ. પછી તે બાઇબલનું સત્તાવીસમું સૂત્ર ગાતી ઉભી થઇ કે "પ્રભુ, તું જ મને દોરનાર છે, તું જ મારો ઉદ્ધારક છે. તો પછી હવે મારે ભય શેનો? હે પ્રભુ, તું જ મારા જીવનનું બળ છે તો હવે મારે કોની બીક રાખવાની રહી?"

પછી ટોમસને બોલાવી ઇલિઝાએ સર્વ હકીકત કહી. તે સાંભળી લઇ એ અગિયાર વર્ષના બાળકે, જાણે ત્રીસ વર્ષનો ધીર, ગંભીર અનુભવી માણસ જવાબ આપતો હોય, એવા ગંભીર ભાવે ઉત્તર આપ્યો, "મા! મા! હું ખેતર ખેડીશ, છોડ રોપીશ, લાકડાં કાપીશ, ગાયો દોહીશ અને બધું જ કરીશ હોં કે!"

"બેટા! તું હજી ન્હાનો છે. એટલે આટલું બધું તો નહિ કરી શકે; પણ કદાચ મારી મદદથી થોડું ઘણું થશે

ખરું. ઈશ્વર આપણા નોંધારાનો આધાર છે. મને લાગે છે કે આપણે હવે અહીંથી જવાની જરૂર નથી."

"મા, આપણે બીજે કોઈ પણ સ્થળે જવાની જરૂર નથી. બસ, મારે તો અહીં જ રહેવું છે, અને અહીં રહી સખત મજુરી કરવી છે."

"બા દીકરા, આપણે સખત મજુરી નથી કરવી. સખત મજુરી કરીને જ તારા પિતા મરણને શરણ થયા; એટલે સખત મજુરીના નામથી હવે બહુ જ ગભરાઉં છું. એમ કરવા જતાં તારી પણ એમની સાથે સમાધિ થાય તો પછી મારી શી વલે? આ ઘઉંના ખેતરની આસપાસ વાડ કરવાની છે, એટલું જ કામ બસ છે. આપણે બે મળી એ વાડનું કામ પૂરું કરીશું."

આ પ્રકારે પોતે કાર્યક્રમ નક્કી કરી પોતાના જ ખેતરમાં રહેવાનો ઠરાવ કર્યો. અસહાય વિધવા માતાને પોતાનાં ખેતરો વેચતાં બહુ વાર લાગી નહિ. ઓહિઓના પ્રદેશમાં વસવાની ઇચ્છા વાળા લોકો પ્રસંગોપાત આવી ચઢતા. તેમાંના એકે વાત સાંભળી કે ઇલિઝા પોતાનાં ખેતરોમાંથી થોડાંક વેચવા માગે છે. તે બેઠો હતો ત્યાંથી ઉઠી એકાએક ઇલિઝાની ઝુંપડીની તપાસમાં નીકળ્યો. ઝુંપડીનો પત્તો ઝટ મળ્યો. તે ઇલિઝાને મળ્યો અને પરિણામે વીસ એકર જમીનનો સોદો રોકડા રૂપીઆથી પાર પડ્યો. આવેલા પૈસામાંથી છેલ્લામાં છેલ્લી પાઇ આપીને ઇલિઝાએ દેવું પતાવી દીધું.

ખેતરો વેચ્યાં ત્યારે વસંત ઋતુ બેસી ગઇ હતી. માતા

અને ટૉમસે બાકીનાં ખેતરો તૈયાર કરવા માંડયાં. પાસેના પાડોશીને ત્યાંથી ટૉમસ ઘોડો લઇ આવ્યો. પાડોશીએ ઉદાર દીલે પોતાનાં આણીઓમાંથી જે જોઇએ તે લઇ જવાની ટૉમસને પરવાનગી આપી. એ રીતની મદદથી ટૉમસે ઘઉં, બટાટા, અને શાક ભાજી માટે ખેતરો તૈયાર કર્યાં. આ-ન્હાના બાલ ખેડૂતની યુક્તિ અને કષ્ટ સહન કરવાની શક્તિ ખરેખર અદ્ભુત હતી. સવારથી તે સાંજ સુધી પોતાની માતાને મલકાતે મુખે તે મદદ કરતો. માતા અને પોતાની બાર વર્ષની ભગિનીની મદદથી ટૉમસે ખેતરમાં વાવણી કરી અને પરિણામે પાનખર ઋતુમાં પાક સારો ઉતરવાની ખાત્રી બંધાઇ.

માતાએ ઘઉંના ખેતરને વાડ કરવી શરૂ કરી. જંગલ-માં પડી ગએલાં ઝાડનાં લાકડાં લાવી તનતોડ મહેનતે તેણે વાડ તૈયાર કરી દીધી અને ઉનાળો આવતા પહેલાં પોતાના ખેતરમાં સારી રીતે વાવણી પણ કરી. ટૉમસ અને એની બ્હેનોને ભણવાનું તો હતું જ નહિ. કારણકે ત્યાં નિશાળ જ મળે નહિ, એથી આખો વખત ખેતરો સાચવવાનું કામ એમણે કર્યું. ટૉમસે પોતાની ખબરદારી અને શક્તિથી વીસ વર્ષના તરૂણ જેવું કામ સહેલાઇથી આટોપ્યું.

પણ વળી દરિદ્રીને ઘેર વિઘ્નની કયાં ખોટ હોય છે? એને તો દુષ્કાળમાં અધિક માસ હોય જ. ઘરમાંનું અનાજ ધાર્યા કરતાં ઓછું નીકળ્યું. વધારે ખરીદવાના પૈસાનાં તો મૂળથી જ ફાંફાં હતાં. પૂરેપુરી તપાસ કરતાં માતાને

ખબર પડી કે બીજો પાક તૈયાર થાય ત્યાં સુધી ઘરમાં છે એટલા અનાજથી નિભાવવું મુશ્કેલ પડશે. તેથી એણે આવતી ફસલ આવવાને કેટલી વાર છે તે દિવસો ગણ્યા, ઘરમાં રોજ કેટલું અનાજ વપરાય છે તેનો હિસાબ કર્યો અને બીજી ફસલ સુધી જો આ અનાજ ચલાવવું હોય તો ઘરના એક માણસે એક ટંક ખાવું નહિ એવો નિર્ણય મનમાં બાંધ્યો. આ મુશ્કેલી પોતાનાં બાળકોને જણાવ્યા સિવાય વત્સલ માતાએ તે દિવસથી એકાહાર વ્રત ધારણ કર્યું. ટૉમસ તો હવે તનતોડ મહેનત કરતો હોવાથી ખોરાક જરા ઠીક પ્રમાણમાં લેતો. વિધવા ઈલિઝા ૧૮૩૪માં જે દુઃખદ પરિસ્થિતિમાં હતી તેવી સ્થિતિમાં પહેલાં ભાગ્યે જ મૂકાઈ હશે. આ માતામાં જો આટલું જોમ નહોત અને ઈશ્વરની કૃપા નહોત તો આ જ સાલમાં ગાર્ફિલ્ડના કુટુમ્બનો ઈતિહાસ પૂરો થાત.

પાક સારો થયો, પુષ્કળ થયો અને ઉત્તમ કોટીનો થયો. અનાજની ઊણપ દાણાના ભારથી લચી પડતા છોડને જોઈ જતી રહી. ભૂખના દુઃખની સામે વિધવા માતા વિજયી નીવડી, અને માતાનું હૃદય ઈશ્વરની આ મહેરથી ઉપકારની લાગણીથી ઉભરાવા લાગ્યુ માતા આ દુઃખમાંથી મુક્ત થઈ તેથી ઈશ્વરની વારંવાર પ્રાર્થના કરવા લાગી. આ વર્ષના પાકે કુટુમ્બની ભૂખ ભાગી અને ભૂખમરો એમને ડરાવવા ફરી કદી આવ્યો જ નહિ.

માતા ઈલિઝા એવા એક વંશમાંથી ઉતરી આવી હતી

કે કષ્ટસહિષ્ણુતા જે વંશનો સદાનો મહાવરો હતો. એ ભવ્યમાતાની કુખે આપણા ચરિત્રનાયક જેમ્સ એ. ગાર્ફિલ્ડનો જન્મ થયો હતો.

ઇલિઝામાં ભારે હિંમત, અજબ ખંત, યુક્તિ, બુદ્ધિ અને કાર્યદક્ષતા અદ્‌ભુત હતાં. ઉપર કહેલા ગુણો આ માતાની અંદર ન હોત તો ઇતિહાસમાં જે આ આદર્શ વ્યક્તિ ઉત્પન્ન થઇ તે થવી શું સંભવિત હતી?

ઇ. સ. ૧૮૩૫માં એક કુટુંબ તેમની પાડોશમાં રહેવા આવ્યું. આ કુટુંબ એમને ઠીક મદદ રૂપ થઇ પડ્યું. ઇલિઝા આ કુટુંબનાં કપડાં શીવતી. આ કુટુંબને વળી એક માણસની પણ જરૂર હતી. ટોમસ આ તક કેમ ચૂકે? પોતાની માતાને મદદ કરવા તેણે આ નોકરી સ્વીકારી. આથી પોતાની ઝુંપડીમાંથી દુઃખનો અંધકાર નાશ પામ્યો અને એને બદલે સર્વત્ર આનંદ પ્રકાશ ફેલાયો.

જે પ્રથમ દિવસે ટોમસ પોતાની જાતમહેનતના રોકડા પૈસા લઇને ઘેર આવ્યો, તે દિવસ ઐતિહાસિક ગણાયો. ટોમસના આનન્દની સીમા ન રહેતી! તે નાચતો કૂદતો માતા પાસે આવી બોલ્યો, "બસ, મા, હવે તો જીમીને માટે મોચી તેડાવો અને જોડા શીવડાવોજ."

માતાએ જવાબ આપ્યો, "જરૂર, જરૂર. જોડાની પહેલ વહેલી જોડ માટે જીમી તારો ઋણી રહેશે; અને હું ધારૂં છું કે તું એમ કરવા માટે કદીજ નહિ પસ્તાય."

ટોમસ બોલ્યો, "નહિ રે માતા, કદીજ એમ નહિ થાય. જીમીને મારે આ પહેલાં ક્યારનાય જોડા લાવી

આપવા જોઇતા હતા. પણ શું કરૂં? મારી પાસે પૈસાનું ઠેકાણું નહોતું, નહિ તો મારો જેમ્સ ક્યારનોય જોડા પહેરીને ફરતો થયો હોત."

જેમ્સને સાડા ત્રણ વર્ષ થયાં છે. છતાં જોડાનો વિલાસ શું તે એ હજી સમજતો નથી. જોડા પગમાં પહેરીને ફરવું એ એને મન તો મોટો બનાવ હતો. જંગલમાં જોડા પહેરીને ન્હાનાં છોકરાંને ફરવાનું મળે એ તો ગરીબને રાજગાદી મળ્યા જેટલો આનંદ થાય!

જોડા શીવડાવવાજ એમ નક્કી તો થયું. પણ તે વખતે તે પ્રદેશમાં મોચીની દુકાનો હતી નહિ. ઝુંપડે ઝુંપડે મોચી ફરતા. જેના જોડા બનાવવાના હોય તે કુટુમ્બમાં મોચી રહે અને જોડા બનાવે. તે વખતના મોચીઓ — મોચી શેના? ચમાર સ્તો—જોડા બનાવવામાં ખાસ કુશળ ન હતા. એટલે એક જોડા બનાવતાં એમને ઘણો વખત જતો, અને જોડા તૈયાર થયા પછી પણ આંખને ભાગ્યે ગમે એવા થતા, છતાં પણ જોડા પહેરીને ફરવાનું મળે એ મોટી વાત લેખાતી. ફેશનનું તો નામ કેવું? પણ જોડા બધાં કામ માટે ચાલતા.

જેમ્સને જોડા પહેરવાના મળ્યા એટલે એ તો ઘણો ફુલાયો. બસ હવે એ શ્રીમંત થયો. શિયાળામાં બરફથી અને ઉનાળામાં ખેતરોમાં રહી ગયેલા ખાંપાથી આ જોડા પહેરવાને લીધે તેના પગનું રક્ષણ થવા લાગ્યું.

આ સ્થળે આપણે એક વસ્તુ જાણી લેવાની જરૂર છે. એબ્રામ ગાર્ફિલ્ડ અને તેની પત્ની બન્ને ક્રિશ્ચિયન ધર્મને માનતાં હતાં. ઓરેન્જ પ્રદેશમાં જતા પહેલાં તેઓએ નવીન

સ્થપાયેલા શિષ્યપંથની દીક્ષા લીધી હતી. આ શિષ્યપંથ કેમ્પબેલાઇટના પંથથી વધારે ઓળખાય છે; કારણ કે આ પંથના ઉત્પાદકનું નામ એલેકઝાન્ડર કેમ્પબેલ હતું. તે પંથનો ઉપદેશ સીધો, સાદો અને સરસ હતો જેમકેઃ—

૧. પ્રભુ–સ્વર્ગીય પિતા–પર શ્રદ્ધા રાખવી.
૨. જીસસ એ ક્રાઇસ્ટ છે. પ્રભુનો પુત્ર છે અને એ એકલો તારક છે.
૩. ક્રાઇસ્ટ દૈવી અંશ છે.
૪. એ પવિત્ર આત્મા પાપથી દૂર થવાનો અને સાચા માર્ગદર્શનનો એક આધાર છે.
૫ જુના અને નવા કરારનાં શાસ્ત્રો પ્રભુપ્રેરિત છે.
૬. દુષ્ટોને પરલોકમાં સજા થાય છે અને ધર્મીઓને ઇનામ મળે છે.
૭. પ્રભુ પ્રાર્થના સાંભળે છે અને તે પરિપૂર્ણ કરે છે.
૮. બાઇબલનો ધર્મ એ જ એક માત્ર ધર્મ છે.

આ પવિત્ર વિચારોથી તેમનું જીવન પવિત્ર રહેતું, અને બાઇબલ એ તેમનો સદાનો સલાહકાર અને માર્ગદર્શક ગ્રંથ હતો. તેમની ઝુંપડીમાં હમેશાં પ્રાર્થના સંભળાતી, અને બાળકોને ક્રિશ્ચિયન ધર્મમાં પૂરેપુરી શ્રદ્ધા ઉત્પન્ન કરવામાં મદદગાર થતી.

આપણે જેમ્સનુ પૂર્વ જીવન જાણવામાં બહુ જ રોકાયા. પણ હવે ચાલો, બાળકો નિશાળેથી ઘેર આવે ત્યાં સુધીમાં આપણે પણ તેમના ઘર તરફ વળીએ.

---

: ૩ :

## પ્રગતિ

બાળકો ઘેર આવ્યાં ત્યારે માતા ઇલિઝાની ઝુંપડીમાંથી રેંટીયાનો મધુર અવાજ કાને પડતો હતો. જાતે કાંતેલાં અને વણેલાં કપડાં તેઓ વાપરતાં. થોડામાં પૂરું કરવાનું રહ્યું એટલે માતા પોતાના વખતનો સદુપયોગ કરતી. રેંટીયો અને શાળ બન્ને વસ્તુ આ ઝુંપડીમાં ઉપયોગી હતી. તે વખતે કારખાનાં કે મિલો ન હતી અને એ પ્રદેશમાં તો હોય જ ક્યાંથી? ન્યુ ઇંગ્લેન્ડમાં પણ હજી કારખાનાની સહેજ શરૂઆત થતી હતી.

જેમ્સ અને ન્હાની બ્હેનની હારે ઉતાવળે પગલે ઝુંપડીમાં ધસી આવીને મહેતાબેલ બોલી ઉઠી કે, "મા! મા! બહુ જ સરસ તક! અમને ખૂબ જ મઝા પડી!"

"અરે! એ બા! બા! એકવીસ વિદ્યાર્થીઓ! અને સોન્ડરનાં છોકરાં પણ આવ્યાં હતાં! અને એમને તો અમારા કરતાં બમણે છેટેથી આવવાનું છે! લગભગ ત્રણેક માઇલ એમને ચાલવું પડતું હશે!" ન્હાની બ્હેને ટકો પૂર્યો.

માતાએ પૂછ્યું, "જીમીને શાળામાં મઝા પડી ખરી કે?"

મહેતાબેલે કહ્યું, "અરે! વાત ના પૂછો. એને તો નિશાળમાં ખૂબ જ મઝા પડી. એણે પોતાના નામના અક્ષરો કહાડ્યા

અને શિક્ષકને પૂછ્યું કે તમને આ "૨" છે એમ કેવી રીતે ખબર પડી હતી?"

"હાં! ઠીક." ટોમસે હસતાં હસતાં કહ્યું. બાળકો નિશાળેથી ઘેર આવ્યાં કે તરતજ ટોમસ પોતાનું કામ પડતું મૂકી ત્યાં આવ્યો હતો. "ગુરુજીએ શો ઉત્તર આપ્યો?"

એમણે કહ્યું કે "ભાઇ, હું જ્યારે તારા જેવડો હતો ત્યારે નિશાળમાં શીખ્યો હતો." મહેતાબેલે જવાબ વાળ્યો. ટોમસ જીમીને હાથમાં લઇ ઉંચો ઉછાળી ઉછાળી રમાડતો હતો. પછી તેણે નમીને પૂછ્યું, "કેમ ભાઇ, કેડે બેસવાની કેવી મઝા પડી?"

"મને તો છેને બઉ જ મજા પલી!" આનંદભેર તોતડા શબ્દોમાં જીમીએ જવાબ આપ્યો.

"મહેતાબેલ, હું ધારૂં છું કે એના કરતાં તને વધારે મઝા પડતી હશે!"

"મને મઝા કેમ ના પડે? મને તો ઑર આનંદ આવ્યો!"

"પણ થાકી ગઇ હઇશ બહુ તો."

"ના રે, એમાં તે એટલું બધું થાકવાનું શું હતું?"

"શું તેં એને આખે રસ્તે ઉંચક્યો હતો કે?"

"ના, થોડું ચાલ્યો હતો, પણ એમાં શું—ઉંચકવો તો પડે ને? એનામાં કંઇ બહુ ભાર નથી."

"નિશાળમાં ચૂપચાપ બેસી રહે છે ખરો કે?"

"અરે! બિલકુલ તોફાન કરતો નથી. માત્ર એકજ

વખત તે પોતાની જગ્યા છોડી સામે બેઠેલા છોકરાંની જોડે દોસ્તી કરવા ગયો હતો."

"ગુરુજીએ શું કહ્યું?"

"ગુરુજીએ એનો હાથ પકડયો અને હસતાં હસતાં તેની જગાએ બેસાડતાં કહ્યું કે જો ભાઇ, નિશાળમાં કોઇ પણ વિદ્યાર્થીએ પોતાની જગ્યા છોડવાની નથી."

"અરે! જીમી તો મારો મહાપુરુષ છે." એમ કહી ટોમસ ફરી એને એક વાર ઉછાળીને પાછો બોલ્યો, "મારો ભાઇલો તો નિશાળમાં બધાંનું રમકડું થઇ પડયો હશે, બધાંને ખૂબ ગમ્મત કરાવતો હશે." અત્યાર સુધી આ ન્હાનાં છોકરાંની મધુરી વાતો સાંભળતી હતી, તે હવે બોલી, "ઠીક ત્યારે, ચાલો તમને નિશાળમાં ખૂબ મઝા પડી એ મને ગમ્યું. તમારે ખૂબ તૈયારી કરવી જોઇએ, કારણકે તમને નિશાળના લાભ આ જંગલમાં બહુ નહિ મળે. ચાલો, —ના મામા કરતાં કહેણા મામા શું ખોટા છે?"

ઓહિઓની નિશાળોમાં સાધનોની અછત હતી, અને ત્યાં સારી નિશાળો પણ ન હતી. શિક્ષકો ત્યાં મળે તે પણ ન્હાનાં ન્હાનાં બાળકોને કેમ શીખવવું તે ભાગ્યેજ જાણે. નિશાળ ઝુંપડાંથી ત્રણ ગણી દૂર હોય એટલે હાજરી પણ ઓછી રહેતી. ઘણી ખરી નિશાળોમાં તો વાચન, લેખન, જોડણી વગેરે શીખવવામાં આવતું અને ભૂગોળ તથા ગણિત તો કોઇક જ નિશાળમાં શીખવાતાં. ગાર્ફિલ્ડનાં બાળકો જે નિશાળમાં જતાં તે નિશાળમાં આ બધું ય શીખવવામાં આવતું.

તે વખતે શિક્ષક તરીકે પુરુષો હતા, કારણ કે એવી માન્યતા હતી કે સ્ત્રીઓ સારૂ શીખવી જ શકે નહિ એ તો અત્યારે આપણી નવી શોધ છે કે સ્ત્રીઓ જ શિક્ષણનુ કામ પુરુષો કરતા સારામા સારૂ કરી શકે

પુસ્તકોમા વેબ્સ્ટરની જોડણીનુ પુસ્તક, ઇંગ્લિશ વાચનમાળા, પીકસ અને આડમનુ ગણિત અને મોર્સની જૂની ભૂગોળ આટલુ ચાલતુ આ પુસ્તકો ગાર્ફિલ્ડ પાસે હતા વાચવાના પુસ્તકો એ જમાનામા થોડા હતા—ઓહિઓના પ્રદેશમા વરૂ અને ચિત્તાના પ્રમાણમા તો બહુ જ થોડા જે કઇ ચોપડીઓ દેખા દેતી તે પરાક્રમોની જ હતી, જેવી કે "વન્ય પશુઓ સામેના યુદ્ધો," "મોટી રેલમા કેવી રીતે બચવા પામ્યા?" "ચાચીઆ અને લૂટારાઓની બહાદુરી" વગેરે પુસ્તકો માલ વગરના ચિત્રો વાળી વાતોથી ભરપૂર હતા ગાર્ફિલ્ડના પુસ્તકાલયમા બાઇબલ અને નિશાળની થોડી ચોપડીઓ સિવાય માત્ર બીજા ત્રણ ચાર ગ્રથો જ હતા

જે સ્થળે નિશાળ હતી તે સ્થળ ગામના નામને બહુ લાયક ન હતુ આ નિશાળના મકાન ઉપરાન્ત એક દરવાની ઘટીનુ મકાન અને બીજુ એક મકાન હતુ કે જેનો એક ભાગ વખારના કામ માટે અને બીજો રહેવાના કામ માટે વપરાતો હતો આ જગ્યા ચેગ્રિન ફૉલ્સ (Chagrin Falls)ના નામે ઓળખાય છે આપણી ભાષામા એનો અર્થ 'કકાસરજીના ધોધ' જેવો થાય આ વિચિત્ર નામ આપવાનુ કારણ એવું છે કે એક યાન્કી (Yankee) કહેતા અમેરિકન આ સ્થળમા વહેતા ઝરને જોઇ ત્યા રહેવાને લોભાયો શિયાળામા ત્યા

રહેવા ગયો તે વખતે ઝરણું તો પૂર વેગમાં વહે જતું હતું. ત્યાં એણે એક લાકડાં વ્હેરવાનું કારખાનું ઉઘાડ્યું. પણ હાય! ઉનાળો આવ્યો. ઝરો સુકાયો. સાથે આ જુવાનની આશા પણ સુકાઇ ગઇ, અને ક્રોધમાં આ જગ્યાએ પોતાનાં સગાંવ્હાલાં આવી વસવાની ભૂલથાપ ખાય નહિ એટલા માટે જ તેણે આ જગ્યાને એ નામ આપ્યું હતું.

આપણે આગળ જોઇ ગયા છીએ કે જેમ્સને બાઇબલની ઘણી વાતો યાદ હતી, અને સાથે સાથે આપણને એટલી ખબર પણ છે કે જેમ્સ જીજ્ઞાસુ હતો. શિષ્યોને અને શિક્ષકને ઘણીવાર હસાવે એવા જેમ્સ પ્રશ્નો પૂછતો, કારણ કે જેમ્સને તો ઘણું જાણવું હતું. નિશાળમાં બધા હસતા તેનું કારણ એ નહોતું કે એના પ્રશ્નો બધા અર્થ વગરના અને નકામા હતા; પણ બધાને એ આશ્ચર્ય થતું કે આ આટલો ન્હાનો બાળક આટલો બધો ચપળ છે અને જીજ્ઞાસુ થઇ કેવા સરસ પ્રશ્નો પૂછે છે. શિષ્યો તેમજ શિક્ષકને મન આ એક મહાન ચમત્કાર લાગતો.

એક વખત બપોરે નિશાળમાં એક છોકરાએ જીમીને મેજ ઉપર બેસાડ્યો અને કહ્યું, "જીમી, તું જાણે અમારો શિક્ષક, અને અમે બધાં તારાં નિશાળીઆં. તું અમને પ્રશ્નો પૂછ, અને અમે તેના ઉત્તરો આપીએ."

જેમ્સે કહ્યું, "એમ? ત્યારે પહેલાં તો દરેક પોતપોતાની જગ્યાએ બેસી જાઓ."

વિદ્યાર્થીઓ આનંદના ઉમળકાથી સૌસૌની જગ્યાએ

જઇ બેઠા. પછી જેકોબ લેન્ડર નામનો છોકરો બોલ્યો કે "ચાલો, ચલાવો, પણ ભાઇ, બહુ અઘરા સવાલો નહિ પૂછતા."

જીમીએ તો તરતજ પોતાને બાઇબલનો શોખ હતો એટલે એમાંથી જ પ્રશ્નો પૂછવા માંડયા, "આર્ક કોણે બાંધ્યું ?"

એક સામટો છોકરાંઓએ ઉત્તર આપ્યો, "નોહાએ."

જેમ્સે પૂછ્યું, "કોણે તેને આર્ક બાંધવાનું કહ્યું ?"

કેટલાકે જવાબ આપ્યો, "પ્રભુએ."

"પ્રભુએ એને આર્ક શા હેતુથી બાંધવા કહ્યું ?"

ત્યાં બધા જ અટકયા, કોઇ ઉત્તર આપી શકયું નહિ.

આ સવાલ અઘરો હોવાથી જેકોબે કહ્યું તેમ એણે પૂછવો જોઇતો નહોતો. પછી થોડી વાર કોઇ ઉત્તર આપે છે કે કેમ એની રાહ જોઇ એણે પોતેજ કહેવાનું શરૂ કર્યું, "જુઓ સાંભળો, પોતાની જાતનું અને કુટુંબનું રક્ષણ કરવા."

જેકોબ—શેમાંથી રક્ષણ કરવા ?

"જલ પ્રલયમાંથી." જેમ્સે ફટ દઇને જવાબ આપ્યો.

"ફરી જેમ્સે પ્રશ્નો શરૂ કર્યા, "કોણ ઘરડામાં ઘરડો પુરુષ હતો ?"

"મેથ્યુ સેલેહ" કેટલાકે જવાબ આપ્યો.

જેમ્સ—કેટલાં વર્ષ થયાં હશે એ પુરુષને?

કોઇ જવાબ ન આપી શકયું, તેથી જેમ્સે તેમને તે કહ્યું. અને વળી પૂછ્યું, "કોણ નમ્ર પુરુષ હતો ?"

"મોઝીઝ" તરત જ જવાબ મળ્યો.

જેમ્સ—કોની પાસે અનેક રંગી કોટ હતો?

તરત જ ઉત્તર મળ્યો કે, "જોસફ પાસે"

જેમ્સ—રાતા સમુદ્રમાં કોણ ડૂબ્યું?

કોઇએ જવાબ ન આપ્યો. જેમ્સે જવાબ આપ્યો,

આ પ્રમાણે ચાર વર્ષના ન્હાના બાળકે દશ પંદર મિનિટ સુધી આજુબાજુના વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછ્યા જ કર્યા. બાલ્યાવસ્થાથી જ જેમ્સની સ્મરણશક્તિ એટલી બધી અદ્દ્ભુત હતી, કે તે જે કંઇ સાંભળે તે એને અનાયાસે યાદ રહી જતું. શાળામાં મોટા વિદ્યાર્થીઓ જે કંઇ બોલે તે સાંભળવામાં એણે ઘણું મેળવ્યું. મોટા વિદ્યાર્થીઓ પાસેથી એને જે કંઇ સાંભળવાનું મળ્યું હોય તે એ ઘેર આવીને બધુ અક્ષરશઃ બોલી જતો. એની નિરીક્ષણ શકિત પણ અજબ હતી. ભાષા, રીતભાત, પહેરવેશ, કામ કરવાની રીત, વાતચીત દરેક તરફ તે લક્ષ આપતો અને આથી આ દરેક સંબંધી મિત્રો જોડે વાતચીત કરે ત્યારે તેઓ સાનંદાશ્ચર્ય અનુભવતા.

જેમ્સ અનુકરણ કરવામાં પણ પાછો પડે એવો નહોતો, વારસામાંજ આ શક્તિ એનામાં આવી હતી. તેની હાજરીમાં સારૂં વર્તન રાખવું એ લાભદાયી હતું, અને સ્હેજ પણ દુષ્ટ વર્તનનો દાખલો બેસાડવો એ ભયાવહ હતું. એની નિરીક્ષણ કરવાની અને અનુકરણ કરવાની શકિતએ એને ચપળ અને બાહોશ બનાવ્યો હતો.

શાળાનુ સત્ર પૂરૂ થવા આવ્યુ હતુ, એવામા મહેતા એબ્રામ મારફત માતાને સમાચાર મળ્યા કે "શિયાળામા પણ શાળા ચાલશે જેકોબનો બાપ માસ્તરને માટે પગારના પૈસા ઉઘરાવે છે"

ઇલિઝા—તને કોણે કહ્યુ? મારા સાભળવામા તો એવુ કઇજ આવ્યુ નથી.

મહેતાએબ—અમારી નિશાળના વિદ્યાર્થીઓ વાતો કરે છે અને તેઓ બધા હવે જવાના છે

ઇલિઝા—કેમ રજા પડવાની છે?

મહેતાએબ—હા, બે ત્રણ અઠવાડીયા રજા પડશે અને ડીસેમ્બરમા ફરીથી પાછી નિશાળ ચાલુ થશે

ઇલિઝા—અરે વાહ! ત્યારે તો તમને સુદર તક મળશે!

મહેતાએબ—ત્યારે હે! મા હુ જઇ શકુને?

ઇલિઝા—હા, મારે ના નથી પણ જીમી નહિ આવે કારણકે શિયાળામા એટલુ લાબુ એ ચાલી શકે નહિ અને વળી એને કેડે બેસાડી બરફમા ચાલવુ તને ભારે પડે

મહેતાએબ—ત્યારે ટોમ આવશે મા?

ઇલિઝા—હુ ધારૂ છુ કે આવશે. તમે બધા જઇ શકો એટલા માટે એણે ઘણી મહેનત કરી છે હવે એણે પણ ભણવુ જોઇએ

દશ મિનિટ પછી ટૉમને પોતે ત્યા નહિ જઇ શકે એના કારણો આપવા શરૂ કર્યા "જુઓ બેન, નાનગી તો

ત્યાં આવવાનું નહિ જ બને. મારે ગાયોની સંભાળ રાખવાની છે, લાકડાં કાપવાનાં છે, અને એવું એવું હજી ઘણું કામ કરવાનું છે."

માતાએ કહ્યું, "હા, એ વાત સાચી છે, પણ તને જો ભણવાની તક મળતી હોય તો કેટલુંક કામ તો પડતું મૂકવું જ જોઇશે. અને આ દેશમાં જો ભણવાની તક મળતી હોય તો ગુમાવવા જેવી નથી જ."

"બા, એ તો હું ઘેર રહીને પણ ભણી શકું. જો, બરફનાં તોફાનોના દિવસમાં અને રોજ રાત્રે હું ભણવા બેસું, તો ના ભણી શકાય?"

"એ પ્રમાણે તારે કરવાની જરૂર નથી. જીમી ઘેર રહીને ભણશે. અને હવે થોડું થોડું વાંચતાં તો આવડે છે એટલે આવતા ઉનાળામાં તો એ સારામાં સારી રીતે વાંચતો થઇ જશે."

આ વાટાઘાટનું પરિણામ એ આવ્યું કે ટોમસ અને જીમી બન્ને નિશાળે ન ગયાં. બ્હેનો માત્ર ભણવા ગઇ. બન્ને ભાઇઓને માતા ઘેર ભણાવતી.

શિયાળાની લાંબી રાતો આ જંગલમાં ભણવામાં અનુકૂળ થઇ પડી. મોટી તાપણી કરે અને અજવાળે ભણે. આ કુટુંબ દીવો કે મીણબત્તી તો ક્યાંથી લાવે? એ શિયાળાની રાતો જેમ્સને માટે યાદગાર થઇ ગઇ. એણે તો જોડણીમાં અને વાચનમાં ઉનાળો આવતા પહેલાં સરસ પ્રગતિ કરી. શિયાળો ઉતર્યો અને ઉનાળાની શરૂઆતમાં સૂર્યકિરણોથી

જંગલ અને જમીન દીપવા લાગ્યાં. તે વખતે આ જેમ્સને હાથમાં કોણ જાણે કઇ રીતે–કાં તો કોઇએ એને ભેટ આપી હોય કે પછી એ કોઇ પાડોશીની પાસેથી માગી લાવ્યો હોય પણ ન્હાનાં છોકરાંને લાયકની–એક મોટી ચોપડી આવી. એ વાંચવામાં એને ખરેખર ખૂબ રસ પડતો. એક દિવસ તો તે મોટેથી વાંચવા લાગ્યો, "વરસાદ છાપરા પર તડ તડ કરતો પડતો હતો." "બા, એવી રીતે વરસાદને પડતાં મેં સાંભળ્યો છે"

"હેં! તેં જાતે સાંભળ્યો છે?"

"હા, હા, મેંજ સાંભળ્યો છે." આમ કહી એણે ફરીથી જોરથી ભાર મૂકી મૂકી એ શબ્દો વાંચવા માંડયા.

"વરસાદ છાપરા પર તડ તડ કરતો પડતો હતો." "બા, મેં ખરેખર એ જ પ્રમાણે સાંભળ્યું છે." અને આ ન્હાનો બાળક પોતે વિચારમાં પડયો. વસ્તુને શબ્દોમાં આબાદ શી રીતે વર્ણવવી, અને દુનિયામાં ચાલતી હજારો બાબતો કાગળ પર કેવી રીતે ઉતારવી એની આ જ વખતે એને ખબર પડી.

એ દિવસથી એની વિચારશક્તિની શરૂઆત થઇ. શબ્દોએ એની અંદર વિચારો ઉત્પન્ન કર્યા, અને ચોપડીઓ તો શબ્દોથી ભરપૂર હોય છે. આથી એણે તો બને એટલી ચોપડીઓ વાંચવી શરૂ કરી. વાંચન સાથે વિચાર પણ શરૂ થયો. એણે 'ઇન્ગ્લીશ રીડર' વાંચવી શરૂ કરી દીધી. પુસ્તકો એનાં સાથી બન્યાં. પોતાની ઓરડીમાં છતો સુઇ રહીને

અથવા ધ્યાનમાં આવે તો એકાદ ઝાડ નીચે ઉનાળાના દિવસોમાં પડ્યો પડ્યો 'ઇંગ્લિશ રીડર' હાથમાં લઇ વાંચે, વિચારે, એમાં રહેલું અદ્‌ભુત જ્ઞાન સંપાદન કરે, અને દરેક પ્રેરણાત્મક વસ્તુનો પરિચય કરે. ઉમરનાં પાંચ વર્ષ હજી પૂરાં થયાં નહિ હોય, એટલામાં તો આટલી એની તૈયારી હતી. છ વર્ષ ભાગ્યેજ પૂરાં થયાં હશે ત્યાં તો કોઇ આવીને એને 'રીડર'માંના પાઠ વિષે સહેજ પ્રશ્ન પૂછે તો એ કડકડાટ ચોકખા પાઠ બોલી જાય, એવી તેણે લગભગ તે આખી રીડર તૈયાર કરી નાખી. એ ઉપરાન્ત બીજાં પણ ઘણાં પુસ્તકો એણે વાંચ્યાં. બાલ્યાવસ્થા આમ પુસ્તક પરિચયમાં ગાળી. આ ઉપરથી માતાને પણ લાગ્યું કે ભવિષ્યમાં પોતાનો પુત્ર ભારે પંડિત થાય તો નવાઇ નહિ. એ વાત શી રીતે સિદ્ધ થશે એની તો એ બાને કંઇ સમજણ પડી નહિ—ઘરની પરિસ્થિતિ એ કાર્યસિદ્ધિ માટે બિલકુલ પ્રતિકૂળ હતી—છતાં પણ એનું મન તો કોણ જાણે કેમ એને એમ જ કહેવા લાગ્યું કે આ ચપળ ને તીવ્ર માનસશક્તિવાળા બાળકનું ભવિષ્ય બહુ ઉજળું છે.

---

: ૪ :

## પ્રયત્ન અને પરિણામ

એક દિવસ ઇલિઝાએ પાડોશી બ્રાઇન્ટન સાથેની વાતચિતમાં સવાલ કર્યો કે "આપણી નજીકમાં શાળાનું મકાન

આપણે ન કરી શકીએ? જેમ્સ ન્હાનો છે, એટલે તેની ખાતર પણ શાળા નજીક હોય તો સારૂં એમ મને થયા કરે છે.”

જવાબમાં બોઈન્ટને પોતાનો એક વાંધો રજુ કરતાં કહ્યું કે “પણ હજુ આપણાં જેવાં ઘણાં કુટુમ્બ અહીં વસતાં નથી. અને જે છે તેમાંનાં કેટલાંકનાં બાળકોને તો અત્યારે આપણાં બાળકોને ચાલવું પડે છે એટલું જ ચાલવાનું રહેશે.”

“હા, એ ખરૂ, પણ ઘણાંકને તો અત્યારે છે એના કરતાં અહીં નિશાળ રાખીએ તો વધારે પાસે પડશે. માટે આ બાબત આપણે માટે વિચાર કરવા જેવી તો છેજ.”

ઇલિઝાએ આ વિચાર મહિનાઓ થયાં પોતાના મનમાં સેવી રાખ્યો હતો, પણ તેને પ્રકાશમાં તો તેણે આજેજ મૂક્યો. એણે છોકરાંની સંખ્યા પણ ગણી રાખી હતી અને તેથી એણે કહ્યું, “જો તમે ધારો તો કોલિન્સ અને બીજાં કુટુમ્બોનો અભિપ્રાય આ વિષે પૂછી શકો અને એથી તમને જલદી સમજ પડે. જો માત્ર આઠેક કુટુંબોનો સહકાર મેળવાય તો જરૂર આપણે નિશાળ પાસે લાવી શકીએ. મકાન માટે જમીનનો ટુકડો હું મારા ખેતરમાંથી એક ખૂણે કાઢી આપીશ. અને જો સાતઆઠ માણસો મહેનત કરશે તો બે ત્રણ દિવસમાં નિશાળ તૈયાર થઇ જશે. આ કંઇ બહુ ભારે અને અઘરૂં કામ નથી અને જો એ કામ આપણે કરવું જ હોય તો તોતેની શરૂઆત કરી નાખવાની આજ ખરેખરી તક છે.”

"હા, તમે કહો છો એ પ્રમાણે થઇ શકે ખરૂં અને હવે મને વિચાર કરતાં લાગે છે કે એ બહુ અઘરૂં કામ નથી. તમે કહ્યાં તે તથા બીજાં પાડોશી કુટુમ્બોને હું પૂછી જોઇશ. અને આ કામ જો પાર ઉતરે તો તો ખરેખર આનંદની વાત છે." આ છેલ્લું વાકય બોલી બોઇન્ટને ઘર તરફ ચાલવા માંડયું.

શિયાળો આવ્યો ન આવ્યો ત્યાં તો ગાર્ફિલ્ડના ખેતરમાં એક શાળાનું મકાન ઉભું થઇ ગયું. બીજાં પાડોશીઓ તો આ વિચારથી ખૂશખૂશ થયાં. વિધવા માતા ઇલિઝા તરફ બધાંજ પાડોશીઓ માનની દૃષ્ટિથી જોતાં હતાં. પાડોશીઓની પૂરેપુરી સહાનુભૂતિ ઇલિઝાને હતી. અને ઇલિઝા ખૂશ થાય એમ કરવામાં પાડોશીઓ સદા તૈયાર રહેતાં. નિશાળનું મકાન બંધાઇ રહ્યા બાદ એક દહાડો ટૉમસે જીમીને રમાડતાં કહ્યું કે "હવે તો તું તારી જાતે ચાલતો નિશાળે જઇ શકીશ નહિ વારૂ? તારે કોઇનો ઘોડો કરવાની જરૂર હવે નહિ રહે. ચાલતાં જવાનું ગમશે ને?"

જેમ્સે ડોકું હલાવી હા પાડી.

એટલે માતાએ વચમાં ઉમેર્યું કે "તમારા શિક્ષક ન્યુ-હેમ્પશાયરમાંથી આવે છે. મારૂં જન્મસ્થાન પણ એજ. એ માણસ આપણે ત્યાં જ ઉતરશે અને તમને ઘણી મઝા પડશે."

માતા ઇલિઝાને ચાર બાળકો હતાં જ અને બોઇન્ટનનાં છ મળી દસ વિદ્યાર્થીઓની સંખ્યા તો એ બે જ કુટુમ્બોમાંથી થઇ ગઇ.

માતા ઇલિઝાની લાગવગથી શાળાનું મકાન બંધાયું, અને એમના પ્રતાપેજ ન્યુ હેમ્પશાયરમાંથી શિક્ષકની પણ ગોઠવણ થઇ આવી. શાળાનો ઓરડો પચીસ વિદ્યાર્થીઓ સુખે બેસી શકે એવડો હતો. શિક્ષકને રહેવાનું તથા જમવાનું વારાફરતી દરેક કુટુમ્બ ભેગું થતું એટલે બાળકોને તેના સહવાસનો ઠીક લાભ મળતો હતો.

માતા અને બ્હેનોની મદદથી ટૉમસે ખેતરનો પાક લણ્યો, લાકડાં કાપ્યાં અને બીજું જે કંઇ જરૂરી કામ હતું તે બધું એણે વેળાસર આટોપી નાખ્યું; અને શિયાળામાં પોતાની બ્હેનો અને જેમ્સ સાથે પોતે પણ નિશાળે જઇ શકે એને માટે તૈયાર થઇ ગયો.

શિક્ષકનું નામ હતું ફૉસ્ટર. ડીસેમ્બર અને શિક્ષક બન્ને સાથે આવ્યા, ત્યારે ટૉમસે ખેતરનું આવશ્યક બધું કામ પૂરૂં કરી નાખ્યું હતું. ફૉસ્ટર વીસ વર્ષનો જુવાન હતો. દેખાવે તો તે જરા વિચિત્ર જણાતો પણ હતો બુદ્ધિશાળી, અને એણે નિશાળે ગયા સિવાય પણ ઠીક વિદ્યા સંપાદન કરી હતી. ટુંકામાં નાનાં છોકરાંને ભણાવી શકે, માયાળુ, ચારિત્ર્યવાન, અને વિદ્યાર્થીવર્ગ ઉપર સારી છાપ પાડી શકે એવો એ માણસ હતો.

પહેલાં તો એ ઇલિઝાના મકાનમાં રહેવા લાગ્યો. ટૉમસ અને જેમ્સ સાથે કાતરીયામાં સુઇ રહે. એમ કરતાં કરતાં શિક્ષકનું ધ્યાન ચપળ જેમ્સ તરફ ખેંચાયું, બન્નેને ગાઢ પરિચય થયો. નિશાળે જવાના પ્રથમ દિવસે જ શિક્ષક ફૉસ્ટરે

જેમ્સના માથા ઉપર પ્રેમથી હાથ મૂકી કહ્યું, "જો ભાઇ, તું સારૂં ભણે તો એક દિવસ સેનાપતિ થાય."

ભલા જેમ્સને સેનાપતિ એટલે શું એની સમજણ ક્યાંથી હોય? પણ એને એટલી તો ખાત્રી થઇ કે એ કંઇ મોટી કામગીરી હોવી જોઇએ, નહિ તો ગુરુ મહાશય આવું કહે નહિ. એના મનમાં એ ના એ જ વિચારો રમવા લાગ્યા. એને વારંવાર એમ લાગ્યા કરે કે આજથી હું સેનાપતિ થવાનો આરંભ કરૂં છું. એ વિચાર્યા જ કરે કે સેનાપતિ શું હશે. પોતાની માતા અગાધ જ્ઞાનનો ખજાનો છે એમ માની શાળામાંથી ઘેર ગયો કે તરત જ માતાને તેણે પૂછ્યું, "મા, સેનપતિ તે શું હશે?" માતા તો આ અધૂરા શબ્દ સમજી શકી નહિ તેથી બોલી, "શું શું?"

વધારે સ્પષ્ટતાથી જેમ્સે બોલવાનો પ્રયત્ન કર્યો, "સેનપતિ તે શું?"

"અરે! હાં હાં સેનાપતિ તે શું એ તારે જાણવું છે?"

"હા બા, ગુરુમહાશયે મને આજે કહ્યું હતું કે 'જો તું સારૂં ભણીશ તો સેનાપતિ થઇશ.'"

"હાં, ત્યારે તારા મગજમાં એ વાત પેસી ગઇ છે; નહિ વારૂ? પણ કદાચ તને ખબર પણ નહિ હોય કે સેનાપતિ થવું તે સારૂં છે કે નહિ."

"હા, મારે જાણવું છે કે એ શું છે?"

ત્યારે મારા દીકરા, સાંભળ. તારા પ્રપિતામહે એક સેનાપતિના તાબામાં રહી રાજ્યવૈપ્લવિક વિગ્રહમાં યુદ્ધો

કર્યાં હતાં. તને તારા પૂર્વજોનો થોડોક ઇતિહાસ કહું તે સાંભળ. જોન વિન્થ્રોપ, જોન એન્ડિકોટ, ફ્રાન્સિસ હિજિન્સન અને બીજા અનેક પ્યુરિટન સંપ્રદાયીઓ ઇંગ્લેન્ડનું ધાર્મિક દબાણ સહન ન થવાથી અમેરિકા આવી વસ્યા. એડવર્ડ ગાર્ફિલ્ડ પણ તેમની સાથે આવેલા. આ ઓહિઓ કરતાં પણ ઘાડા વોટરટાઉનના જંગલમાં રહ્યા. રાતા લોકો તેમની પાડોશમાં વસતા. તેમની પાસેથી જમીન રાખી. અને તેમની જ સાથે શાન્તિથી રહી દિવસો પસાર કર્યા. તેમના વંશજો પૈકી થોડા એ પ્રદેશમાં રહ્યા અને બાકીના આજુબાજુનાં ગામડાંમાં તથા શહેરોમાં વેરાઇ ગયા. ઇંગ્લેન્ડે ત્યાં પણ અત્યાચાર શરૂ કર્યો, અને અમેરિકા અને ઇંગ્લેન્ડ વચ્ચે યુદ્ધ શરૂ થયું. ઇ. સ. ૧૭૭૫ના એપ્રિલની ૧૯મી તારીખે કૉન્કોર્ડ બ્રિજ આગળ બન્ને લશ્કર સામસામે થયાં, ઇંગ્લેન્ડના સિપાઇઓએ રાતા કોટ પહેરેલા હતા. તેમના ઉપર પિત્તળનાં બટન ખૂબ ચકચકતાં હતાં. એમની પાસે તો બંદૂકો આ ખેડુતોને મારવાની હતી. જો આ ખેડુતવર્ગ એમને તાબે થઇ જાય અને ઇંગ્લેન્ડના રાજાને માન્ય રાખે તો તેઓને જતા કરે. પણ ખેડુતવર્ગે તો બેમાંથી એકેય કરવાની તૈયારી બતાવી ના. એમણે તો બંદૂકો પકડી પોતાનું રક્ષણ કરવા નિશ્ચય કર્યો. ઇંગ્લેન્ડની સરકારને તાબે થવું એના કરતાં તો આ રાતી ડગલીવાળા સિપાઇઓને બંદૂકે મારી મારી નાશ કરવો એ એમને વધારે ઠીક લાગ્યું. આ કૉન્કૉર્ડના યુદ્ધમાં તારા પિતાના કાકા એબ્રામ ગાર્ફિલ્ડે

ભાગ લીધો હતો. આ જ રાજ્યવૈપ્લવિક યુદ્ધનો આરંભ. આપણા સૈનિકો પોતાના હક્કનું રક્ષણ કરવા ખૂબ શૌર્યથી લડ્યા. અને તારા પ્રપિતામહ સોલોમન ગાર્ફિલ્ડે આ વિગ્રહમાં અલૌકિક શૌર્ય દાખવેલું. આપણા લડવૈયાઓએ પિત્તળના બટનથી સુશોભિત ભૂરા કોટ પહેર્યા હતા. સેનાપતિ વૉશિંગ્ટન જેવો પ્રખ્યાત સેનાપતિ તેમને દોરતો હતો. સેનાપતિને પહેરવાનો ડગલો સોનાની પટ્ટીથી પ્રકાશતો હતો અને ખભાના ભાગ ઉપર ચોઢવામાં આવેલી પટ્ટીઓથી તે ડગલો વધારે શોભતો હતો. અને આ ચિત્રમાંના વૉશિંગ્ટન સેનાપતિએ જેવી ટોપી પહેરેલી છે તેવી જ સોનાની પટ્ટીઓ અને પીંછાવાળી ટોપીઓ સેનાપતિઓ પહેરતા. સેનાપતિના હાથમાં બંદૂકને બદલે તલવાર રહેતી. એમને ઘોડા ઉપર બેસવાનું હતું. આગળ સેનાપતિ અને પાછળ લશ્કર ચાલતું. હવે આપણને એવા સેનાપતિની જરૂર આ દેશમાં નહિ પડે. કારણ કે યુદ્ધમાં માણસને મારવા એ બહુ ભયંકર છે. પણ અભ્યાસથી અને જ્ઞાનથી પોતાના માનવબંધુઓને માર્યા સિવાય પણ એ જ સેનાપતિ પ્રમાણે એટલા જ માનવાળો માણસ તારાથી થઇ શકાય ખરૂં.

"જ્યારે આ સ્વાતંત્ર્ય યુદ્ધ પૂરૂં થયું ત્યારે તારા પ્રપિતામહ ન્યુયોર્ક પ્રદેશમાં જઇ રહ્યા. ત્યાં તેમને એક પુત્ર થયો. એનું નામ રાખવામાં આવ્યું ટોમસ. એ જ્યારે નાનેથી મોટો થયો ત્યારે પરણ્યો. એને એક પુત્ર થયો, એનું નામ એબ્રામ. અને આ એબ્રામ એ જ તારા પિતા. તારા પૂર્વજોમાં, આ ઉપરથી તું જોઇ શકીશ કે કોઇપણ સેના-

પતિ હતો નહિ. જો તું સેનાપતિ થાય તો તારા પૂર્વજોમાં કોઇ નહિ એવો તું થાય."

જેમ્સે તો આ સર્વ પૂર્વકથા સાનંદાશ્ચર્ય સાંભળી. આજે જ એને માલમ પડ્યું કે ઓહિયોની બહાર એને જગત સાથે કંઇ સંબંધ છે. એને તો આ વાત નવી અને પ્રેરણાત્મક નીવડી. હવે પોતાની ઝુંપડીમાં એને જૂદાજ પ્રકારનો રસ પડવા માંડયો. અને પૂર્વકથાએ તો તેના જીવનને બહુ ઉંચે ખેંચ્યું.

જેમ્સને તેના શિક્ષક પર પૂર્ણ શ્રદ્ધા હતી અને શિક્ષકને શિષ્યપર પૂર્ણ શ્રદ્ધા હતી. બન્નેને એક બીજા પ્રત્યે અપૂર્વ આકર્ષણ હતું. શિક્ષકને ખાતરી થઇ હતી કે આ શિષ્ય એક વખત મોટો માણસ થશે. શિક્ષકની છાતી તો ગજ ગજ ઉછળતી કે આવો શિષ્ય પોતાના હાથ નીચે ભણે છે. શાળા શરૂ કર્યાને બીજેજ દિવસે એણે એક નિયમ ઘડયો કે:

"શિષ્યો ધ્યાન આપે નહિ અને શીખી શકે એ બે વાતો એક સાથે બનવી અશકય છે. માટે આડું અવળું જોવાની સખત મનાઇ છે."

આ નિયમ તો વિદ્યાર્થીઓને માટે નવો જ હતો. અત્યાર સુધી ન હતી એવી સખ્તાઈ એમના પર જાણે લદાઈ; અને જેમ્સથી તો આ નિયમ પાળીજ શી રીતે શકાય? એ તો બારીક નિરીક્ષણ કરી વધારે સારૂં જ્ઞાન મેળવી શકતો. એને તો એના બે કાન અને આંખો પુસ્તકો કરતાં વધારે

હતાં. એણે તો કોઇ દિવસે પાટલી પર સીધા બેસીને એકી-ટસે ચોપડીમાં તાકી રહેવાનો અભ્યાસ પણ નહિ કરેલો. નિરાંતે ઝંપીને નહિ બેઠેલા જેમ્સ માટે આ તો એક ભારે વાત થઇ પડી. પણ પોતાના અન્તઃકરણમાં એમ થયું કે શિક્ષકે કહેલી વાત માનવી, અને બને એટલી મહેનત કરી એ નિયમ પાળવો. પોતે સેનાપતિ થવું હોય તો શિક્ષકના કરેલા બધા નિયમો પાળવાજ જોઇએ એમ એને થયું. ઇચ્છા કરે કે બહાર જોવું નહિ; પણ બીજી જ પળે તેનાથી બહાર જોવાઇ જાય.

"કેમ જેમ્સ, એટલામાંજ તું આપણો નિયમ ભૂલી ગયો કે શું?" શિક્ષકે જરા મીઠાશથી પૂછયું.

"ભૂલી ગયો ગુરુજી." આટલો ટુંકો ઉત્તર આપી જેમ્સ તરત ચોપડીમાં જોતો; પણ ક્યાં સુધી? વળી પાછો એ બહાર જોવા લાગતો.

"જો પાછો! આટલી જલદીથી આપણા નિયમો તું ભૂલી જાય છે કે? તારી યાદશક્તિ બહુ ટુંકી છે." ગુરુજીએ ટોણો માર્યો.

શરમાતો શરમાતો ચોપડીમાં, એક પણ શબ્દ બોલ્યા સિવાય, જેમ્સ જોવા લાગ્યો. પોતાના શિક્ષકને ખૂશ કરવા તે પુષ્કળ પ્રયત્ન કરતો, પણ એ બે આંખો કેમે કરી પેલા નિયમને વશ રહે જ નહિ. શિક્ષક શિષ્યને પારખી શકયો નહિ અને એણે તો દરેકને એ નિયમ પળાવવા પૂરેપુરો પ્રયત્ન કર્યો. એ પ્રમાણે લગભગ બે અઠવાડિયાં શિક્ષકે

જેમ્સને ટોક ટોક કર્યો, પણ તેના સર્વ પ્રયત્નો માટીમાં મળ્યા. જેમ્સને સુધારવો મુશ્કેલ થયું. ભલો જેમ્સ ચોપડીમાં ધ્યાન આપવા બહુજ પ્રયત્ન કરે; પણ તે જેમ પ્રયત્ન કરે તેમ કંઇ યાદજ ન રહે અને ઉલટો બેવકૂફ જેવો ગણાવા લાગ્યો.

આ શિક્ષક ગાર્ફિલ્ડના ઘરમાંથી બીજે ઘેર રહેવા ગયો ત્યારે તેની માતાને કહેતો ગયો કે "જુઓ, સાંભળો. મારે તમને દિલગીર કરવાં ના જોઇએ, તમારો દીકરો જેમ્સ સારો છે, પણ—"

"કંઇ નહિ ભાઇ, કહો આગળ." માતાએ જરા ચમકીને કહ્યું.

"જેમ્સને મેં ધાર્યો હતો એવો નિશાળમાં ન નીવડ્યો."

"એ કેમ બન્યું?" માતાએ પૂછ્યું.

"હું જાણું છું કે તમને દુઃખ થશે પણ મારે તો તમને કહેજ છૂટકો." માતા જોઇ શકી કે શિક્ષક કંઇક કહેવા માગે છે, પણ ખમચાય છે. એથી માતાએ કહ્યું:

"કાંઇ નહિ ભાઇ, જે કહેવું હોય તે કહો."

"જુઓ ત્યારે આપણો જેમ્સ છે તે પોતાના વર્ગમાં શાન્ત બેસતોજ નથી, અને વધારામાં પોતાના અભ્યાસ-પાઠ પણ શીખતો નથી; અને મને લાગે છે કે મારી સર્વ મહેનત નકામી જશે. જેવો એને હું પંડિત બનાવવા માગતો હતો એવો તે નહિ થઇ શકે."

"અરેરે! જેમ્સ." માતાને જાણે સખત આઘાત પહોંચ્યો હોય એમ થયું અને તેથી આટલાજ શબ્દો બોલાયા. ભલી માતાએ જેમ્સને તો ભારે પંડિત થશે એ આશાએ નિશાળે મૂક્યો હતો. પણ શિક્ષકના આ કથનથી તો એની એ આશા નિરાશામાં પલટાઇ ગઇ.

ત્યાં તો તરતજ જેમ્સે માતાના ખોળામાં માથું મૂકતાં રડી દીધું; અને તે બોલ્યો, "મા! મા! હું જરૂર પંડિત થઇશ." ખરેખર એ જે શબ્દો બોલ્યો તે સાચાજ હતા. આ બાળકના આત્મવિકાસની જે સ્વયંસ્ફુરિત શક્તિ હતી તેને આમ વારંવાર સીમાબદ્ધ કરી દેવાની શિક્ષક કોશિષ કરતો હતો, તે વાજબી નહોતું.

"કદાચ એ નિરાંત વાળીને બેસી શકતો નહિ હોય, કારણ કે એ અત્યાર સુધી કોઇ દિવસ નિરાંતે બેઠો નથી." આટલાજ શબ્દો માતાના મુખમાંથી નીકળ્યા.

શિક્ષક બોલે તે પહેલાં તો જેમ્સ ડૂસકાં ખાતો ખાતો કહેવા લાગ્યો, "બા, હું જરૂર સીધો નિશાળમાં બેસીશ, આડુંઅવળું નહિ જોઉં."

શિક્ષકે કહ્યું, "હા, બરાબર તેમજ છે."

માતાએ કહ્યું, "જેમ્સ ભણવામાં પાછો પડે એવું અત્યાર સુધીમાં મેં કદી જોયું નથી. કોઇ દિવસ પણ નહિ."

જેમ્સનાં ડૂસકાં તો કેમે કર્યાં બંધ રહેજ નહિ. ડૂસકાં ભરતાં ભરતાંજ એણે ઉદ્ગાર કાઢયા કે "બા! હું ભણીશ જ."

"હા, દીકરા હા, હુ જાણું છું કે તું ભણવા ઇચ્છે છે પણ ઘણા છોકરાઓ પોતે જે ઇચ્છે છે, એનાથી કર્તવ્યમા જરા વિરુદ્ધ નીકળે છે. મને લાગે છે કે તારી બાબતમા પણ કઇંક એવુ જ છે" આ વખતે શિક્ષકે શિષ્યના માથા ઉપર હાથ મૂક્યો અને કહ્યુ, "ભાઇ, જો આજથી આપણે મિત્રો છીએ, તને હું ફરીથી એક વાર અજમાવી જોઇશ, અને હુ ધારૂ છું કે હવે આપણને બહુ અડચણ નહિ પડે ચાલ જોઉં, આસુ લુછી નાખ રોવાનુ મૂકી દઇ મારી સંગે એકવાર હસ"

શિક્ષકને પોતાની ભૂલ સમજાઇ માતાએ સહજ સૂચનાથી શિક્ષકની આખ ઉઘાડી ત્યારે શિક્ષકે જૂદો જ ઉપાય યોજ્યો, એની શક્તિનો વિકાસ થવા દેવો એવો નિર્ણય કર્યો આથી બીજે દિવસે જેમ્સ નિશાળે ગયો ત્યારે એને જે પ્રમાણે બેસવુ હોય, જેમ કરવુ હોય એમ કરવા દેવાની છૂટ મળી શિક્ષકે આ બાળકને યથેચ્છા વર્તવાની છૂટ આપી સીમા બાંધી નહિ એટલે પરિણામ પણ સરસ આવ્યુ. જો કે આ બાળક સીધો, નિરાતે બેઠો તો નહિ પણ એના જીવનમા નિશાળમા એને જે કૃત્રિમતા લાગતી હતી એ જતી રહી અને ત્યા એનુ સ્વાભાવિક જીવન શરૂ થયું. શિક્ષક જેમ્સને જે ઇચ્છામા આવે તે કરવા દેતો, એટલે જેમ્સ બસ ખૂશ મિજાજમા રહેતો આથી તો એની મહત્વાકાક્ષા સતેજ થઇ, બુદ્ધિ વધુ કુશાગ્ર થઇ અને નિશાળમા તે એક રત્ન તરીકે લેખાવા લાગ્યો

ઘણા દિવસો વહી ગયા માતા ઇલિઝાને મળવા શિક્ષક

ઘેર આવ્યા. માતાને ખુશાલીના સમાચાર આપવા બોલાવ્યાં. માતાએ પ્રથમ જ પ્રશ્ન પૂછ્યો, "કેમ ભાઇ, જેમ્સ કેમ ચાલે છે હવે?" શિક્ષકને પૂરેપુરો સંતોષ થયો હોય એવું એના બોલવા ઉપરથી લાગ્યું. શિક્ષકે કહ્યું, "બહુ જ સરસ; બહુ જ સરસ."

"હાશ, હું બહુજ રાજી થઇ." માતાના હૃદયમાં અગાઉ પડેલો ઘા રુઝાયો.

"નિશાળમાં આ એકજ છોકરો જ્યારે જોઇએ ત્યારે ચંચળ ને ચંચળ છે. એની આંખોની કીકીઓ હમેશાં ફરતી જ રહે છે, છતાંયે એ ભણે છે એ તો નિર્વિવાદ. નિશાળમાં એટલી ત્વરાથી વિદ્યાગ્રહણ કરનાર કોઇ વિદ્યાર્થી નથી."

"ત્યારે તો તમે તમારો પેલો નિયમ ઉંચે મૂકી દીધો લાગે છે?"

"હા, એની બાબતમાં તો એમ જ. એ નિયમથી એની શક્તિ કુંઠિત થઇ જાય છે. એ નિયમને આધીન એ રહી શકે તેમ નથી; બાકી એણે તો એ નિયમ પાળવા બહુ જ પ્રયત્ન કર્યો. એમ મારે કહેવું જોઇએ જ."

"બધાં છોકરાં સરખાં હોતાં નથી. જેમ્સ મારાં બીજાં છોકરાં કરતાં ચિત્તચાંચલ્ય તેમ જ શક્તિની બાબતમાં સાવ જૂદો પડે છે. મને ઉમેદ છે કે એ સારો નીવડશે."

"હા, હું પણ એમ જ માનું છું, અને હું તમને ખાત્રી આપું છું કે એ પોતાનું નામ દુનિયામાં કાઢશે. મારા ઉપર

તમે વિશ્વાસ રાખો." શિક્ષકે કહ્યું.

માતા ઇલિઝાએ માતૃપ્રેમથી છલકાતા હૃદયે ઉચ્ચાર્યું કે "હું એવી જ આશા રાખું છું."

વારંવાર જેમ્સની ચંચળતાની વાત થતી. ટોમસ પણ ઘણી વાર એ સંબંધી ફરિયાદ કરતો. રાત્રે ટોમસની સાથે જેમ્સ સૂઇ રહેતો. ઉંઘમાં પણ આ બાળકથી સ્થિર શેનું રહેવાય? વારંવાર આમ ફરે અને તેમ ફરે. લાતો મારી મારીને ઓઢવાનું કહાડી નાખે. આથી બન્ને ભાઈઓ પાછા ઉઘાડા થઇ જાય. પછી જેમ્સને જ્યારે પુષ્કળ ઠંડી લાગે ત્યારે આમતેમ આળોટે અને પોતાના ભાઇને બૂમો પાડી "મને ઓઢાડોને, મને ઓઢાડોને," એમ કહે.

ભલો ટોમસ ઉઠી પાછો એને ઓઢાડે. પણ એ તો ઓઢાડેલું રહેવા દે ત્યારે ને? પાછો વળી બૂમો પાડે. વળી મોટાભાઇ ઓઢાડે. આમ આખી રાત ચાલ્યાજ કરે. આ પછી પચીસ વર્ષે જ્યારે તે રણક્ષેત્રમાં સેનાપતિ તરીકે હતો ત્યારે પણ એવું કહેવાય છે કે એક સમયે એણે રાતે તંબુમાં ઉંઘતાં લાતો મારી ઓઢેલું કહાડી નાખ્યું. અને ઉંઘમાં ને ઉંઘમાં એક બાજુનું પાસું ફેરવી બોલી ઉઠ્યો, "ટોમભાઇ, મને ઓઢાડો." પાસે સૂતેલા એક અમલદારે ઉઠી તેને ઓઢાડ્યું. પણ એમ થતાં જેમ્સ જાગી ઉઠયો. સેનાનીએ બધી વાત કરી આથી તેને પોતાની બાલ્યાવસ્થા યાદ આવી, અને પોતાના ભૂએલા ભ્રાતાને સંભારીને ન્હાના બાળકની માફક તે ખૂબ રોયો.

નિશાળના પ્રથમ દિવસે શિક્ષકે હાથમાં ધર્મગ્રંથ બાઇબલ રાખીને શિષ્યોને કહ્યું હતું કે "આ સત્રને અન્તે જે વિદ્યાર્થીઓનું સારૂં વર્તન, સારો અભ્યાસ હશે અને જે બધા વિદ્યાર્થીઓમાં આગળ આવશે તેને આ ધર્મગ્રંથ ભેટ તરીકે આપવામાં આવશે."

આ વાત તો વિદ્યાર્થીઓને નવી જ હતી. એ વાતે તો ઘણા વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાં ઉત્તેજીત કર્યા હતા. ઘણાંએ મહેનત કરવી શરૂ કરી હતી પણ સત્ર પૂરૂં ય નહોતું થયું ત્યાં તો બધાંયને ખાત્રી થઇ ગઇ હતી કે આ ભેટ કોને મળશે. અને જ્યારે સત્રને અંતે શિક્ષકે જેમ્સને બોલાવી એના હાથમાં એ ગ્રંથ મૂકયો ત્યારે કોઇને પણ અજાયબી ન થઈ.

"જેમ્સ, લે આ પુસ્તક તારૂં છે. બીજા શિષ્યો સારા નથી એમ નથી, પણ તું સર્વમાં શ્રેષ્ઠ નીકળ્યો છે."

બધા ય વિદ્યાર્થીઓને સંતોષ થયો. જેમ્સને પણ ઘણો આનંદ થયો. અને માતાના આનંદનું તો પૂછવું જ શું ? માતાની આંખમાંથી તો હર્ષનાં આસું જ વહ્યાં.

જ્યારથી જેમ્સને યથેચ્છ વર્તન કરવાની છૂટ મળી ત્યારથીજ એણે પોતાની અદ્‌ભુત પ્રગતિ કરી દીધી હતી. એકેએક શિક્ષક આ બાળકને અસામાન્ય બુદ્ધિવાળો સમજતો. અને એકેએક વિદ્યાર્થીનું તેના પ્રત્યે આકર્ષણ થતું અને સર્વ કોઇ તેની મૈત્રી સાધતાં. કોઇની પાસે માગીને કે ઉછીની લાવીને પણ દરેક ચોપડી જેમ્સ વાંચી જતો.

છતાં છ વર્ષનો હતો ત્યારે પણ ટૉમસને ખેતીના કામમાં તે મદદ કરતો. નિશાળના વખતમાં તે નિશાળે જતો. પણ વર્ષમાં થોડાંજ અઠવાડિયાં નિશાળ ચાલતી. પોતાના ફુરસદના તેમજ સાંજના સમયનો તો તે વાંચવામાંજ સદુપયોગ કરતો. નવી ચોપડીઓ વાંચવાની ન મળે તો જે પોતાની પાસે હોય તે અનેકવાર તે વાંચતો અને પરિણામે એમાંના ઘણા ભાગ તો એને કંઠસ્થ થઇ ગયા હતા. એની માનસિક તૃષા તો કોઇ દિવસ છીપતીજ નહિ. સર્વ વસ્તુ ગ્રહણ કરી પચાવાની તેનામાં અજબ શક્તિ હતી.

આ વખતે ગાર્ફિલ્ડ અને બોઇન્ટનના છોકરાંએ મળી એક મંડળી પોતાની જોડણી સુધરે એ હેતુથી ઉઘાડી. પરિણામ એ આવ્યું કે નિશાળમાં અન્ય કોઇ જ વિદ્યાર્થી જોડણીમાં નિપૂણ બનેલાં આ બાળકો આગળ ટકી શકતાં નહિ. જ્યારે નિશાળમાં રજા પડે ત્યારે જોડણીની હરિફાઇની રમતો રમાય. આનો લાભ સર્વ કરતાં જેમ્સને વધારે થયો. એ તો આ બાબતમાં ઉસ્તાદ બન્યો. એના કરતાં ઉમ્મરમાં ઘણાય મોટા વિદ્યાર્થીઓ હતા, પણ કોઇ એના આગળ ટકી જ શકે નહિ. કેટલાક તો કહેતા કે "ભાઇ, જેમ્સને તો ચોપડીમાંના એકેએક શબ્દની જોડણી બરાબર આવડે છે." જેમ્સને બધાજ શબ્દની જોડણી આવડતી હોય કે નહિ એ વાત જૂદી છે, પણ જ્યારે જ્યારે આવી જોડણીની મેચ રમાતી, ત્યારે ત્યારે ભીલ્લુ તરીકે જેમ્સની પસંદગી પહેલી થતી

---

: ૫ :

## બાલખેડુત

આઠમે વર્ષે જેમ્સને ઉદરનિર્વાહ માટે ટૉમસની માફક નિયમિત મહેનત કરવાની જરૂર પડી; કારણ ટૉમસ તો પાડોશીઓનું કામ કરવા જાય એટલે ઘરનું કામ કરવાનું જેમ્સને માથે પડતું. તે લાકડાં કાપતો, ગાયો દોહતો, શાકભાજી પકવતો અને બીજા ખેડુતો જેમ કામ કરે છે તેમ એણે પણ કામ કરવું શરૂ કર્યું.

ટૉમસ જે કંઇ કમાઇ લાવતો એથી કુટુમ્બને ઠીક લાભ થતો. એ પૈસાથી ઘરમાં કંઇ ખાસ જરૂરની ચીજો જોઇતી તે લવાતી. હવે આ કુટુમ્બને પહેલાં કરતાં વધારે પૈસાની જરૂર પડી; કારણકે દરેકને પહેરવા જોડા તો જોઈએજ, અને ભણવા માટે ચોપડીઓની તો ખાસ જરૂર. શિક્ષકને પણ પૈસા આપવા પડે! ટૉમસ જે પૈસા લાવતો એમાંથી કુટુમ્બનો દરેક માણસ લાભ લઇ શકતો અને તે વખતની જરૂરીઆત પણ એમાંથી પૂરી પડતી.

એક દિવસ માતા ઇલિઝાએ જેમ્સને કહ્યું, "દીકરા, તું અત્યારે આઠ વર્ષનો છે અને ટૉમસ સત્તરનો છે. જ્યારે ટૉમસને પૂરાં અગીયાર વર્ષ પણ થયાં ન હતાં, ત્યારે તારા

પિતાનું અવસાન થયું અને આ સર્વ ખેતરનું કામ ટૉમને માથે પડયું. હવે તારે આ ટૉમની જગ્યા સાચવવાની તૈયારી કરવી જોઇએ. કારણકે એ હવે મોટો થયો છે; એને પોતાનું ભવિષ્ય સુધારવા માટે બહાર દુનિયામાં જવું જોઇશે અને એથી ખેતરોની તારે સંભાળ લેવી જોઇશે."

"હા બા, હું ખેતી તો કરી શકીશ." જેમ્સે જવાબ આપ્યો.

માતા બોલી, "ખેતી કેમ કરવી એ જાણ્યા સિવાય નહિ થાય, એને માટે તો મહાવરો જોઇએ."

જેમ્સ વચમાં જ લલકારી ઉઠયો કે "કેમ બા, જો ટૉમ તેમ કરી શકયો, તો હું પણ કરી જ શકીશ."

"હા દીકરા, તું એના જેટલી જ ઉંમરનો થઇશ ત્યારે તેમ કરી શકીશ."

"હા, હું પણ એમ જ કહું છું."

"પણ મને લાગે છે કે આગળ જતાં તું આ ખેતી કરતાં બીજું કંઇક વધારે સારૂં કરી શકીશ."

"ખેતી કરતાં વધારે ઉત્તમ શું છે?"

"કેમ, કેટલાક માણસો માટે શિક્ષક અને ઉપદેશકનું કામ સારૂં હોય છે. કેમ તને શિક્ષક થવું ન ગમે?"

"હા, હું મોટો થાઉં તો જરૂર નિશાળ ભણાવી શકું."

"અરે, એમાં છે શું? જો તું જોઇતો અભ્યાસ કરી લે, તો પછી નિશાળમાં શીખવી શકે. અને ટૉમસને જેટલી

ઉંમર થઇ છે તેટલી ઉંમરે તો તું શાળા જરૂર ભણાવી શકે અને હવે તને મોટો થતાં વારે કેટલી ?"

"બા, સત્તર વર્ષે ?" એણે એકાએક પૂછયું; કારણકે એણે તો જોયું હતું કે શિક્ષકો ટૉમસ કરતાં પણ ઘણા મોટા હતા. અને એથી એની તો કલ્પનામાં પણ આવી શકયું નહિ કે એ કામ સત્તર વર્ષે કેવી રીતે થઇ શકશે."

"હા, સત્તર અઢાર વર્ષે થઇ શકે. અરે, ઘણા જુવાનીઆ એથી પણ વહેલા શાળામાં શીખવે છે. પણ આપણી સ્થિતિવાળાને તો ખેતીની પહેલી જરૂર છે." માતાએ જવાબ આપ્યો.

"મા, ગાયોને આવવાનો વખત થયો," એમ જેમ્સે સૂચવ્યું; એટલે વાતનો અહીં જ અંત આવ્યો.

જેમ્સ સ્વાશ્રયી હતો. "હું નહિ કરી શકું" એનો તો અર્થ જ એ સમજતો નહિ. એણે એ શબ્દો તો કોઇ દિવસ ઉચ્ચાર્યા જ નહોતા. જ્યારે જ્યારે એણે માતાને જવાબ આપ્યો છે ત્યારે એણે કહ્યું છે કે "બા, હું તે કરી શકીશ." એક વખતએક રમુજી ઘટના થઇ. એક દિવસે એડ્વિન નામના પોતાના દોસ્ત સાથે ખેતરમાં મરઘીનાં ઇંડાં ખોળવા નીકળ્યો હતો. તે વખતે જેમ્સ આઠ વર્ષનો કે તેથી સહજ મોટો હતો. એડ્વિનને એક ન્હાની મરઘીનું ઇંડું જડયું. એ ઇંડું સાધારણ રીતે તેમને રોજ જે ઇંડાં જડતાં તેના કરતાં કંઇક નાનું હતું. એને હાથમાં ધરીને એડ્વિન બોલ્યો કે "અહા! આ કેવું લલચાવક છે!"

જેમ્સ તત્કાળ બોલી ઉઠયો કે "હું તે ગળી જઇ શકું?"

"આખું?"

"હા, બોલ આખું જ!"

"ના ગળાય."

"ગળી જાઉં."

"જા, જા, હવે; મોંઢામાં ભરાઇ તો રહેશે."

"અરે! શી વાત કરે છે? ના ભરાઇ રહે. જો આ ચાલ્યું."

આમ કહેતાંકને જેમ્સે તે ઇંડું ચપ દઇને મોંઢામાં મૂકી દીધું. પણ ઇંડું તો તેના ગળાની બારી કરતાં મોટું હતું, તેથી કેમે કર્યું ગળાયું નહિ. તે જોઇ એડ્‌વિન તો ખૂબ હસવા લાગ્યો, "ચાલ, તું નથી ગળી શકતો, ઇંડું તો ન્હાનું છે પણ તું ગળી શકતો નથી."

"અરે! જો તો ખરો, આ ચાલ્યું." એમ કહી જેમ્સે ફરી મોંમાં મૂક્યું.

અજાણતાં દાંત ભેગા થતાં ઇંડું મોંમાં ફૂટી ગયું. એને બહુ જ ગંદુ તો લાગ્યું, પણ શું કરે? જેમ્સે તો જેટલા જોરથી દોડાય એટલા જોરથી ઘર તરફ દોડવા માંડયું. આગળ જેમ્સ દોડે ને પાછળ એડ્‌વિન. એડ્‌વિનને જોવું હતું કે જેમ્સ શું કરે છે. બન્ને ઘર આગળ આવ્યા. જેમ્સે ચડપ દઇને રોટલીનો એક કકડો લીધો ને મોંઢામાં મૂકયો અને જરા ચાવી પેલા ભાંગેલા ઇંડા સાથે ગળી ગયો. અને બોલી ઉઠયો, "લે, જો ગળી ગયો ને?"

એણે જે કહ્યું તે એણે કર્યું. એડ્વિન તો હસતો હસતો આમતેમ ફરવા લાગ્યો. જો કે ચાલીસ વર્ષ આ બિનાને બન્યે વિત્યાં છે, પણ જ્યારે જ્યારે એ વાત એડ્વિનને યાદ આવે છે ત્યારે ત્યારે હસ્યા સિવાય એ રહી શકતો નથી.

માતા ઇલિઝાને આ બધી વસ્તુસ્થિતિ સમજાઇ નહિ. બધાએ વાત કરી ત્યારે બોલી, "ગાંડો રે ગાંડો!"

માતાનું કથન સત્ય હતું. આવા પ્રયોગો કરવા એ ગાંડછાઇ છે. જેમ ઘણી વખત આવા ગાંડા અને મૂર્ખ છોકરા ઉત્તરાવસ્થામાં મહા પુરુષ પાકે છે એવો એ ગાંડો હતો. "બસ, હું કરીશ" એ આત્મશ્રદ્ધાને લીધે જ તે આ કરી શકયો. ને જેમ જેમ આપણે વિચારીએ છીએ તેમ તેમ આપણને ગાંડછા શબ્દ ખેંચી લેવાનું મન થાય છે, કારણકે આ પ્રયોગ એ એની આત્મશ્રદ્ધાનું પરિણામ હતું. વિલિયમ કેરી નામનો પાદરી આપણા દેશમાં ખ્રિસ્તિ ધર્મની અગત્યની સેવા બજાવી ગયો છે. પણ તે ન્હાનો હતો ત્યારે એ વળી મહા વિચિત્ર પૂતળું હતો. ઝાડ ઉપર અને ઘર ઉપર ચઢવામાં એ બહાદુર હતો. "કંઇક થશે તો?" એ બીકે ઘણા જે કામ નહોતા કરી શકતા તે કામ એ કરી શકતો. એક દિવસ એક ઉંચા વૃક્ષની ડાળપરથી તે લથડયો ને તેનો પગ ભાગ્યો. નિરુપાયે તેને પથારી-વશ થવું પડયું. પણ એ ચંચળ જીવને ઘરમાં તો કેમ ગમે? મટયું ન મટયું ને બહાર નીકળ્યો કે તરત જ એણે પહેલું કામ તો એ જ કર્યું કે જે વૃક્ષની જે ડાળ ઉપરથી તે પડયો હતો તે વૃક્ષની તે જ ડાળ ઉપર ચઢીને તે બેઠો. તે જાણે

એમ સિદ્ધ કરતો ન હોય કે આપણે જે ધારીએ તે કરી શકીએ છીએ. વિલિયમ કેરીએ કરેલાં ઘણાં કામો ઉપરથી જોઇ શકાય છે કે એણે બાલ્યાવસ્થામાં કરેલું કામ એ મૂર્ખાઇ નહોતી પણ "બાળક મનુષ્યનો પિતા છે" એના જ્વલંત દૃષ્ટાન્ત રૂપ હતું.

જેમ્સ પણ "બસ કરી શકું" એમ કહેતો; પણ એ મિથ્યાભિમાની નહોતો. મિથ્યાભિમાનને અને આત્મશ્રદ્ધાને કંઇજ સંબંધ નથી. તે સરળ હૃદયી બાળક હતો. તેનામાં મગરૂબી કે મિથ્યાભિમાનનું નામ નહોતું. પોતાની શક્તિની એ વધારે પડતી કિંમત આંકતો નહિ. અને "નહિ કરી શકું" એવા નિરાશાપૂર્ણ શબ્દોને બદલે જ "બસ કરી શકું" એવા ઉત્સાહપૂર્ણ શબ્દો એક જુવાનને છાજે એમ એ બોલતો. આથી જ માતાને એની અંદર પૂર્ણ શ્રદ્ધા હતી. એક વખત એ ખેતરમાં કામ કરતો હતો, ત્યારે માતાએ કહ્યું, "બેટા જેમ્સ, હું કરી શકું એવો એક વાર નિશ્ચય થયો એટલે જાણે કે અર્ધું કામ તો થઇજ ગયું." મારા બાપાજી કહેતા કે "મન હોય તો માળવે જવાય."

બાળકે પૂછ્યું, "એટલે શું? એનો અર્થ શો?"

"કાર્ય સાધનની પ્રબળ ઇચ્છા હોય તો કાર્ય જરૂર સાધી શકાય. જે માનવીમાં આત્મશ્રદ્ધા હોય છે તે કાર્ય કરવાનો નિશ્ચય કરે છે. તે માનવી અનેક વિઘ્નો દૂર કરીને પણ અન્તે કાર્ય સાધીજ શકે છે. તું એમ કરી શકે બેટા?"

"હા, મા, હું કરી શકું."

"તારા પોતાના ઉપર તું વિશ્વાસ રાખ. કાર્ય કરવાને તું શક્તિમાન છે એવું ધારીશ કે તરતજ તે થયું જ જાણવું. એવું કહેવાય છે કે "જેઓ પોતાને સહાય થાય છે, તેમને પ્રભુ પણ સહાય કરે છે." અને હું માનું છું કે આમાં સત્ય રહેલું છે. તારા પિતાના મરણ પછી એ પરમકૃપાળુ ઈશ્વિરે આપણને આશ્ચર્યજનક રીતે સહાય કરી છે. શું કરવું એ મને ભાન ન હતું. આ વનમાં હું શી રીતે રહી શકીશ એ મને સૂઝતું નહોતું. પણ પ્રભુને શરણે ગઇ અને આત્મબળ ઉપર વિશ્વાસ રાખ્યો કે તુરત દિશા જડી ગઇ. એટલું જ નહિ, પણ હું ધારતી હતી તેના કરતાં આપણી બહુજ સારી સ્થિતિ થઇ છે. આનું કારણ એજ કે "મન હોય તો જરૂર માળવે જવાય." એ કહેવત મેં અમલમાં મૂકી. પ્રભુ આપણા પ્રયત્નો અવશ્ય સફળ કરે છે."

જેમ્સે પૂછયું, "આપણે કરવાનું ન કરીએ તો?"

"પ્રભુ પોતાના આશીર્વાદ ખેંચી લે. અને તેના જેવું ભયંકર સંકટ બીજું એકે નથી. પ્રભુના આશીર્વાદ સિવાય આપણે કશું સારૂં ન કરી શકીએ."

ખેડુતોને પ્રભુ સહાય થતો હશે કે નહિ એ જાણવા જેમ્સે કહ્યું, "હું તો એમ સમજતો હતો કે પ્રભુ આપણને ભલાં થવાને જ માત્ર સહાય આપે છે."

"ના બેટા, ઇશ્વિર તો એવો દયાળુ છે કે સારા જનસમાજને સહાય કરે છે. એની કૃપાથી આપણે સારા બાળક થઇ શકીએ, સારા કારીગર થઇ શકીએ, સર્વમાં સારા થઇ

શકીએ અને એ એકની સહાયતા વિના તો આપણે કશામાં સારા ન થઇ શકીએ."

જેમ્સ આ સુધારસ પીતો ગયો અને માનવા લાગ્યો કે હું ને પ્રભુ બન્ને મળી આ ખેતર ખેડી નાખીશું. તેની મા બોલવા લાગી, "જો તું એક કામ સારૂં કરીશ, તો બીજું કામ પણ સારૂં થઇ શકશે, અને એ રીતે અંત સુધી બધું સારૂં જ કરી શકીશ. તને સ્પષ્ટ સમજાશે કે આત્મબળે જ સૌ સારાં વાનાં થાય છે. એટલે તને આત્મબળથી કાર્ય સફળ કરવાની ટેવ પડી જશે. અને ખરેખર આ જગતમાં આત્મબળ સમાન અન્ય બળ નથી. કાર્ય સફળ કરવાનો એ જ એક માર્ગ છે."

જ્યારે જેમ્સને આત્મબળ—આત્મશ્રદ્ધાની ખરી જરૂર હતી ત્યારે માતા ઇલિઝાને મુખેથી એણે આ શિખામણ સાંભળી. આ ઉપદેશ લેઇ બાળકે જગતપ્રવાસનો આરંભ કર્યો. એને સહાય કરનાર કોઇ હતું નહિ. અને બીજો કોઇ એને સહાય કરે એવી એને ઇચ્છા પણ ન હતી. જેમ ઘણાં બાળકો સંસારસમુદ્રમાં ઉતરતી વખતે સમૃદ્ધ પિતાની કે અન્ય કોઇ સંબંધીની સહાયની ઇચ્છા કરે છે, ને માને છે કે પછીથી હું આત્મબળ વડે તરી શકીશ, તેમ જેમ્સ ઇચ્છતો પણ નહોતો અને માનતો પણ નહોતો. એને તો પૂર્ણ શ્રદ્ધા હતી કે જો કંઇ પણ થવાનું હોય તો તે પોતાના આત્મબળથી જ થવાનું છે. એની આગળ તો સખત મજુરીનું કામ આવીને પડયું હતું. એક રાજદ્વારી માણસ જે મહા શ્રમ ઉઠાવીને આગળ આવી શકયો હતો, તેના શબ્દો

છે કે "મને તમે જે ઉંચી પાયરીએ જુઓ છો એ સર્વ મારા આત્મબળને લીધે જ છે. આત્મપ્રયાસથી જ હું આગળ આવી શકયો છું." આ વસ્તુએ એની અંદર બાલ્યાવસ્થાથી જ ઉંડાં મૂળ નાખેલાં હોવાં જોઇએ કારણ કે જ્યારે તે ચાળીસ વર્ષનો હતો ત્યારે નવજુવાનોને ઉદ્દેશી નીચેના શબ્દો બોલેલો:

"સંસાર સમસ્તમાં યુદ્ધ ચાલી રહ્યું છે. ઘોડાને દોડાવી શત્રુ પર ધસશો તો વિજય થશે. ઘોડો દોડાવવા તેને એડી મારો, પણ હે નવજુવાન મિત્રો, યાદ રાખજો કે યુદ્ધ, ઘોડો કે બીજા કોઇ પણ પ્રસંગો તમને એડી બનાવી નહિ આપે. જો એડી પહેરવાની ઇચ્છા હોય તો તે તમારે આત્મબળેજ પ્રાપ્ત કરવી જોઇએ. ઇચ્છા હોય તો યુદ્ધે જતાં પહેલાં એડીઓ તૈયાર કરો ને ખૂટ જડી દ્યો. જે વસ્તુ માટે તમને શ્રમ પડે નહિ તે વસ્તુની પ્રાપ્તિમાં તમને વિજય મળે તોપણ તે નકામો છે. જે વસ્તુમાં તમે યશસ્વી નીવડો એ વસ્તુ માટે તમે પૂરેપુરો પ્રયાસ કરેલો હોવો જોઇએ. જે જે વિજયો મળે તે તે તમારા બળને જ પરિણામે હોવા જોઇએ. અને તો જ એ વિજય તમારો છે. ગરીબાઇને વિઘ્ન ન ગણશો. તમારા ઉન્નતિના માર્ગમાં એ આડખીલી છે એમ પણ ન માનશો. આ જીવનમાં મેં કદાપિ એમ જાણ્યું જ નથી કે વિજય પ્રાપ્તિને જેઓ યોગ્ય છે તેઓ પરાજય પામ્યા હોય. જે યુવાન માણસને પોતાની ચઢતી જોવી છે એણે આખી જીંદગી સામાન્ય સૈનિક તરીકે ગાળવી ન જોઇએ. એણે તો સેનાપતિ જ થવું રહ્યું. તમારે ગુમાસ્તા તરીકે આખી

જીંદગી પડયા ન રહેવું બીજા ઘણાને તમારે ત્યાં રોકી શકો એવા તમારે બનવું જોઈએ દુનિયામાં કંઈક એવું છે, હે દોસ્તો, કે જેના ઉપર તમે તમારા હુકમ ચલાવી શકો જાઓ, જાગ્રત થાઓ, અને ખોળી કહાડો કે એ વસ્તુ કઈ છે તમે ધારો તો તમારા ઘોડાને તમે વશ કરી શકો ધીમે ધીમે તમે સેનાપતિ બની શકો અને એ રીતે તમારૂં ભાવિ ઉજ્જ્વળ બનાવી શકો"

એની બાલ્યાવસ્થાનો એક બીજો રમુજી બનાવ જાણવા જેવો છે એની ઉમ્મર એ વખતે આશરે આઠદસ વર્ષની હશે શાળામાં હેન્રી અને જેમ્સ બન્ને જોડાજોડ બેઠેલા વર્ગમાં બહુ ગરબડ ન થાય એ રીતે તેઓ એક બીજા તરફ જોઈ હસવા લાગ્યા, ને ત્રાંસી આંખે જોવા લાગ્યા ચતુર શિક્ષક સમજી ગયા કે આજે રોજના કરતાં આ બે વિદ્યાર્થીઓનું વર્તન જુદાજ પ્રકારનું છે, અને તે એકદમ અટકાવવું જ જોઈએ આથી એમણે હુકમ કર્યો, "જેમ્સ અને હેન્રી, તમે બન્ને તમારી ચોપડીઓ નીચે મૂકી દ્યો અને ઘેર ચાલ્યા જાવ, જોઉં"

બન્ને જણ એક બીજા સામે જોવા લાગ્યા અને જરા વાર થોભ્યા ત્યાં તો ગુરુજીએ ફરી બૂમ પાડી, "ચાલો, જલદી કરો, વાર ન લગાડો"

"જઈએ, ગુરુજી" કહી જેમ્સ બહાર નીકળ્યો એની પાછળ વગર બોલ્યે હેન્રી પણ ગયો જેમ્સે તો આવ ઘર વ્હેલું, કરી મૂકી દોટ ઘરભણી, અને માતા જુએ નહિ

એ રીતે ઘેર પહોંચ્યો કે તરત જ આવ્યો પાછો, અને શાળામાં આવી પોતાની જગ્યાએ હાંફતો હાંફતો આવીને બેઠો.

ગુરુજી તો દિંગ થઇ ગયા અને જોરથી બૂમ પાડી બોલ્યા, "કેમ જેમ્સ, મેં તને ઘેર જવાનું કહ્યું નથી કે?"

"ગુરુજી, હું ઘેર જઇ આવ્યો."

"જઇને આવ્યો?"

"હા ગુરુજી, હું તો ઘેર જઇને -આવ્યો. તમે કંઇ મને ઘેર રહેવાનું ઓછું કહ્યું હતું?"

"ભલે, ત્યારે તું અહીં જ રહે." ગુરુજીએ હસતાં હસતાં આ થયેલી મશ્કરી ઉડાવી દેવા જવાબ આપ્યો. પછીથી જેમ્સ પોતાને વર્ગમાંથી બહાર કાઢી ન મૂકે માટે બહુ સંભાળથી બિલકુલ ગરબડ કર્યા સિવાય પોતાને નંબરે જઇને બેઠો. અને પેલા ભાઇબંધ હેન્રી તો નિશાળના ઓરડા આગળ જરા ઉભા રહ્યા, પછી ઘેર ગયા અને બાકીનો આખો દિવસ ઘેરજ ગાળ્યો. આટલો આ બન્ને વચ્ચે ભેદ! જેમ્સે તો આ ક્રોધનું નિવારણ કરવા સર્વોત્તમ માર્ગ લીધો અને આજ્ઞાનું અક્ષરશઃપાલન કર્યું. એ કોઇ દિવસ ચીડાય કે સામે થાય એવો ન હતો, પણ હંમેશાં એ હસતા પક્ષીની માફક રહેતો. તે સદા આનંદી, ચંચળ અને પ્રફુલ્લ જણાતો. આ ન્હાના સરખા બનાવે શિક્ષક અને શિષ્યનો ગાઢ સંબંધ કરાવ્યો. શિક્ષકે શિષ્યને બરાબર ઓળખ્યો. જેમ્સની ઉમ્મર આ વખતે અગિયાર વર્ષની હતી અને ટોમસ વીસ વર્ષનો હતો બધાંએ મળી નક્કી કર્યું કે શાળાનું મકાન

હવે બીજું નવું બાંધવું, અને આ જૂનું મકાન ટૉમસને નજીવી કિંમતે વેચાતું આપવું. ટૉમસ, જેમ્સ અને બૅઇન્ટ-નનાં બીજાં બાળકોએ મળી એ જૂના મકાનને ઉતારી નાખી તેની સામગ્રી વડે ટૉમની ઝુંપડીને લગોલગ પાછલા ભાગ સાથે પાછું ઉભું કરી દીધું. એટલે હવે બધાંને ઠીક જગ્યા મળી. ટૉમસે આ બધું કર્યું તે પોતે પુખ્ત ઉમ્મરનો થયો છે, ને હવે ઘર છોડવાનો છે, એ વિચારથી કર્યું હતું.

---

## : ૬ :

## જંગલમાં રવિવાર

"આજે તો રવિવાર, ખ્રિસ્તિઓનો ધર્મ દિવસ." માતાએ જેમ્સ વગેરે બાળકોને કહ્યું, "આજનો પવિત્ર દિવસ આ જંગલોમાં પણ પળાવો જોઇએ. શહેર અને મોટા નગરોમાં તો ઘણા લોકો ઉપાસના મંદિર બંધાવે છે. તેના ઉપર સુંદર ગગનગામી ઉંચા મિનારા હોય છે અને તેના શિખર પર ઘંટ રાખવામાં આવે છે."

ઉપાસના મંદિરો અને ઘંટની ખબર નહતી તેથી જેમ્સ બોલ્યો, "શા માટે એ લોકો ત્યાં ઘંટ રાખતા હશે?" જેમ્સને તો શું પણ બીજાં બધાં બાળકોને પણ આ ઉપાસના મંદિરની તેમ રવિવારને દિવસે વગાડવામાં આવતા ઘંટની કશીજ

ખબર નહતી. તેથી માતાએ શહેરમાં ચાલતી રીતનું જે વર્ણન કર્યું તે તે સાંભળી જ રહ્યાં.

ઇલિઝાએ ઉત્તર આપ્યો, "એ તો લોકોને ઉપાસના મંદિરમાં બોલાવવાને ઘંટ વગાડવામાં આવે છે, પણ આ વનમાં લોકો દૂર દૂર વસે છે તેથી અહીં તો ઘંટ નિરર્થક છે."

જેમ્સ—પણ વનમાં ઘંટ વધારે ઘોર અને સુંદર નાદ ન કરી શકે?

ઇલિઝા—કરી શકે, અને લોકો પણ એકઠા થાય. આ જંગલમાં દર રવિવારે ઘંટનો નાદ સંભળાતો રહે તો એકલવાયાપણું ન લાગે. પણ આપણને તો ગમે ત્યારે પણ ઉપદેશ મળ્યા જાય તો વધારે સારૂં.

જેમ્સ—એ ભવ્ય ઉપાસના મંદિરોવાળા નગરોમાં રહેવાનું મને બહુ ગમે.

ઇલિઝા—એ પણ એક દિવસ તારે આવશે, બેટા! અમારામાંથી એ જોવા કોઇ જીવતું નહિ હોય.

આ શબ્દોએ જેમ્સમાં નિરાશા ઉત્પન્ન કરી. એ બિચારો તો એમજ માનતો કે આપણા ભાગ્યમાં નગરવાસી થવું ક્યાંથી લખ્યું હોય!

તે વખતે ઉપદેશ કરવા પાદરીઓ જતા નહોતા. વખતે વખતે 'શિષ્ય સંપ્રદાય'નો કોઇ પ્રચારક આવી ચઢતો, અને શાળાના મકાનમાં કે કોઇના ઘરમાં બેસી ઉપદેશ આપતો. ગાર્ફિલ્ડના મરણ પહેલાંથી જ આ પ્રમાણે ચાલતું હતું. આ ગાર્ફિલ્ડ કુટુમ્બે તો ઓરેંજ પ્રદેશમાં જતા

પહેલાંજ આ પંથની દીક્ષા લીધી હતી, અને તેથી તેઓ એ ઉપદેશ સાંભળવાને બહુ ઉત્સુક રહેતાં હતાં. કેટલીક વખતે તો તેઓ ઉપદેશ સાંભળવાને સાત આઠ માઇલ દૂર પણ જતાં હતાં. જેમ્સની બાલ્યાવસ્થાના આ સમયમાં બધાં જ ધર્મભાવી કુટુંબોને ઉપદેશ શ્રવણ માટે આ પ્રમાણે કરવું પડતું હતું. કોઇ ઘોડે બેસીને, તો ઘણાં ચાલતાં એમ રવિવારે એટલું ચાલીને પણ જતાં. ઘણી વખત તો કોઇક પિતા અને માતા સૌથી નાના બાળકને સાથે લઇ ઘોડા ઉપર બેસીને, તથા મોટાં બાળકો ચાલીને પણ જે સ્થળે ઉપદેશક આવવાનો હોય ત્યાં રવિવારને દહાડે જતાં.

તે સમયના ઉપદેશકો નિરક્ષર છતાં ભલા હતા. તેઓ પણ ખેડુતોની માફક યૂરોપથી આવીને અમેરિકામાં વસ્યા હતા. સ્થળ, સમય અને લોકોને બધાંને યોગ્ય તેઓ હતા. ઉપદેશકો સાદા અને સહૃદયી હતા. અને લોકોને ઉપદેશ આપવા ઘોડે બેસી જંગલે જંગલ રખડતા. ઘણી વખત આ ઉપદેશકોમાં કોઇક બહુજ નામાંકિત ઉપદેશક પણ આવતો. તેનામાં સર્વ કરતાં ઉપદેશ કરવાની શક્તિ અને પ્રભાવ વધારે જણાતાં. જો કે બીજા ઉપદેશકોનું સ્વાગત સારૂં થતું પણ આ શક્તિશાળીનું સવિશેષ થતું. તેઓ ચાલતાં ચાલતાં જ્યાં બપોર અથવા સાંજ પડે ત્યાં પાસેની કોઇ ઝુંપડીમાં જઇ ખાતા અને રાત વાસો કરતા. ખેડુત સારામાં સારૂં ભોજન ઉપદેશકને આપતો, ને ઉપદેશક સારામાં સારો ઉ-પદેશ ખેડુતને આપતો. અત્યારે આ જમાનામાં આપણે એ ધર્મોપદેશકની કેટલી અસર થતી હશે એ ન સમજી શકીએ.

આપણે તો અત્યારે કદાચ એ વાંચીને હસીએ, પણ તે અ-રસામાં જેની ખાસ જરૂર હતી અને જેના સિવાય ચલાવી શકાય તેમ નહોતું એવા ધર્મતત્ત્વને અને ધર્મશક્તિને તેમણે જ પૂરાં પાડયાં હતાં. તેઓએ આ સંસ્થાનવાસીઓને ઉમદા જીવન બનાવવા પૂરતું ઘણું આપ્યું હતું.

જેમ્સ દસ વર્ષનો થયો ત્યાં તો એને પણ આ ઉપદેશકોનાં વચનામૃતો સાંભળવા મળ્યાં. ઉપદેશકોને સાંભળવાની ઉમદા તક એ કોઇ દિવસ ચૂકતો નહિ. આ ઉપદેશકોએ પણ તેના જીવનના ઘડતરમાં ઠીક ઠીક ભાગ લીધેલો.

ગાર્ફિલ્ડના કુટુમ્બમાં રવિવારનો દિવસ—વિશ્રામવાર—પળાતો. ખાસ આવશ્યક કાર્યો વિના બીજું કોઇ કાર્ય રવિવારને દહાડે થતું નહિ. બાઇબલ વંચાતું. વંચાતું એટલું જ નહિ પણ એના પર વિવેચન થતું. ચાર પ્રકરણ વાંચવાં એ તો ઇલિઝાનો સદાનો કાર્યક્રમ હતો; પણ રવિવારે તે વધારે વાંચતી ને વિચારતી. બાળકો પ્રશ્નો પૂછે એના જવાબ આપતી. વળી પોતે પણ તેમને એ સંબંધી પ્રશ્નો પૂછતી. જેમ્સ તો આમ પુષ્કળ રસ લેતો. શાસ્ત્ર વિષે એની જીજ્ઞાસા વધી ને વાંચતા શીખ્યા પછી તે પણ સદા ધર્મગ્રંથ વાંચ્યા કરતો. બાઇબલની જે કથાઓ તેની માએ બાલ્યાવસ્થામાં તેને કહેલી, તે વાતો વાંચતાં શીખ્યા પછી તે હંમેશ વાંચતો ને ચમત્કારની પેઠે તે કથાઓ તેને આનંદ આપતી. એમ કરતાં બાઇબલનો પરિચય એને એટલો બધો થઇ ગયો કે કઇ કથા ક્યાં છે તે એ ત્વરાથી

ખોળી કાઢતો. તેની મા બાઇબલને આદર સહિત 'પ્રભુપુસ્તક' કહેતી, તે વિષે જેમ્સ વારંવાર તેને પ્રશ્નો પૂછતો.

"મા, એ 'પ્રભુપુસ્તક' છે એમ તેં શી રીતે જાણ્યું?"

"કારણ કે માનવી જે પુસ્તક લખી શકે તેથી તે જુદા જ પ્રકારનું છે."

"તેં એકવાર મને કહ્યું હતું કે એ પુસ્તક તો મોઝિઝ, ઈસાયા, ડેવિડ,મેથ્યુ, પૉલ અને બીજા ઋષિઓએ લખ્યું છે."

"હા, એ ખરૂ છે. લખેલું તો એમણે જ, પણ પ્રભુની પ્રેરણાથી લખેલું. પ્રભુની મદદ સિવાય તેઓ કશું લખી શકયા ન હોત. પ્રભુએ એમના અંતરમાં જે ઉતાર્યું તે એમણે લખી લીધું."

"ત્યારે તેથી જ તું એને 'પ્રભુનું પુસ્તક' કહે છે?"

"હા, તેણે ઋષિઓને લખવા પ્રેરણા કરી તેથી તે પુસ્તકનો પ્રણેતા તો પ્રભુ જ કહેવાય."

"ત્યારે એમાં જે બધી વાતો આવે છે એ બધી સાચી હશે?"

"હા, હા, વળી. હું માનું છું કે બધી જ સાચી."

"એમાં આવે છે કે જોસેફને અનેક રંગી કોટ હતો તે સાચી વાત છે?"

"હું ધારૂં છું કે સાચી છે."

"એને એક જ રંગનો કોટ કેમ ન આપ્યો? એકજ રંગનો કોટ બનાવવો એ તો ઉલટું સહેલું પડે."

"હા, પણ બીજાં સર્વ બાળકોમાં એના પિતાની એના ઉપર વધારે પ્રીતિ હતી. એણે પક્ષપાતથી એને આ અનેક-રંગી કોટ કરાવી આપ્યો હતો."

"પોતાનાંજ અનેક બાળકોમાં એક પર વધારે પ્યાર કર્યો એ પિતાને ઉચિત હતું?"

"ના, એ ઉચિત તો ન હતું."

"એના પિતા સાધુ પુરુષ હતા?"

"હા, પણ કેટલાક સાધુ પુરુષોય ભૂલને પાત્ર થાય છે."

"જો સાધુ પુરુષો પણ આવી ભૂલો કરે તો પછી અસાધુ અને એમનામાં શો ભેદ રહ્યો?"

"એ સાધુ પુરુષો પેલા માણુસો જેટલાં અનિષ્ટો અને પાપો કરતા નથી."

"સાધુ પુરુષો પાપકર્મથી દૂર ન રહી શકે?"

"હા, રહી શકે. જો પ્રભુજી સહાય કરે તો."

"પ્રભુ એમને ત્યારે શું હમ્મેશાં મદદ નહિ કરતો હોય?"

"ના."

"કેમ નહિ કરતો હોય?"

"કદાચ એની મદદને તેઓ લાયક નથી હોતા."

"પ્રભુની સહાય સિવાય માણસ સારો ન થઈ શકે?"

"ના, અને ખરાબ તો એ છે કે એની સહાય વગર તેમનામાં સારા થવાની ઇચ્છા પણ નહિ પ્રગટે."

એમને સારી ટેવ પાડી. બહાર ઉપદેશ મંદિરો ન હતાં એ તો આ બાળકોને લાભદાયી નીવડયું. કારણકે માતા જાણતી હતી કે આ ઝુંપડીની બહાર મારાં બાળકો કંઇ જ શીખી શકશે નહિ, માટે માતા તેમને વારંવાર શીખવતી, માર્ગ બતાવતી અને તેમનાં હૃદયપર સારી છાપ પાડવા પ્રયત્નશીલ રહેતી. જેમ્સ કોઇ મ્હોટા વસ્તીવાળા નગરમાં વસતો હોય તેના કરતાં અહીં એને વધારે લાભ મળ્યો એમ કહીએ તો ચાલે.

ગાર્ફિલ્ડ જેમ્સ જ્યારે આઠ વર્ષનો હતો ત્યારે તે પ્રાન્તમાં મદિરાનિષેધક મંડળો બહુ જોરથી પોતાનું કામ કરતાં હતાં. ન્યુ ઇગ્લેન્ડમાં આ કામ અપૂર્વ ઉત્સાહથી ચાલી રહ્યું હતું અને ઓહિઓના પ્રદેશમાં પણ એવો જ ઉત્સાહ ફેલાયો હતો. ખેડુતનાં નેસડાંમાં પણ એમનો ઉપદેશ પહોંચી વળ્યો હતો. માતા ઇલિઝા આ સુધારાને સત્કારતી અને રવિવારના ઉપદેશમાં ઘણી વાર તે મદિરાનિષેધ વિષે બોલતી.

"મદિરાપાન એ ભયંકર પાપ છે. અને તમારા પિતા પણ એમજ માનતા."

જેમ્સે પૂછયું, "રમ અથવા વ્હિસ્કી તો પીતા હતાને?"

ઇલિઝા—કોઇ કોઇ વાર પીતા. પણ મદિરામત્ત પુરુષો ઉપર તેમને બહુ દયા આવતી. તે માનતા કે એ લોકો નિર્બલ હૃદયી છે.

"જ્યારે લોકો જાણે છે કે દારૂ એમને નુકસાન કરનારી

"શા માટે તેવી ઇચ્છા મનુષ્યમાં ન પ્રગટે?"

"કારણકે મનુષ્યો એટલાં બધાં દુષ્ટ હોય છે."

"ત્યારે તેઓ સારા શી રીતે થઇ શકે?" સાથે સાથે એના મનમાં એ સમજી શકતો ન હતો કે સારા માણસો ખરાબ પણ શી રીતે થઇ શકે.

આ સંવાદમાં જેમ્સની જીજ્ઞાસા, વિવેકશક્તિ અને વિચારશૈલી સ્પષ્ટ જણાઇ આવે છે. ઘણી વખત તો માતા ઇલિઝા એના બાઇબલના પ્રશ્નોના ઉત્તર પણ આપી શકતી નહિ. ઘણી વખત એના સીધા અને સાદા પ્રશ્નથી તે ધુંચાઇ જતી. આ કુટુમ્બનો રવિવારનો દિવસ એ બાઇબલની ચર્ચામાં જ જતો. રાજ્યને રાજ્યતંત્રની જેટલી અગત્ય છે, વ્યક્તિને ચારિત્ર્યની જેટલી મહત્તા છે, એટલીજ અગત્ય અને મહત્તા આ કુટુમ્બને બાઇબલની હતી. દરેક વસ્તુની ખોટ બાઇબલને લીધે જણાતી નહિ. આ કુટુમ્બને કેટલું સુખ આનાથી મળ્યુ હશે એ તો કહેવું અશકય છે. ખરેખર આ બાઇબલમાનાં ડહાપણભર્યાં સૂત્રોએ એના હૃદય ઉપર ઠીક સત્તા જમાવી હતી. ચાળીસ વર્ષ પછી જ્યારે તે ભાષણ આપતો ત્યારે એમાંની ઉપમાઓ, રૂપકો અને સૂત્રમય ભાષાથી તે લોકોને મન્ત્રમુગ્ધ બનાવી દેતો.

એ તો કહેવુંજ પડશે કે બીજા કોઇ ખ્રિસ્તીનાં બાળકો ધર્મોપદેશના વ્યાખ્યાનો હંમેશાં સાંભળે અને જે કંઇ મેળવે એના કરતાં જેમ્સ તેમજ તેનાં ભાઇબ્હેનોએ ઘણી અમૂલ્ય અને સત્ય શિખામણો મેળવી હતી. આ શિખામણોએ

એમને સારી ટેવ પાડી. બહાર ઉપદેશ મંદિરો ન હતાં એ તો આ બાળકોને લાભદાયી નીવડયું. કારણકે માતા જાણતી હતી કે આ ઝુંપડીની બહાર મારાં બાળકો કંઇ જ શીખી શકશે નહિ, માટે માતા તેમને વારંવાર શીખવતી, માર્ગ બતાવતી અને તેમનાં હૃદયપર સારી છાપ પાડવા પ્રયત્નશીલ રહેતી. જેમ્સ કોઇ મ્હોટા વસ્તીવાળા નગરમાં વસતો હોય તેના કરતાં અહીં એને વધારે લાભ મળ્યો એમ કહીએ તો ચાલે.

ગાર્ફિલ્ડ જેમ્સ જ્યારે આઠ વર્ષનો હતો ત્યારે તે પ્રાન્તમાં મદિરાનિષેધક મંડળો બહુ જોરથી પોતાનું કામ કરતાં હતાં. ન્યુ ઇંગ્લૅન્ડમાં આ કામ અપૂર્વ ઉત્સાહથી ચાલી રહ્યું હતું અને ઓહિઓના પ્રદેશમાં પણ એવો જ ઉત્સાહ ફેલાયો હતો. ખેડુતનાં નેસડાંમાં પણ એમનો ઉપદેશ પહોંચી વળ્યો હતો. માતા ઇલિઝા આ સુધારાને સત્કારતી અને રવિવારના ઉપદેશમાં ઘણી વાર તે મદિરાનિષેધ વિષે બોલતી.

"મદિરાપાન એ ભયંકર પાપ છે. અને તમારા પિતા પણ એમજ માનતા."

જેમ્સે પૂછયું, "રમ અથવા વ્હિસ્કી તો પીતા હતાને?"

ઇલિઝા—કોઇ કોઇ વાર પીતા. પણ મદિરામત્ત પુરુષો ઉપર તેમને બહુ દયા આવતી. તે માનતા કે એ લોકો નિર્બલ હૃદયી છે.

"જ્યારે લોકો જાણે છે કે દારૂ એમને નુકસાન કરનારી

વસ્તુ છે, તો પછી તેઓ એને છોડી દેતા કેમ નહિ હોય?" જેમ્સે જીજ્ઞાસા કરી.

ઇલિઝા—શાથી તેઓ છોડતા નથી એ તો કંઇ સમજાતું નથી, પણ કેટલાક કહે છે કે તેઓથી છોડી શકાતું નથી.

જેમ્સ આશ્ચર્યથી બોલ્યો, "છોડી નથી શકાતું?"

ઇલિઝા—એવું કહેવાય છે કે તેઓ નથી છોડી શકતા. તેમને એ પીવાની એવી ભયંકર લાલસા થાય છે કે તેને એ લોકો અંકુશમાં નથી રાખી શકતા."

સંપૂર્ણ દઢતાથી જેમ્સે પોતાનો વિચાર જણાવ્યો કે "હું તો જરૂર છોડી શકું."

ઇલિઝા—એવા માદક પદાર્થોનું પ્રથમથી જ સેવન ન કરવું એ વધારે સારૂં છે, અને એ જ સૌથી સલામતી ભર્યો માર્ગ છે. પાપમાર્ગે ન જવું એ સહેલું છે પણ પાપમાર્ગે ગયા પછી પાછા ફરી સુધરવું એ સહેલું નથી."

જેમ્સ—લોકો ત્યારે દારૂ પીતા જ કેમ હશે?

ઇલિઝા—એ તો આપણને કેમ ખબર પડે કે માણસો દારૂ કેમ પીતા હશે? મને લાગે છે કે ઘણા માણસો દારૂ પીએ છે એનું કારણ એ છે કે એમને એ ગમે છે, એમાં એમને મઝા પડે છે.

"એમને એ દારૂ સ્વાદિષ્ટ લાગતો હશે?"

"હું ધારૂં છું કે જેમને એ ગમે છે તેમને તો સ્વાદિષ્ટ લાગતો જ હોવો જોઇએ."

"મારે જરા એનો સ્વાદ કેવો છે એ જાણવા ચાખી જોવો પડશે."

"બેટા, એનો સ્વાદ કદાપિ નજ જાણવો એ સારામાં સારૂં છે. જો તું કદી એનો સ્વાદ ચાખે જ નહિ તો તું કદાપિ દારૂડીઓ થાય જ નહિ, એ વાત ચોક્કસ છે. દારૂ રાતો હોય, પ્યાલાને રાતો રંગ આપતો હોય અને એમાં વિજળી માફક ચમકારા મારતો હોય ત્યારે તે તરફ દૃષ્ટિ સરખી પણ કરશો મા, કારણકે અન્તે તે નાગની પેઠે દંશે છે. આના કરતાં બીજું વધારે સત્ય કયું હશે?"

જેમ્સે વળી પૂછયું, "પીનારને હાનિ કરે એવી વસ્તુ દારૂમાં કઇ હશે?"

ઇલિઝા—મદિરામાં આલ્કોહોલ નામે પદાર્થ છે, તે પીનારને મત્ત કરી નાખે છે ને તેના શરીરને હાનિ કરે છે. દૂધ કે પાણી પીવાથી કંઇ નુકસાન થાય છે?

જેમ્સ—ના, બિલકુલ નહિ.

"ત્યારે એ બે પદાર્થોમાં એટલો ભેદ છે. દૂધ અને પાણીમાં આલ્કોહોલ નથી."

જેમ્સ—શરીરને હાનિ કરે એવા પદાર્થો મદિરામાં શા માટે નાખતા હશે?

માતા ઇલિઝાએ પોતાની શક્તિ પ્રમાણે પ્રશ્નનો ઉકેલ કરવાનો યત્ન કર્યો, કે "એમાં આલ્કોહોલ નાખતા નથી પણ રાસાયણિક પ્રયોગોથી તે ઉત્પન્ન કરવામાં આવે છે, અને પૈસા કમાવા માટે લોકો ગમે તે ધંધો કરે."

આ રીતે માતા બાળકને મદિરાનિષેધનો ઉપદેશ કર્યા કરતી. જોકે જેમ્સના મગજમાં દારૂથી થતી અતિશય હાનિનો ચોક્કસ વિચાર તો ન આવી શક્યો પણ દારૂ ખરાબ છે એમ તો એ માનતો થયો. માતા પોતે જેટલી ઘટનાઓ દારૂપાનના નુકસાનની જાણતી હતી તે બધી તેણે બાળકો આગળ રજુ કરી, અને બતાવી આપ્યું કે દારૂ પીવાથી ભયંકર હાનિ થાય છે. આથી જેમ્સે તો નક્કી કરી નાખ્યું હતું કે દારૂ તો કદી પીવો જ નહિ.

માતા રવિવારે બીજા જે ઉપદેશો આપતી તેમાં સ્વદેશાભિમાનનો ઉપદેશ મુખ્ય હતો. અમેરિકાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા તેના પૂર્વજોએ જે જહેમતો ઉઠાવેલી, અને જે આત્મભોગો આપેલા તે સર્વ માતા બાળકો આગળ કહી બતાવતી. એમ કરતાં કેટલીક વાર તો કલાકોના કલાકો પસાર થઇ જતા, પણ તે નિરર્થક નહોતા જતા. માતાના ઉપદેશથી જેમ્સના હૃદયમાં સ્વદેશભક્તિના ઉત્તમ વિચારોનાં બીજ રોપાયાં. બીજા ગમે તેવા ઉપદેશ આપણે ન્હાનાં બાળકોને આપીએ, પણ આવી વાતોથી બાળહૃદય ઉપર જે અસર થાય છે તે ખરેખર અદ્ભુત હોય છે. જેમ્સની અંદર આ સ્વદેશાભિમાની વૃત્તિ આ વાતોમાંથી જ જાગૃત થઇ. પ્રખ્યાત હેનિબાલ આઠ વર્ષનો થયો ત્યારે તેના પિતા ...માં લઇ ગયા અને રોમની સામે નિરંતર વૈર ચાલુ ...ની તેની પાસે વેદી સમક્ષ પ્રતિજ્ઞા લેવડાવી. જેમ્સની ... એમ તો ન કર્યું, તથાપિ સ્વદેશનું રક્ષણ કરવાની ...ંત ઇચ્છા પુત્રના હૃદયમાં તે ઉત્પન્ન કરી શકી.

બીજા એક રવિવારે ઇલિઆએ કહ્યું, "સત્ય આચરણ કરતાં કદી ના ડરો બેટા. સત્ય આચરતાં જે ડરે છે તે જ આ સંસારમાં વધારેમાં વધારે કાયર છે."

જેમ્સ—મને નથી લાગતું કે માણસો સત્ય આચરતાં ડરે.

ઇલિઆ—પણ હું તો ઇચ્છું છું કે બાળકોએ પણ સત્ય આચરતાં ડરવું ન જોઇએ. બાળકો કેટલીક વાર સત્ય આચરી શકતાં નથી.

આ કથનમાં જેમ્સને શંકા પડી તેથી તેણે પૂછયું, "ક્યારે?"

ઇલિઆ—જ્યારે તેમને તેમના સાથીઓને રાજી રાખવાનું મન થાય છે ત્યારે માતાની અને ગુરુજીની આજ્ઞા પાળતાં તેઓ ડરે છે.

જેમ્સ સમજી ગયો કે આ પ્રહાર મારા ઉપર થયો, એથી તે બોલ્યો, "પણ બાળકો મોટાં થાય ત્યારે ડરે ના, એમજને?"

માતા બોલી, "ના, બાલ્યાવસ્થામાં પણ ડરવું ન જોઇએ. બાલ્યાવસ્થાથી જ જો તમે સત્ય આચરતાં નહિ શીખો, તો ઉત્તરજીવનમાં કદાપિ તમે સત્ય આચરી નહિ શકો. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય એ કથન સત્ય છે. જેટલો બાયલો પુરુષ નિંદ્ય છે, તેટલો બાયલો બાળક પણ તિરસ્કારને પાત્ર છે. તમારા સોબતીઓ અને સહચરો બધા

આ રીતે માતા બાળકને મદિરાનિષેધનો ઉપદેશ કર્યા કરતી. જોકે જેમ્સના મગજમાં દારૂથી થતી અતિશય હાનિનો ચોક્કસ વિચાર તો ન આવી શકયો પણ દારૂ ખરાબ છે એમ તો એ માનતો થયો. માતા પોતે જેટલી ઘટનાઓ દારૂપાનના નુકસાનની જાણતી હતી તે બધી તેણે બાળકો આગળ રજુ કરી, અને બતાવી આપ્યું કે દારૂ પીવાથી ભયંકર હાનિ થાય છે. આથી જેમ્સે તો નક્કી કરી નાખ્યું હતું કે દારૂ તો કદી પીવો જ નહિ.

માતા રવિવારે બીજા જે ઉપદેશો આપતી તેમાં સ્વદેશાભિમાનનો ઉપદેશ મુખ્ય હતો. અમેરિકાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા તેના પૂર્વજોએ જે જહેમતો ઉઠાવેલી, અને જે આત્મભોગો આપેલા તે સર્વ માતા બાળકો આગળ કહી બતાવતી. એમ કરતાં કેટલીક વાર તો કલાકોના કલાકો પસાર થઇ જતા, પણ તે નિરર્થક નહોતા જતા. માતાના ઉપદેશથી જેમ્સના હૃદયમાં સ્વદેશભક્તિના ઉત્તમ વિચારોનાં બીજ રોપાયાં. બીજા ગમે તેવા ઉપદેશ આપણે ન્હાનાં બાળકોને આપીએ, પણ આવી વાતોથી બાળહૃદય ઉપર જે અસર થાય છે તે ખરેખર અદ્ભુત હોય છે. જેમ્સની અંદર આ સ્વદેશાભિમાની વૃત્તિ આ વાતોમાંથી જ જાગૃત થઇ. પ્રખ્યાત હેનિબાલ આઠ વર્ષનો થયો ત્યારે તેના પિતા દેવાલયમાં લઇ ગયા અને રોમની સામે નિરંતર વૈર ચાલુ રાખવાની તેની પાસે વેદી સમક્ષ પ્રતિજ્ઞા લેવડાવી. જેમ્સની માતાએ એમ તો ન કર્યું, તથાપિ સ્વદેશનું રક્ષણ કરવાની જ્વલંત ઇચ્છા પુત્રના હૃદયમાં તે ઉત્પન્ન કરી શકી.

બીજા એક રવિવારે ઇલિઝાએ કહ્યું, "સત્ય આચરણ કરતાં કદી ના ડરો બેટા. સત્ય આચરતાં જે ડરે છે તે જ આ સંસારમાં વધારેમાં વધારે કાયર છે."

જેમ્સ—મને નથી લાગતું કે માણસો સત્ય આચરતાં ડરે.

ઇલિઝા—પણ હું તો ઇચ્છું છું કે બાળકોએ પણ સત્ય આચરતાં ડરવું ન જોઇએ. બાળકો કેટલીક વાર સત્ય આચરી શકતાં નથી.

આ કથનમાં જેમ્સને શંકા પડી તેથી તેણે પૂછ્યું, "ક્યારે?"

ઇલિઝા—જ્યારે તેમને તેમના સાથીઓને રાજી રાખવાનું મન થાય છે ત્યારે માતાની અને ગુરુજીની આજ્ઞા પાળતાં તેઓ ડરે છે.

જેમ્સ સમજી ગયો કે આ પ્રહાર મારા ઉપર થયો, એથી તે બોલ્યો, "પણ બાળકો મોટાં થાય ત્યારે ડરે ના, એમજને?"

માતા બોલી, "ના, બાલ્યાવસ્થામાં પણ ડરવું ન જોઇએ. બાલ્યાવસ્થાથી જ જો તમે સત્ય આચરતાં નહિ શીખો, તો ઉત્તરજીવનમાં કદાપિ તમે સત્ય આચરી નહિ શકો. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય એ કથન સત્ય છે. જેટલો બાયલો પુરુષ નિંદ્ય છે, તેટલો બાયલો બાળક પણ તિરસ્કારને પાત્ર છે. તમારા સોબતીઓ અને સહચરો બધા

તમને હસે તોપણ તમારા ગુરુની અને માતાની આજ્ઞાનું તમારે પાલન કરવું ઘટે."

જેમ્સ—હું નથી પાળતો મા?

"હા, તું ઘણું કરીને તો પાળે છે. પણ હજી તારે એ તરફ વધારે લક્ષ આપવાની જરૂર છે. ભાવિ તરફ દૃષ્ટિ ફેંકીને તારે હજી વધુ નીડર થવાની જરૂર છે. ભાવિમાં વધારે ને વધારે પ્રલોભનો આવશે, અને જો તું નિશ્ચયાત્મક બુદ્ધિનો અને હિમ્મત વાળો નહિ હોઉં તો તેઓ તને સત્યપંથ ઉપરથી વિમાર્ગે ઘસડી જવામાં ફાવશે."

જેમ્સ—હા, મા, ડેનિયેલ શૌર્યથી સિંહોની ગુફામાં જઇ શકયો હતો.

ઇલિઝા—હા, તદ્દન સાચી વાત. રાજાની સહાયતા સ્વીકારી પ્રભુ સાથે વિરોધ કરવો તેના કરતાં પ્રભુની સહાયતા સ્વીકારી સિંહોની ગુફામાં જવું એ બહુ સારૂં છે, અને ડેનિયલે તેમજ કર્યું. જો તું ડેનિયેલ જેવી નૈતિક હિમ્મત ધરાવતો થાય, તો મને બહુજ સારૂં લાગે. પ્રભુ તેની પડખે હતો તેથી સિંહો તેને મારી શકયા નહિ. અને પ્રભુ તો જે જન સત્યની પડખે ઉભા રહે છે, તેનો હમ્મેશનો સાથી છે.

હિમ્મત અને સાહસ માટે જેમ્સને આથી વધારે ઉપદેશની જરૂર પડી નહિ. આમ બાલ્યાવસ્થાથીજ ઉમદા

ચારિત્ર્યનો માતાએ પાયો નાખ્યો. આ જંગલના નિવાસમાં રવિવારના દિવસ આમ પસાર થતા.

આ પ્રકરણ આપણે આ ગાર્ફિલ્ડ કુટુંબને લગતો એક પ્રસંગ જાણી લઈને જ બંધ કરી શકીએ. પહેલાંના વખતમાં વીર યોદ્ધાઓ પોતાના બખ્તર ઉપર એક કોટ પહેરતા. એ કોટની બાંય ટૂંકી રહેતી. તે કેડ સુધી આવતો અને તેના પર જુદી જુદી રીતે ભરતકામ કરવામાં આવતું. એ એમનો પદવીસૂચક પહેરવેશ કહેવાતો. ગાર્ફિલ્ડના કુટુંબ પાસે એવા ડગલાને બદલે એક ઢાલ હતી. તેમાં સોનાની એક ચકતી હતી, જેને ત્રણ આડી રેખાઓ એક ખૂણેથી છેદતી હતી. તેના ઉપર એક ઉંચકેલા મુખવટા વાળા ટોપ અને હૃદયનાં ચિત્રામણ હતાં, અને તે સૌની ઉપર તલવાર પકડેલા એક હાથનો આકાર હોઈ તે તલવાર પર કોતરેલા અક્ષરમાં આ મુદ્રાલેખ હતો કે "ધર્મના પ્રતાપે હું જીતું છું."

આ મુદ્રાલેખ પરથી જ સમજી શકાશે કે આ ગાર્ફિલ્ડ કુટુંબની ધર્મ તથા ઈશ્વર ઉપર કેવી આસ્થા હતી; અને એને પરિણામે હિમ્મતનો ગુણ ગાર્ફિલ્ડ કુટુંબમાં પેઢી દર પેઢી ઉતરતો જ આવ્યો હતો. જેમ્સને પણ આ શ્રદ્ધા અને હિમ્મતનાં તત્ત્વો માતાના દૂધમાંથી જ મળ્યાં હતાં, અને ઘરમાંના અનુકૂળ વાતાવરણને લીધે પોષાયાં હતાં.

જ્યારે જેમ્સ દસ વર્ષનો થયો ત્યારે તેના કાકા એમસ બોઇન્ટને એક ધર્મ મંડળી સ્થાપી અને એના ઉપદેશકનું

કામ એમણે પોતે ઉપાડી લીધું. આ બોઇન્ટન એક ઉત્તમ શક્તિવાળો નર હોઇ એક સાચો ક્રિશ્ચિયન હતો. બાઇબલનો એના જેટલો પરિચય શહેરોમાં પણ કોઇ માણુસને ભાગ્યે જ હશે. બાઇબલમાંથી ઘણા ભાગ તો એ એમ ને એમ મોઢે જ બોલે જતો. જ્યાં જોઇએ ત્યાં એનો સાથી બાઇબલ તો ખરો જ. જરા આરામનો વખત મળે ત્યારે બાઇબલ ઉઘાડીને બેઠો જ હોય. આથી તે રવિવારે ઉપદેશકનું કામ કરી શકતો. આજુબાજુના લોકોને આનો ઠીક લાભ મળ્યો. તેમાં વળી જેમ્સને તો ખરેખર અમૂલ્ય લાભ મળ્યો.

તે સમયે તે પ્રદેશમાં ધાર્મિક ચર્ચાઓ ઘણી થતી. 'શિષ્ય' સંપ્રદાય નવીન જ હતો. એટલે બીજા સર્વ સંપ્રદાયો તેના તરફ ઇર્ષ્યાદૃષ્ટિથી જોતા.

'શિષ્ય' સંપ્રદાય બીજા સર્વ સંપ્રદાયોના દોષ નિર્ભેયપણે દેખાડતો. જેમ્સ ઘણી વાર પોતાની માતાને આવા ચર્ચાસ્પદ ધાર્મિક વિષયો માટે ચર્ચા કરતી સાંભળતો. જ્યારે ઉપદેશકો ઉપદેશ કરવા આવતા ત્યારે એમને ઘેર જ ઉતરતા અને ચર્ચા થતી. આ ચર્ચાએ જેમ્સના મન ઉપર સારી અસર કરી.

---

: ૭ :

## કૃષિજીવન

કલીવલૅન્ડથી પાછા ફરતાંજ ટૉમસે જેમ્સને કહ્યું કે "તારે હવે બરાબર ખેતી કરવી પડશે, કારણ હું તો હવે મિશિગાન પ્રદેશમાં જાઉં છું. મને ત્યાં નોકરી મળી છે."

"ક્યાં?" પોતાનો ભાઇ ક્યાં જવાનો છે એ ન સમજી શકવાથી જેમ્સે પૂછ્યું.

એટલે જરા વધારે સ્પષ્ટતાથી ટૉમસે કહ્યું, "મિશિગાનમાં, આના કરતાં તો વધારે ગાઢા જંગલમાં."

જેમ્સ—હું તે જાણું છું, પણ ત્યાં જઇને તમે શું કામ કરવાના છો?

ટૉમસ—જંગલ સાફ કરવાનું; અને તેના બદલામાં મને એક મહિનાના બાર ડૉલર મળશે.

જેમ્સ—તમને એટલા બધા પૈસા ત્યાં મળશે. નહિ વારૂં?

ટૉમસ—હા, બાર ડૉલર દર માસે મળશે. સવારથી સાંજ સુધી સખત મજુરી કરવાની છે. પણ માડીથી હવે આપણું ઘર બંધાવી શકાશે.

જેમ્સ—બહુ જ સારૂં.

આ વખતે જેમ્સની ઉંમર બાર વર્ષની હતી, અને ટોમસ એકવીસ વર્ષનો હતો. ટોમસ અને તેની માતા વચ્ચે સ્પષ્ટ વાતચીત અગાઉ થઇ ગઇ હતી કે જ્યારે એકવીસ વર્ષનો ટોમસ થાય ત્યારે તેણે ઘરછોડી બીજે કમાવા જવું, અને જેમ્સે ખેતી સંભાળી લેવી. ટોમસે હવે તો બહાર જઇ જરૂર કમાવું જ જોઇએ, કારણકે જેમ્સ જરા હવે ખેતી સંભાળે એવો થયો હતો. એટલે હવે ટોમસ ક્લીવલેન્ડમાં કામની તપાસ કરવા ગયો. ત્યાં તો લોકોનાં ટોળે ટોળાં વસવા માંડયાં હતાં, એટલે જંગલો કાપવા મજુરોને ભારે પગાર મળતો. ત્યાં જતાં જ ટોમસને નોકરી મળી ગઇ, એ આપણે ઉપર જોઇ જ લીધું છે.

ટોમસ જેમ્સને લઇ માતા પાસે પોતાની નોકરીની વાત કહેવા ગયો. માતાએ સર્વ વાત સાંભળી અને કહ્યું કે "ચાલ, એ ઠીક થયું, પણ હું ધારતી હતી તેનાથી જરા દૂર તો ખરૂં."

"હા, જરા દૂર છે તો ખરૂ, પણ પગાર સારો છે. પછી બીજી વાતો તો કંઇ હિસાબમાં નહિ."

જેમ્સે પૂછ્યું, "કેટલુંક દૂર હશે?"

"મને ચોક્કસ ખબર તો નથી, પણ જરા વધારે દૂર છે." માતાએ જવાબ આપ્યો.

"ટોમ, તમે ત્યાં આખી જ ઝુંપડીમાં રહેશોને?" જેમ્સે પૂછ્યું.

"હા, આવી જ ઝુંપડીમાં; પણ આટલી મોટી અને આટલી સારી ઝુંપડી નહિ હોય."

"તમે ત્યાં કેટલો વખત રહેશો?"

"છએક માસ થશે. કદાચ વધારે પણ થાય."

માતાએ કહ્યું, "જેમ્સ, ત્યારે હવે ટોમની જગ્યા તારે લેવી પડશે. તું એક પગથિયું આગળ ચઢ્યો."

"એમાં શું છે? હું કામ કરી શકીશ પણ મને તો દુઃખ માત્ર ટોમના વિયોગનું છે."

"હા, એ વાત તો સાચી છે. એ જશે એટલે આપણને એકલવાયા જેવું લાગશે. પણ શું કરીએ, બીજો કંઇ ઉપાય છે?"

"મા! એ તો હું જાઉં એમાંજ ઠીક છે. તમે ઘર પણ કરાવી શકશો." ટોમે ઉચ્ચાર્યું.

"મા, એ ઘર તો બહુજ સરસ થશે નહિ?" જેમ્સે પૂછ્યું.

"હા સારૂં તો જરૂર થશે." માતાએ ઉત્તર વાળ્યો.

ટોમસે છેલ્લાં પાંચ વર્ષમાં નવું ઘર બાંધવા પુષ્કળ લાકડું કાપી રાખ્યું હતું. એકવીસ વર્ષનો થયો ત્યાં સુધી-માં તો ઘરકામનું લાકડું બધું જ તૈયાર થઇ ગયું હતું, પણ બિચારાને દીલગીરીની વાત એ હતી કે સુતારને આ-પવાના પૈસાનું ઠેકાણું નહોતું પડતું. આથી એને પરદેશ જવાનું મન થયું. અને પોતાનું નવું ઘર બાંધી શકાશે એ વિચારે પરદેશ નોકરી કરવા માટે એને પ્રોત્સાહન મળ્યું.

એક તરફ ટૉમસે પોતાને લઇ જવાની વસ્તુઓ બાંધવા માંડી અને સાથે સાથે જેમ્સને ખેતરમાં શું કરવું, કેમ કરવું વગેરે સુચનાઓ આપવા માંડી. ખેતર ખેડવાનું છે, ઘઉં વાવવાના છે, અનાજ, બટાટા રોપવાના છે અને બીજી ઋતુ પ્રમાણે શું શું કરવું તે સર્વ સૂચના ટૉમસે તેને આપી. મિશિગાનમાં ટૉમે જલદીથી જવાનું હતું એટલે લાંબો વખત તેનાથી ઘેર રોકાઇ શકાય તેમ નહિ હોવાથી તે બધાંની વિદાય લઇને એકદમ ઉપડી ગયો.

વહાલા ટૉમની વિદાય સર્વને વસમી થઇ પડી. પિતાના મરણ પછી ઘરમાં એ એક જ આશ્વાસનરૂપ હતો અને માતાનો પણ તે એક જ આધાર હતો. એ સુંદર મુખ, એ મધુર કંઠ, એની ઝીણી ઝીણી સૂચનાઓ, એની સખત મજુરી—સર્વ એ જાય એ સાથે જ જતું રહેવાનું: એથી કુટુમ્બમાં તેની જગ્યા સુની પડવાની—એ વિચારે સર્વની આંખોમાંથી આંસુ સર્યાં. અને જેમ્સનો તો આ કસોટીનો પ્રસંગ આવ્યો. ટૉમસ જેમ્સને મોટાભાઇની ગરજ સારતો, એટલું તો નહિ પણ પિતાની માફક એની સંભાળ પણ લેતો. બન્નેનું હૃદય એકબીજા તરફ પ્રેમથી છલકાતું હતું. ટૉમને પોતાને એક ન્હાનો ભાઇ છે એવું અભિમાન હતું. જેમ્સને મોટાભાઇ ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. આથી જેમ્સને ટૉમની વિદાય વધારે સાલે એમાં શી નવાઇ! પેટ માટે પરદેશ જવું પડે એને માટે ઘણું દુઃખ થયું. જેમ્સે ખેતર પર કામ કરવું શરૂ કર્યું. જ્યારે એ ચાર વર્ષનો હતો ત્યારે ટૉમ સાથે એ કામ કરતો તે વખતે તેને 'બાલ-

ખેડુત' કહેતા. ખેતરમાં કેમ કામ કરવું એની એને ખબર હતી. હવે એ ખરો ખેડુત બન્યો. એટલે એને પોતાની જ બુદ્ધિ અને વિચારશક્તિથી ખેતી કરવાની હતી. હવે પહેલાંના કરતાં એના ઉપર ભારે જવાબદારી આવી પહોંચી.

આ બાળકને સૃષ્ટિસૌન્દર્ય નિહાળવાનો ઘણો શોખ હતો. એનું ધ્યાન બીજા બધા કરતાં નદી, પર્વત અને વન તરફ વધારે આકર્ષાતું. ગાર્ફિલ્ડ કુટુંબ જે સ્થાને રહેતું એની આજુબાજુનો દેખાવ અદ્‌ભુત હતો. એ દૃશ્યનું વર્ણન કરતાં એજ પ્રદેશમાં રહેનાર એક જણ નીચે પ્રમાણે લખે છે:

"ઓરેન્જ પ્રદેશ ક્લીવલેન્ડથી પંદર માઇલ દૂર આવેલો છે. આ પ્રદેશ ખેતીનાજ કામમાં ઠીક ઉપયોગી નીવડે છે. આજુબાજુ ગામડાં નથી. તેની જમીન સપાટ નથી અને ઓહિઓના બીજા કોઇ પણ ભાગમાં આટલી ખાડાટેકરા વાળી જમીન નહિ હોય. ત્યાં શેગ્રિન નામે નદી વહે છે. ત્યાંથી પૂર્વની ટેકરી તરફ દૃષ્ટિ કરીએ તો અદ્‌ભુત સૃષ્ટિસૌન્દર્ય માલૂમ પડે છે. એ ટેકરી ઉપરથી જોઇએ છીએ તો આજુબાજુનો વીસ માઇલનો પ્રદેશ નજરે પડે છે, અને આખો દેખાવ અતિ રમણીય અને આકર્ષક માલૂમ પડે છે. આ જ ટેકરીઓની હારમાળાની દક્ષિણે સેનાપતિ ગાર્ફિલ્ડના માતપિતા ઇ. સ. ૧૮૩૦માં આવ્યા."

આ વખતે પશ્ચિમની ભૂમિ તરફ લોકોએ ખૂબ દોડાદોડ કરી મૂકી હતી. મિશિગાન, ઓહિઓ વગેરે સ્થળોની ભૂમિ

એક તરફ ટૉમસે પોતાને લઇ જવાની વસ્તુઓ બાંધવા માંડી અને સાથે સાથે જેમ્સને ખેતરમાં શું કરવું, કેમ કરવું વગેરે સુચનાઓ આપવા માંડી. ખેતર ખેડવાનું છે, ઘઉં વાવવાના છે, અનાજ, બટાટા રોપવાના છે અને બીજી ઋતુ પ્રમાણે શું શું કરવું તે સર્વ સૂચના ટૉમસે તેને આપી. મિશિગાનમાં ટૉમે જલદીથી જવાનું હતું એટલે લાંબો વખત તેનાથી ઘેર રોકાઇ શકાય તેમ નહિ હોવાથી તે બધાંની વિદાય લઇને એકદમ ઉપડી ગયો.

વહાલા ટૉમની વિદાય સર્વને વસમી થઇ પડી. પિતાના મરણ પછી ઘરમાં એ એક જ આશ્વાસનરૂપ હતો અને માતાનો પણ તે એક જ આધાર હતો. એ સુંદર મુખ, એ મધુર કંઠ, એની ઝીણી ઝીણી સૂચનાઓ, એની સખત મજુરી—સર્વ એ જાય એ સાથે જ જતું રહેવાનું; એથી કુટુમ્બમાં તેની જગ્યા સુની પડવાની—એ વિચારે સર્વની આંખોમાંથી આંસુ સર્યાં. અને જેમ્સનો તો આ કસોટીનો પ્રસંગ આવ્યો ટૉમસ જેમ્સને મોટાભાઇની ગરજ સારતો, એટલું તો નહિ પણ પિતાની માફક એની સંભાળ પણ લેતો. બન્નેનું હૃદય એકબીજા તરફ પ્રેમથી છલકાતું હતું. ટૉમને પોતાને એક ન્હાનો ભાઇ છે એવું અભિમાન હતું. જેમ્સને મોટાભાઇ ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. આથી જેમ્સને ટૉમની વિદાય વધારે સાલે એમાં શી નવાઇ? પેટ માટે પરદેશ જવું પડે એને માટે પણ દુઃખ થયું. જેમ્સે ખેતર પર કામ કરવું શરૂ કર્યું. જ્યારે એ ચાર વર્ષનો હતો ત્યારે ટૉમ સાથે એ કામ કરતો તે વખતે તેને 'બાળ

અહીં એવા લોકો હોત તો પૈસાથી જેટલી વસ્તુ ખરીદી શકાત એટલી તેઓ ખરીદત અને આપણને બેસી રહેવું પડત, તેને પરિણામે આપણને દુઃખની લાગણી થાત."

"ત્યારે આપણે બધા ગરીબ છીએ તેથી આપણે સુખી છીએ નહિ વારૂ?"

"હા, હું તો એમ માનું છું ખરી, કારણ કે દુઃખમાં જેમ આપણને સાથી જોઇએ, તેમ દારિદ્રમાં પણ સાથ આપનારાં જોઇએ."

ત્યારે તમારા સિદ્ધાન્ત પ્રમાણે તો આપણે બધા ગરીબ છીએ તેથી વધારે સુખી છીએ, નહિ?"

"હા, માનવજાતિ સામાન્યતઃ જેટલી સુખી છે એટલા આપણે સુખી છીએ. અને કદાચ એથી કંઇક વધારે, કારણ કે પ્રભુ આપણને કેટલાક અનુભવો વધારે આપે છે."

"એમ વિચારવામાં કંઇક સંતોષ મળે ખરો. પણ એ સિદ્ધાન્ત હું સર્વાંશે સ્વીકારી શકતો નથી. નગરવાસીઓ કરતાં આપણને વધારે કષ્ટ પડે છે એવો મારો અભિપ્રાય છે."

એટલામાં જેમ્સ ત્યાં આગળ ખેતરમાંથી આવી પહોંચ્યો. એના તરફ જોઇને ઇલિઝાએ પૂછયું, "કેમ ભાઇ, તું આ વિષે શું ધારે છે?"

"શા વિષે?"

"નગરવાસીઓ કરતાં આપણને વધારે કષ્ટ પડે છે નહિ?"

"મને એ વિષે કંઇ જ ખબર નથી. બીજા લોકોને કેવાં અને કયા પ્રકારનાં દુઃખ છે એ હું જાણું ત્યાર પછી કંઇક કહી શકું. અત્યારે તો મને એની કશી કલ્પના પણ નથી."

જેમ્સનું કથન કેવળ સત્ય હતું. એ તો જંગલમાં જન્મ્યો અને ઉછર્યો હતો. એણે તો કોઇ દિવસ ગામડું પણ જોયું ન હતું. તો પછી શહેરની તો કલ્પના પણ એને ક્યાંથી આવે? એણે તો માત્ર જોયાં હતાં એક કે બે ઘર. અને તે ય છેક પાસે પાસે હતાં તે જ. પછી એની કલ્પનામાં પણ શી રીતે આવે કે દુનિયામાં બીજા લોકો પોતાનાથી વધારે વિલાસો ભોગવે છે? ખરેખર એ એક સુખી બાળક હતો. તેને તો રહેવાને એક ઝુંપડું હતુઃ માતા, બ્હેનો, ભાઇ બધાં હતાં. અને જે લોકો મહેલોમાં રહે છે એના જેટલાં જ પોતાનાં ઘર, માતા, ભાઇ, બ્હેન સર્વે એને વહાલાં હતાં. કદાચ તેમના કરતાં પણ આ બધાં એને વધારે વહાલાં હશે, અને આપણને પણ એવું જ માનવાનું મન થાય છે. એને તો માતા હતી, એને મન જે એની માતાની કિંમત હતી એ કરતાં બીજાને મન વધારે હશે તે એ જાણતો નહોતો. અરે! એ એવી વાતમાં માને પણ નહિ. એ રીતે તો ખરેખર એ એક સંતોષી બાળક હતો. વિલાસી લોકો જેને કષ્ટ માનતા, તેને એ સ્વાભાવિક વસ્તુ ગણી લેતો, એને ભાગ્યે જ કલ્પના આવતી કે એ બીજા કરતાં ઓછો વિલાસી ને આનંદી છે. અને એને એવું તે શું હતું કે એ ખુશમિજાજમાં અને આનંદી ન રહે? ભાઇ પરદેશ ગયા

પછી એને વધારે શ્રમ કરવો પડતો એ સાચું; પણ શ્રમને તે દુઃખ માનતો નહિ. કેટલાક ધનવાન માણસો ધનના ઢગલા કરવા માટે જેટલો શ્રમ લે છે તેટલો શ્રમ દરિદ્રોને ખોરાક મેળવવા લેવો પડતો નથી. જ્ઞાનતંતુઓને સદ જાગૃત રાખવા, નિદ્રાને દેશવટો દેવો, સ્વભાવને ચિઢીયો કરી નાખવો, અને નિરંતર ચિંતાઓથી બળતા રહેવું: એવા એવા ધનવાનોના શ્રમ આગળ ગરીબોનો શ્રમ કંઇ જ નથી.

ટોમસ ગયા પછી જેમ્સને જો કે કઠોર પરિશ્રમ કરવો પડતો હતો, તોપણ જેમ્સ તે સખત પરિશ્રમને દુઃખકર માનતો નહોતો. એને માથે જવાબદારી ભારે હતી, પણ ભારે જવાબદારી એ કંઇ દુઃખ નથી. ખેતી કરવી એને તમારે દુઃખ કહેવું હોય તો ભલે કહો: એને મન તો એ દુઃખ હતું જ નહિ, એને તો એમાં ઘણો આનંદ પડતો. કામ કરતો જાય અને ગાતો જાય. અસંતોષ શું તે એ સમજતો જ નહોતો. ઉંઘીને જાગ્યા પછી એ વધારે આનંદમાં રહેતો. અતિશય શ્રમ પછી ઉંઘીને ઉઠે એટલે એને વધારે સુખકર લાગતું. એક દિવસ તો માને એ કહેવા લાગ્યો, "મા, આજે તો હું લેમ્પરને મદદ કરવા જાઉં છું.

"કેમ ભાઇ?"

"એને એક માણસ કામ કરવા વધારે જોઇએ છે, ઘણી વખત મારે પણ જરૂર પડે છે, અને કેટલીક વાર તો મારે એના બળદોની પણ જરૂર પડે છે."

"તું એને મળ્યો છે?"

"હા, મળ્યો છું અને અમે તો એક બીજાને મદદ કરવાનું નક્કી કર્યું છે."

"ચાલો, ઠીક પ્રબંધ કર્યો. એ માણસ તો તારા કરતાં વધારે અનુભવી હશે; એટલે ખેતીમાં અમુક અમુક વસ્તુઓની તને સૂચના પણ આપશે."

"હા, મા, તમે મને ઘણી વાર કહ્યું છે કે 'એક કરતાં બે ભલા.'"

હવે "જંગલનું જીવન" ના રહ્યું. આ સ્થળે રહ્યાંને માતા ઇલિઝાને લગભગ ચૌદ વર્ષ થવા આવ્યાં હતાં. અને તે દરમિયાન ઘણા ફેરફારો પણ થઇ ગયા હતા. ઘણાં નવાં માણસ ત્યાં રહેવા આવ્યાં હતાં. અગાઉના દસ વર્ષ કરતાં અત્યારે પાડોશીઓ વધ્યા હતા. વળી ત્યાં લાકડાં વહેરવાનું એક કારખાનું પણ થયું હતું, અને એક સુતાર પણ ત્યાં આવીને રહ્યો હતો.

પરસ્પર સહાય કરવાની યુક્તિ જે જેમ્સે શોધી કહાડી એથી એને ઘણો લાભ થયો. જેમ્સની મહેનત ઓછી થઇ. જેમ્સની કામ કરવાની શક્તિ પુષ્કળ જોઇ પાડોશી ઘણો જ ખૂશ રહેતો. ખેતરનું ગમે તે કામ એક વખત બતાવે એટલે તરત જ તેને આવડતું. શરીર તો ગમે તેવો શ્રમ કરવા ટેવાયલું જ હતું.

આ વર્ષોમાં તેણે ખેતર પર જે પરિશ્રમ લીધો તેથી તેને ઘણું શીખવાનું મળ્યું. એંજીનનો પ્રખ્યાત શોધક જ્યૉર્જ સ્ટીવન્સન કહેતો કે હું મારા શિક્ષક પાસેથી નહિ

પણ મારા પ્રયોગોથી એંજીનનું કામ શીખી શકયો. ખરેખર પ્રયોગ એ જ એનો અધ્યાપક હતો. તે દરરોજ તેની પાસેથી કંઇ ને કંઇ નવું શીખી શકતો. અઢાર વર્ષનો હતો ત્યારે તો કોલસાની ખાણોમાં તે એંજીન દોડાવતો હતો. શનિવારના પાછલા પહોરે કારખાનાઓમાંથી મજુરો છૂટતા ત્યારે તેઓ તાડી પીવામાં અને બીજી મઝાઓમાં મશગૂલ રહેતા; પણ જ્યૉર્જ પોતાના એંજીનના ભાગો જુદા પાડતો, સાફ કરતો અને પ્રયોગો કરતો. એ લખી વાંચી શકતો તો નહોતો, પણ એંજીનનાં મૌન વ્યાખ્યાનો એ સમજી શકતો. અને આવા પ્રયોગોથી જ એંજીનના પ્રખ્યાત શોધક તરીકે સ્ટીવન્સનની નામના થઇ.

એ જ પ્રમાણે ખેતર એ જેમ્સનો શિક્ષક બન્યું હતું. એણે જેમ્સને ઘણું શીખવ્યું. એને પોતાના ખેતરમાં મહેનત કરતાં ઘણી પ્રેરણાઓ મળતી. ઘરમાં કે શાળામાં શીખ્યો હતો તેના કરતાં ખેતરમાંથી તે ઘણું શીખી શકયો. ભાવિ જીવનમાં તૈયાર થવા માટે પરિશ્રમની પણ અભ્યાસ જેટલી જ જરૂર છે.

આ અરસામાં તેને વાંચવાનો સમય મળતો નહિ. વાંચવું એને બહુ ગમતું, જ્ઞાનતૃષા એને બહુ જ હતી. નિશાળે જવાનું એને બહુ મન થતું. 'હું કેળવણી કેવી રીતે લઇ શકું' એ હંમેશાં તે વિચારતો, જો કે એણે કંઇ ચોક્કસ વિચાર કર્યો નહોતો પણ વારંવાર એના મનમાં ભણવાની ભાવના જાગૃત થતી. માતા પણ એમ કહેતી કે ગમે ત્યારે જેમ્સ મોટો પંડિત થશે. એને પણ ખબર તો

નહોતી પડતી કે ક્યારે અને કેવી રીતે એ પંડિત થઇ શકશે. આવો બાળક ખેતી કરવામાં સમય ગાળે એ માતાને રુચતું નહિ, તેથી એણે એક વખત કહ્યું, "જેમ્સ, હું ધારૂં છું કે તારે હંમેશાં ખેતી નહિ કરવી પડે."

"ત્યારે હું શું કરીશ? તું શું ધારે છે?"

"બેટા, મને ય સમજાતું તો નથી, પણ મને આશા છે કે એક દિવસ તું કેળવણી પામીશ."

"જો એ સારૂં હોય તો હું તો ભણવા તૈયાર છું."

"એ છે તો સારૂં, પણ તુ ભણી શકે તો; બાકી આમ તો તને જાણવાનું બહુ નહિ મળે."

"હા, હું પણ એમ જ માનું છું કે આ ખેતી કરતાં કરતાં તો બહુ જાણવાનું નહિ મળે."

"તને પંડિત થવાનું મન નથી થતું?"

"કેમ ના થાય? થાય છે તો ખરૂં; પણ કરીએ શું?"

"મને પણ એની સૂઝ પડતી નથી. પણ પ્રભુ ઉપર મને પૂર્ણ શ્રદ્ધા છે. એ કંઇક માર્ગ દેખાડશે. પરંતુ માનવસ્વભાવને અનુસરી મને ચિન્તા થયા કરે છે."

"અત્યારે ચિન્તા કરવાની જરૂર નથી. હમણાં તો હું પંડિત થઇ શકવાનો નથી"

આમ જેમ્સ પોતાની વર્તમાન સ્થિતિમાં સંતુષ્ટ રહેતો માતાને આશ્વાસન આપતો. વિધાતા તેના જીવનની

ઉન્નતિનાં દ્વાર ધીરે ધીરે ખોલતી હતી. માતાને કે પુત્રને એની ખબર નહોતી, તથાપિ એ તો ધીરે ધીરે ખુલ્લાં થતાં જ હતાં.

---

: ૮ :

## સુતારીજીવન

"ટોમ આવે છે," એકાએક આ શબ્દો બોલતા અને છલંગલેર વાડીમાંથી ઘર ભણી દોડી આવતા જેમ્સને માતા ઇલિઝાએ ભાળ્યો. ફરીથી એકવાર જોરથી બૂમ સંભળાઇ, "ટોમ આવે છે."

માતા બારણે જોવા આવી કે જેમ્સ ખરૂં કહે છે કે ખોટું; અને ખરેખર ટોમને માતાએ આવતો જ જોયો. જેમ્સનો તો આનંદ માતો નહોતો. ટોમનો હાથ ઝાલી નાચતો કૂદતો ઘર તરફ જેમ્સ આવતો હતો. બન્ને ભાઇઓ પૂર્ણ પ્રેમથી ભેટયા, અને સૌથી પહેલો જ પ્રશ્ન જેમ્સે ટોમને પૂછયો, "ભાઇ, હવે આપણું ઘર બંધાશે?"

"હા, હા, જરૂર આપણે હવે ઘર બાંધી શકીશું."

જેમ્સ આનંદમાં આવી નાચવા કૂદવા લાગ્યો, ત્યાં તો માતા તેમની સામે આવીને ઉભી. એટલે જેમ્સે મોટેથી કહ્યું, "બા, હવે આપણું ઘર બંધાશે!"

માતા તો આનંદસાગરમાં ડૂબી ગઇ હતી. ઉલ્લટભરી તે મોટા દીકરાને મળવા આવી હતી. સાત મહિના પછી પુત્રનું મુખ જોયું એટલે એના હર્ષનો તો પાર રહ્યો નહોતો. માદીકરો મળ્યાં. મોટા મોટા મહેલમાં વસનારાને આ આનંદની શી ખબર પડે? હવે તો આખું ઘર ભેગું થઇ ગયું. બ્હેનો, ભાઇઓ, માતા બધાં મળ્યાં. એક બ્હેનની ઉંમર તો અત્યારે ત્રેવીસ વર્ષની હતી, ટૉમસને આવીસ થયાં હતાં. કેટલો સુખી પરિવાર!

બધાં ઝુંપડીમાં પેઠાં. ટૉમસે માતાના ખોળામાં ખોબો ભરી સોનામહોરો ફેંકી અને કહ્યું, "મા, હવે આપણે ઘર બંધાવી શકીશું, અને આપણે હવે એકદમ ઘર ઉભું કરવું જોઇએ."

"અધધ! કેટલી બધી!" જેમ્સ આમ કહી તરત જ ચળકતી સોનામહોરો જોવાને માતાના ખોળા તરફ વળ્યો.

"કેટલી સોનામહોરો હશે, ટૉમ?"

"બરાબર પચોતેર ડૉલર હશે."

"એમ! આ બધી તમે કમાઇ લાવ્યા?"

"હા, એકે એક પાઇ."

જેમ્સે તો એ ચળકતા નવા સીક્કા ઉપરની છાપમ લખેલું જોરથી વાંચવા માંડયું અને મોટાભાઇ આટલા બધા પૈસા લાવ્યા છે તેથી તેને આનંદાશ્ચર્ય થયું. અત્યાર સુધી આ ઘરમાં જેમ્સે સોનું જોયેલું જ નહિ. અરે! એને કલ્પના

સરખી પણ હશે નહિ કે મિશિગાનનાં જંગલોમાંથી આવી સુન્દર ચીજ આવી શકે.

પોતાના જ જેટલું માતાને આનંદાશ્ચર્ય થયું હશે એમ સમજી લઇ જેમ્સે પૂછયું, "મા, તું આજે કેમ કંઇ બોલતી નથી?"

ખરી વસ્તુસ્થિતિ તો એવી હતી કે માતા ઇલિઝા ટૉમને જોઇ એટલા સુખસાગરમાં ડૂબી ગઇ હતી કે એ બોલી જ શકતી નહોતી. અરે! એક વખત બોલવા પ્રયત્ન કર્યો હોત તોપણ બોલી શકાત નહિ. માતાના હૃદયનો હર્ષ બાળક જેમ્સ શી રીતે સમજી શકે? પ્રથમ અવસ્થામાં સ્વામી પરલોક સિધાવ્યા, ત્યાર પછી આ ચાર બાળકોને મહા કષ્ટે ઉછેર્યાં. આજ તેમાંનું એક બાળક લોહીનું પાણી કરી સોનું લઇ આવ્યો છે. ટૉમ પોતાનો વિચાર કરે એના કરતાં માતાનો વધારે કરતો હતો. માતાને મદદ કરવામાં જ એ સુખ જોતો. આથી પત્થરની પુતળી પેઠે ઇલિઝા સ્તબ્ધ બની બેઠી છે. માતાના અન્તરનો વ્યાપાર બહાર વૈખરીમાં ઉતરી શકતો નથી. માતાના હૃદયને આવે વખતે શબ્દો જડતા નથી. જેમ્સે પ્રશ્ન પૂછયો તેની સાથે જ માતાની આંખમાંથી આંસુ નીકળી પડયાં. જેમ્સને તો કંઇ પણ સમજાયું જ નહિ. તે માતાના અન્તરનો પ્રેમ પારખી શકયો નહિ.

ધીરે ધીરે આવેશ શાન્ત થયો અને સૌ પોતપોતાનાં કાર્યો કરવા લાગ્યાં. ટૉમસે કહ્યું, "મા, મિશિગાનમાં મારે બહુ કામ છે. હવે ઘર બંધાવવામાં વિલંબ કરવો જોઇએ

નહિ, કારણ કે ઘર બાંધીને મારે તરત જ પાછા જવું જોઇએ."

"ત્યારે તું આપણા ઓળખીતા સુતાર ટીટને બોલાવી લાવજે." ટીટ નામનો સુતાર થોડેક દૂર વસતો હતો.

"ઠીક, હું બોલાવી લાવીશ, અને એની સાથે હું કામ કરવા લાગીશ. એટલે આપણું કામ જલદી ઉકલશે."

"હું પણ કામ કરવા લાગીશ." જેમ્સે કહ્યું.

"હા, હા, જેમ્સ, તું રેતી લાવજે." ટોમે સૂચવ્યું.

"રેતી! એને શું કરશો?" જેમ્સને 'છો' અથવા "કેલ" શું હશે એની ખબર નહિ એટલે પૂછયું. એને બિચારાને તો માટીનીજ ખબર હતી.

એ તો આપણે પ્લાસ્ટર કરવું પડશેને તેમાં રેતીની જરૂર પડશે. ચૂનો, ઇંટો, ખીલા, બારીઓ વગેરે તો ક્લીવલેન્ડથી મંગાવીશું."

"તમે મને તમારી સાથે ક્લીવલેન્ડ લઇ જશો?"

"હા, જરૂર લઇ જઇશ. કારણ કે તારી મદદની મારે જરૂર પડશે."

જેમ્સ કોઇ વખત ક્લીવલેન્ડ તરફ ગયોજ નહોતો. તેમાં એક હજાર માણસો રહેતાં હતાં. એ ન્હાનું ગામડું હતું. "કેટલો વખત ત્યાં રહેવાનું છે?" જેમ્સે પૂછયું.

"એક દિવસ. ત્યાં વધારે રહી ન શકાય."

"તમે કયારે જશો?"

"આપણે પેલા સુતારને કામ કરવાનું કહી દઇએ તે પછી."

ટ્રીટ તો તરત જ આવ્યો અને કામે લાગ્યો. એટલે આ બન્ને ભાઇઓ કલીવલેન્ડ તરફ વિદાય થયા. ઈંટો તરત જ મળી ગઇ.

થોડા જ દિવસમાં ઘરનું કામ સપાટાબંધ ચાલ્યું. બધાંએ હાથોહાથ કામ ઉપાડ્યું. જેમ્સ તમાસો જોવા બેસી રહેતો નહોતો. એને તો સરકસમાં મઝા પડે એના કરતાં એનું ઘર વહેલું તૈયાર થાય એમાં વધારે મઝા પડતી. ખેતરમાં કામ કરતાં જે વખત વધતો તેમાં એ ઘરના ચણતર કામમાં મદદ કરતો. ઘર ચણવા માંડ્યું ત્યાર પહેલાં જ એણે તો ક્યારનો રેતીનો ઢગ મારી દીધો હતો.

એક વખતે ટ્રીટે જેમ્સને કહ્યું, "ભાઇ જેમ્સ, અહીં આવ, તારી મદદ મારે જોઇએ છે. આ હથોડી લે અને આ લાકડાંમાં ખીલો ઠોક જોઉં. તેં મને ખીલા ઠોકતાં જોયો છે તેમજ બરાબર સીધો ઠોકજે. કેમ, આવડશે ને?"

"હા, લાવો, આવડશે." અને એણે ખીલો ઠોક્યો.

"ચાલો હવે બીજું કંઇ કામ બતાવો" જેમ્સે કહ્યું.

"અરે વાહ! એ કામ એટલામાં પૂરૂ પણ કરી નાખ્યુ?"

"હા, હા, જુઓ તો ખરા."

"અરે વાહ! સરસ કર્યું છેને."

"કેમ હું બીજું કરી શકીશને?"

"હા, જો કરવું હોય તો બીજું પણ બતાવું." એમ

કહી એણે છએક ખીલા ઠોકવાનું બીજું કામ બતાવ્યું. એ પણ પૂરું થઇ ગયું એટલે સુતાર બોલ્યો, "હવે આ રંદાપર તારો હાથ અજમાવ જોઉં."

તે વખતે સંચા તો હતા નહિ. એટલે પાટિયાંને રંદો મારી સાફ હાથે જ કરવાં પડતાં. તે વખતે ખડબચડાં પાટિયાં વપરાતાં. ઘર પણ બહુ સારી રીતે બાંધવામાં આવતું નહિ. રહી શકાય એવું ઘર બાંધતાં. જરા ઝુંપડી કરતાં ઠીક બાંધતાં, એટલું જ.

એક જ ઓરડીમાં નહાવા ધોવાનું, રસોડું, બેઠક વગેરે રહેતું.

ઉપરનો માળ તો પૂરો કરવામાં પણ નહોતો આવતો. રાતે સૂઇ રહેવાના ઉપયોગમાં આવે એવો થતો. અને એમાં પડદા નાખી જુદાજુદા ભાગ પાડી દેવામાં આવતા. આવું ઘર બનાવવું હોય તો ઝાઝું ખર્ચ અને બહુ મહેનત નહોતી પડતી. કેટલાંક ઘર વળી બે ત્રણ ઓરડા વાળાં જોવામાં આવતાં અને ઉપલે માળ સૂવાની ઓરડીઓ તૈયાર કરવામાં આવતી. ગાર્ફિલ્ડના મકાનમાં ત્રણ ઓરડી નીચે હતી અને ઉપર બે હતી. પણ તે પૂરી તૈયાર કરાવવી નહોતી. આથી બધી જ જોઇતી ચીજો લાવવામાં અને સુતારના રોજ આપવામાં પંચોતેર ડૉલર પૂરતા થઇ રહ્યા.

જેમ્સે તો પહેલાં જોયું હતું એટલે તરત જ રંદો લઇ પાટિયું લીસું કરવા બેઠો. એને તો આ કળા પણ જલદી આવડી ગઇ. એની નિરીક્ષણ કરવાની ટેવે એને ઠીક મદદ

કરી. કૅપ્ટન સેમ્યુઅલ બ્રાઉન એ પૂલ બાંધનારો હતો, અને એ ટ્વીડ નદીને કિનારે રહેતો. એ નદી ઉપર પુલ બાંધવાનો એને વિચાર થયો. કેવી રીતે બાંધવો એ વિચાર કરતાં કરતાં પોતાના બાગમાં સવારે વહેલો ફરવા નીકળ્યો. ત્યાં રસ્તામાં એણે એક કરોળીઆની જાળ જોઇ. આ જોઇ એને ઝુલતો પુલ, લોખંડના દોરડાથી અથવા સાંકળોથી બાંધવાનો વિચાર સૂઝયો. આ પ્રમાણે બીજા કોઇ માણસે જોયું હોત તો તેને ઝુલતો પુલ બાંધવાનો વિચાર ન આવત, પણ આને તો બહુ જ બારીકાઇથી નિરીક્ષણ કરવાની ટેવ હતી અને એ ટેવે આ વસ્તુ એને સૂઝાડી.

જેમ્સે કહ્યું, "મને આ ગમે છે. આમાં તો બહુ મઝા પડે છે."

ટીટે કહ્યું, "પણ એ તો ભાઇ આખો દિવસ કરવાનું હોય તો મઝા ના પડે, પછી હાથ પુષ્કળ દુઃખે. તને પરસેવો બહુ જ થાય છે. જેમ્સ, પાટિયાંને રંદો મારવો સહેલો નથી. પરસેવો પરસેવો થઇ જાય."

"અરે! એમાં પરસેવો કહાડવાની એકલી વાત નથી, એમાં તો મગજ પણ જોઇએ છે."

"હા, પણ ગમે તેવો હોશિયાર સુતાર હોય પણ એને આમાં બહુ જ મહેનત કરવી પડે છે. મહેનત સિવાય આ કામ સારૂ થાયજ નહિ."

"જો પરસેવો નીકળે તોજ સારૂ કામ થયું કહેવાતું હોય તો આ પાટિયું મેં જે કર્યું છે તે સારૂ જ થયું

છે, કારણકે હું તો પરસેવાથી ન્હવાઈ જ ગયો છું."

"ચોક્કસ સારૂં જ થયું છે, મેં પણ આવું તો કર્યું નહોત. તું ખરેખર, સુતાર થવાને લાયક છે."

"જો હું સારો સુતાર થઇ શકું તો મારે સુતાર થવું છે."

"અત્યારે આ કામ કર્યું એ ઉપરથી તો મને લાગે છે કે તું સારો સુતાર થઇ શકીશ. અરે! એકવીસ વર્ષની ઉંમર પહેલાં તો તું મોટો ભારે સુતાર થઇ શકીશ."

"પણ એ તો એવો અવસર પ્રાપ્ત થાય ત્યારે ને!"

"હાસ્તો. એ તો અવસર મળે ત્યારે જ, પણ જો 'મન હોય તો માળવે જવાય.'"

"માતા પણ કંઇક એવું જ કહે છે."

"અને એથી જ વિપત્તિને હઠાવી શકાય છે, તારે હજુ વધારે પાટિયાં સમાં કરવાં હોય તો પેલાં પડયાં."

જેમ્સે બીજું પાટિયુ પાટલી ઉપર મૂકયું. અને વળી દોઢેક કલાક કામ કર્યું. ઉપરાન્ત ટ્રીટ એને વચ્ચે વચ્ચે જે કંઇ કામ બતાવે એ કરવા પણ ઉઠવું પડતું, અને તે દરેક કામ ઉલ્લાસથી તે પૂર્ણ કરતો.

આમ ઘરના કામમાં જેમ્સને તો ખૂબ મઝા પડી. એણે તો આ પ્રમાણે ઘર ઉભું કરાતું પહેલ વહેલું જોયું એટલે એને માટે તો એ એક ભારે નવાઇ હતી. પાડોશીઓને આ સમાચાર કહેવા જેમ્સને મોકલ્યો, અને તેમની ઘર ઉભું કરવામાં મદદ પણ માગી. પાડોશીઓના તો આનંદનો

પાર રહ્યો નહિ. ઇલિઝાને કોણ મદદ ન કરે? ટોમનાં પણ ખૂબ વખાણ થવા લાગ્યાં. પાડોશીઓ કામે લાગ્યાં.

ટોટે જેમ્સને વળી પાછું બીજું કામ સોપ્યું ને એમાં એને ખીલા ઉપર ધારીને હથોડી મારવાની કળા શીખવી. પહેલી વખત તો જેમ્સ બરાબર ધાર્યા ઘા કરી ન શક્યો. પણ પછી તો પૂછવું જ શું ? એક પછી એક બરાબર ખીલા ઠોકવામાં ભૂલ જ ન આવે. પહેલી વખતે એ બરાબર ખીલા ઉપર હથોડો મારી ન શક્યો. એથી કંઇ ખરાબ નહોતું થયું. પણ હવે એ વધારે સંભાળ અને કાળજી રાખવાનો પાઠ શીખ્યો. નિષ્ફળતા આવે ત્યારે બાળકોની યુક્તિ અને શક્તિ જાગ્રત થાય છે. કયુરન નામનો એક પ્રખ્યાત આઇરિશ વક્તા શાળાની વાગ્વર્ધિની સભામાં બોલવા ઉભો થયો. ઉભો તો થયો પણ જરા મૂળથી જીભ તોતડાતી હતી, અને તેમાં કોઇ વખત બોલેલો નહિ, એટલે ગભરાયો ને જીભ વધારે તોતડાવા લાગી. પાસે બેઠેલા પણ સમજી ન શકે અને સાંભળી યે ન શકે. પછી તો એ આગળ બોલી જ ન શક્યો. સભામાંથી અવાજ આવ્યો, "અલ્યા, આ તો મૂગો છે." એટલે પછી હસાહસ. પણ આ બાળક ગભરાયો નહિ. છેવટે જોરથી બૂમ પાડી બોલ્યો, "અત્યારે તમે મને ભલે હસો, એક વખત હું આ મારી તોતડાતી જીભ પર કાબુ મેળવીશ, અને મને ખાત્રી છે કે તમે મને સાંભળશો."

ખરેખર દિવસો જતાં બન્યું પણ એમ જ. આમાં મળેલી નિષ્ફળતાએ એને બરાબર સજ્જ કર્યો.

જેમ્સે આ કળામાં પણ પોતાની આવડત બતાવી એટલે

ટીટ કહે, "ભાઇ, એ તો પ્રયત્ન! એમ કરતાં કરતાં આવડે. નસીબમાં ન હોય પણ પ્રયત્ન કરો તો ફાવે."

જેમ્સ—મારી માતા તો મને એક વખત કહેતી હતી કે દુનિયામાં નસીબ જેવી કંઇ ચીજ જ નથી.

ટીટ—હા, તારી માતાનું કહેવું કંઇક અંશે સાચું છે. જે છોકરાઓ માત્ર નસીબને આધારે બેસી રહે છે એ ભૂખ્યા જ રહે છે. મહેનત એ જ સાચી વસ્તુ છે.

પોતે આ ઘર ઉભું કરવામાં ઠીક મદદ કરી રહ્યો છે એ વિચારથી આનંદિત થઇ જેમ્સ એકેએક બતાવેલું કામ કરતો. જેમ્સને તો આ કામ શીખવાનો ઠીક લાભ મળ્યો. ઘર પૂરું થયું ન હતું ત્યાં તો એને પોતાને સુતાર થવાનું મન થયું. સૂતાં, ઉઠતાં, બેસતાં અને કામ કરતાં દરેક વખતે એના મગજમાં એક જ ધૂન, અને તે બસ સુતાર થવાની. એણે પહેલાં આ વાત કોઇને કહી નહિ. ઘણા માસ સુધી આ વસ્તુનો વિચાર કર્યા કર્યો. બધાં નવા ઘરમાં રહેવા ગયાં. ટૉમ મિશિગાનમાં ગયો અને જેમ્સને માથે પાછી ખેતીની વ્યવસ્થા આવી.

પોતાનો વિચાર હવે બહુ લાંબો વખત ગુપ્ત નહિ રાખી શકવાથી એણે પોતાની માને એક વખતે કહ્યું, "મા, ધન કમાવાની મારી પાસે એક યુક્તિ છે."

"શી?"

"સુતારનો ધંધો કરીને."

"મને લાગે છે કે એ યુક્તિ બહુ કામ નહિ લાગે."

"શાથી?"

"એનું કારણ છે. જો તારે ખેતીનું કેટલું બધું કામ કરવાનું છે? તેથી એ બે વાનાં તું સાથે નહિ કરી શકે."

"બા, એ તો હું એમ કહું છું કે જ્યારે ખેતીનું કામ કરવાનું ન હોય, ત્યારે હું સુતારનું કામ કરૂં."

"પણ એ પ્રમાણે છૂટુંછૂટું કામ કરવાનુ મળે નહિ તો?"

"હું પ્રયત્ન કરીશ. તને પ્રયત્ન ઉપર તો શ્રદ્ધા છે ને?"

તેણે 'પ્રયત્ન' શબ્દ ઉપર ભાર મૂક્યો. કારણકે માતા બાળકોને ઘણી વખત કહેતી કે "પ્રયત્ન કરવામાં આપણું શું જાય?"

"હા, મને પ્રયત્ન ઉપર શ્રદ્ધા છે. તું કામ મેળવવા પ્રયત્ન કર."

"હું ટ્રીટ મિસ્ત્રી પાસે જાઉં છું. તે મને કંઇ ને કંઇ કામ આપશે. ટૉમની પેઠે હું પણ પૈસા કમાઇશ. એના જેવડો થઇશ ત્યારે મિશિગાન જઇશ."

"મિશિગાનમાં તો એક દીકરો ગયો છે, એટલે હવે બીજાને મોકલવાની મારી ઇચ્છા નથી. વળી હું ધારૂ છું તે પ્રમાણે તો તું સુતારનુ કામ કરવાને નહિ, પણ બીજું કોઇ મહા કાર્ય કરવાને સરજાયો છે."

"તને મદદકર્તા થવું એના કરતાં તે વળી બીજું મોટું કાર્ય કયું છે, એ મને સમજાતું નથી."

"બેટા, દુનિયામાં મારા સિવાય બીજાને તારી મદદની જરૂર છે. તારે અહીં હમ્મેશને માટે ગોંધાઇ રહેવાનું છે એમ જરાયે મનમાં લાવતો નહિ."

"અને મા, હું પણ એમ માનતો નથી કે મારે અહીં હમ્મેશને માટે ગોંધાઇ રહેવું પડશે. મને લાગે છે કે આજે મને કંઇ પણ સુતારી કામ મળશે જ. અને તેથી જ તો હું ટીટ મિસ્ત્રીને ઘેર જાઉં છું."

એક કલાકની અંદર તો જેમ્સ ટીટને ઘેર આવી પહોંચ્યો. ટીટ જેમ્સને જોઇ આનંદમાં બોલી ઉઠયો, "ઓહો! જેમ્સ, તું આવ્યો! ભાઇ, બાની તબિયત તો સારી છે ને?"

"હા, સારી છે."

"ખેતરમાં કામ કેવું ચાલે છે?"

"હાલમાં બહુ કામ નથી, અને તેથી જ કંઇક કામ શોધવા આવ્યો છું."

"તું કેવા પ્રકારનું કામ કરી શકશે?"

"મને સુતારનું કામ કરવાની ઇચ્છા છે."

"ઠીક, જીમી, તું આળસુ નથી તેથી મને આનંદ થાય છે. સૌથી વધારે હું આળસુ બાળકને ધિક્કારૂં છું."

"મને વિચાર થયો કે ટૉમ તો હવે ગયો છે, અને તેથી અવકાશને સમયે માને માટે હું કંઇ પ્રાપ્તિ કરી શકું. એ વિચારે હું અહીં આવ્યો છું."

"માતાને સહાય કરવી એ ખરેખર ઉમદા કામ છે. જે બાળકો માતા પરના સ્નેહથી પ્રેરાઇ કાર્ય કરે છે તે બાળકો

ઘણું કરીને નિષ્ફળ થતાં નથી. એવાં બાળકોને કામ આપવું મને પણ ગમે છે."

"ત્યારે મને આપોને!"

"હા, ભાઇ આપું. તારા જેવા બાળકોને કામ આપવામાં મને આનંદ થાય છે. પેલાં પાટિયાં છે તેને રંદો દેવાનો છે, અને મને લાગે છે કે તને એ કામ સારૂં આવડે છે."

"એની મજુરી શી મળશે?"

"એક પાટિયે એક સેન્ટ અને તેમાં તને સારૂં મળતર રહેશે."

"એ કામ તમારે કયારે કરવાનું છે?"

"જ્યારે તને અવકાશ મળે ત્યારે. વહેલું કરે તો સારૂ."

"ત્યારે હું કાલથી જ આવીશ."

"ભલે કાલથી આવ."

ત્યાંથી તે ચાલ્યો. અને ઘેર જઇ માતાને પોતાના સદ્ભાગ્યની વાત કરી. "મા, હું પહેલી જ વખત પૈસા કમાઇને લાવીશ."

"હા, તને કામ મળ્યુ તેથી હું ખુશ થઇ. મને તો લાગતું હતું કે તને ભાગ્યે જ કામ મળશે."

"મા, એ તો મેં પ્રયત્ન કર્યો અને મળ્યું."

"હા, મને એ તો ખબર છે. ફ્રીટ મિસ્ત્રી તારો મિત્ર છે એટલે તો તને મદદ કરતા એને ઔર આનંદ આવતો હશે. કયારથી કામ પર ચઢવાનો છે?"

"કાલે સવારે વહેલો જઇશ."

"જોજે હોં! અતિશય મહેનત ન કરતો, વધારેમાં વધારે ત્રણ કલાક કામ કરવું; પછી નહિ, હોં કે!"

"નહિ, કાલે તો હું છ કલાક કામ કરીશ. બે કલાક કામ કરૂં તો મને પોતાને જ મારી જાત માટે હસવું આવે. અને મને લાગે છે કે ટીટ મિસ્ત્રીને પણ હસવું તો આવેજ."

"અરે! શું વાત કરે છે? ટીટ મિસ્ત્રી પણ કદાચ મને મળતો થશે કે છોકરાંએ પુષ્કળ મહેનત ન કરવી જોઇએ. અને જેમ્સ, તું તો બહુ મહેનત કરે એવો છોકરો છે."

"અરે મા, તું કાલે મને બે ત્રણ કલાકમાં જ ઘેર પાછો આવતાં જુએ તો સમજી લે જે કે કાં તો મેં કામ પૂરૂં કર્યું હશે અથવા મેં મારો હાથ ગુમાવ્યો હશે."

જેમ્સ બીજે દિવસે કામ પર ગયો. ટ્રીટ પાસે જઇને એણે કામ કરવા માંડયું. લૂગડાં ઉતારી મૂકયાં અને પાટિયાંને રંદો મારવા બેઠો. દરેક પાટિયુ બાર ફૂટ લાંબું હતું. તેણે મહેનત કરી સંન્ધ્યાકાળ સુધી પાટિયાંને રંદો માર્યા કર્યો. શરીર પરથી પરસેવો ઉતરે જતો હતો, પણ તેણે આરામ લેવાની ઇચ્છા પણ ન કરી. સૂર્ય અસ્ત પામ્યો તે વખતે કામ ઉપરથી ઉઠી તે બોલ્યો, "ટ્રીટ, એકસો પાટિયાં થઇ ગયાં, ગણી જુઓ."

"શું કહે છે! પૂરાં સો!"

"પૂરાં સો, ગણી જુઓ."

ટ્રીટે ગણી જોયાં, અને પૂરાં સો થયાં. તે બોલ્યો, "તારા જેવા બાળકને માટે આ મજુરી બહુ સખત કહેવાય.

તારે હવે પચાસ કરતાં વધારે તૈયાર કદી ન કરવાં."

"પણ મને થાક લાગ્યોજ નથી."

"ભાઇ, થાકની વાત નથી. ત્રીસ વર્ષ પછી આજના કામનો થાક તને જણાશે; અત્યારે તો નહિ જણાય."

"એ દહાડા તો બહુ દૂર છે અને અત્યારે પરિશ્રમ લીધા સિવાય બીજો આરો નથી."

"ત્યારે હવે પૈસાની વાત કરીએ. સો પાટિયાંના સો સેન્ટ થયાં એટલે એક ડોલર. તારા જેવા ન્હાના સુતારને માટે તો પુષ્કળ થયું કહેવાય." ટીટે ડોલર ના આપતાં સેન્ટ ગણી આપ્યા.

વાચક, જેમ્સે પોતાના ગજવામાં સો સેન્ટ મૂકયા, અને ઘર તરફનો રસ્તો કાપવા માંડયો, ત્યારે તેના હૃદયમાં કેવા ભાવોનો પ્રવાહ વહેતો હશે તેનો તો તું જ વિચાર કરી લે. તેના જૂના કોટના ગજવાએ પૈસાનો આટલો ભાર કદી ઝીલેલો નહિ. એ ન્હાના બાળકના અન્તરમાં આપણે પ્રવેશ પામી શકીએ તો આપણને પ્રતિતી થાય કે ગમે તેવો લેખક પણ તેનો આનંદ વર્ણવી શકે નહિ. તેને વારંવાર વિચારો આવતા કે "સો સેન્ટ! અને તે વળી એક જ દિવસમાં! પંચોતેર દિવસ આવું કામ કરૂં તો મિશિગાનમાંથી ભાઇ લાવ્યો હતો, એટલા પૈસા કમાઇ શકું. અને તે પણ પરદેશ ગયા વગર."

ઘેર જતાંની સાથે માતાની આગળ તેણે ગજવું ઠાલવી દીધું ને બોલ્યો, "મા, લે આ પૈસા, આજે હું કમાઇ લાવ્યો."

"જેમ્સ, આટલા બધા!"

"હા, મા. એક સો સેન્ટ છે."

"એક ડૉલર આજે કમાયો?"

"હા, સો પાટિયાંને મેં આજે રંદો માર્યો."

ટૉમસ પોણોસો ડૉલર લઇને આવ્યો હતો, ત્યારઇલિઝાની જે સ્થિતિ થઇ હતી તેવી જ આજે ફરી થઇ. તેનો કંઠ રૂંધાઇ ગયો. કંઇ બોલી શકી નહિ. તેની આંખમાં આંસુ આવ્યાં. દીકરાને માથે હાથ ફેરવી તેને આશીર્વાદ આપ્યો. અને પ્રભુનો ઉપકાર માન્યો.

---

: ૯ :

એટલામાં જ જેમ્સ ત્યાં આવ્યો, ટીટે એને કહ્યું, "જેમ્સ, હું તને જ શોધું છું."

"કેમ?"

"બીજું એક કામ આપવાનું છે."

"શું પાટિયાંને રંદો મારવાનો છે?"

"ના, ના, એના કરતાં સારૂ."

"શું?"

"બોઇન્ટનને માટે અન્નભંડાર બાંધવાનો છે."

"એ મને ગમશે, અન્નભંડાર મારી જાતે બાંધી શકું એવું મારે શીખવું છે."

"તને એ આવડશે, એમાં કંઇ અઘરૂં નથી."

"ક્યારથી મારી જરૂર છે?"

"તું કાલથી આવે તો કાલથીજ."

"ત્યારે કાલથીજ આવીશ."

"આ અન્નભંડારનું કામ થઇ ગયા પછી ખેતીની મોસમ આવતાં લગી હું તને મારી દુકાનનું બીજું પણ કામ આપીશ."

"એ મને ઠીક પડશે. હું દિવસે કામ કરૂં ને?"

"હા, દિવસે થઇ શકે તો દિવસે. હું તને ચાળીસ સેન્ટથી ઓછા નહિ આપું અને પચાસથી વધારે નહિ આપી શકું."

"બસ, એટલા મારે પૂરતા છે. ત્યારે કાલ સવારથી હું કામ ઉપર આવીશ." ટીટ ચાલ્યો ગયો. ત્યાર પછી તેણે માને કહ્યું, "પ્રયત્નનું કેવું ફળ છે! મેં જો પ્રથમ પ્રયત્ન ન કર્યો હોત તો આવું કામ મળત નહિ."

"ખરૂં છે દીકરા, પ્રથમના પ્રયત્નમાં તેં સારી રીતે કામ ન કર્યું હોત તો આજે તને આ કામ ન મળત. લોક વેઠિયાનું કામ પસંદ કરતા નથી."

"વેઠિયા કોણ, મા?"

"જેઓ મનની ઇચ્છા વિના ગમે તેવું કામ કરી નાખે, તેમને લોક વેઠિયા કહે છે. તારા પિતા કહેતા હતા કે 'જે કામ કરવા જેવું જ છે તે સારૂં જ કરવાને યોગ્ય છે' વળી તે એમ પણ કહેતા કે 'તમારે કોઇ વસ્તુનું જ્ઞાન મેળવવું હોય તો તે સારી રીતે મેળવવું.'"

"સારી રીતે જ્ઞાન મેળવ્યા વિના તે વસ્તુનું જ્ઞાન મેળવ્યુ કેમ કહેવાય?"

"વિચારી જોઇશ તો તને સહેલથી સમજાશે કે અમુક એક પાઠ તું એક વખતે શીખે તેના કરતાં બીજે કોઇ અનુકૂળ વખતે તે જ પાઠ તું વધારે સારી રીતે શીખી શકે, કેમ ખરૂં કે નહિ?"

"હા, એ ખરૂ છે, પણ જો એ પાઠનું મને ચોક્કસ જ્ઞાન ન હોય તો તે પાઠ વિષે મને આવું જ્ઞાન છે એમ ન જ કહેવાય; મને એ પાઠનું ચોક્કસ જ્ઞાન નથી માટે મારે શરમાવું જોઇએ."

"તું તારા પિતાનો આ ઉપદેશ અંતરમાં રાખી રહેજે."

"મા, મને અક્ષરભંડાર સારી રીતે બાંધતાં શીખવાની ઇચ્છા છે."

"મને લાગે છે કે તારી ઇચ્છા છે, તો તે તું શીખી

પણ શકીશ. જો કે મને આ સંબંધી બહુ જ્ઞાન નથી પણ અન્નભંડાર–કોઠાર બાંધવો એ સહેલું કામ છે, ટ્રીટ તને તે શીખવી દેશે."

બીજે દિવસથી તે ટ્રીટની સાથે કામે જવા લાગ્યો, કામનો આરંભ કરતાં જ તેણે ટ્રીટને કહ્યું, "મિસ્રી, મારે અન્નભંડાર બાંધતાં શીખવું છે, મને તે ન આવડે ?"

"તારી ઉંમર જરા ન્હાની છે, પણ જો ઇચ્છા હશે અને યોગ્ય ધ્યાન આપીશ તો શીખી શકાશે."

"ઠીક ત્યારે, હું ધ્યાન જરૂર આપીશ."

ટ્રીટે તેને કામ કરવાની પદ્ધતિ શીખવી. જેમ્સે તે પદ્ધતિ ગ્રહણ કરી લીધી ને ટ્રીટને તેના કામમાં સહાયતા આપવા માંડી. તેના કામથી ટ્રીટ સંતુષ્ટ થયો અને તેને રોજ ને રોજ નવું નવું શીખવતો ગયો. થોડા જ સમયમાં જેમ્સ અન્નભંડાર બાંધવાની રીત સમજી શક્યો. ટ્રીટે એક દિવસ જેમ્સને કહ્યું, "આ રીત સિવાય તું કામ ન કરી શકે."

"ખરૂં છે, રીત સિવાય કામ કરવું નિરર્થક છે. રીત એ એક શાસ્ત્ર છે અને રીતસર દોહવાથી ગાય પણ વધારે દૂધ દેઇ શકે છે."

જેમ્સને એ ખબર નહોતી કે શાસ્ત્રીય રીતે દોહવાથી ગાયો વધારે દૂધ દે છે, તેથી તે ચકિત થઇ બોલ્યો, "એમ!"

"હા, પ્રભુ પણ યોજના વિના આ જગત ચલાવવાનો પ્રયત્ન કરે તો તે નિષ્ફળ થાય. પ્રભુએ નિયત કરેલી યોજના

વિરુદ્ધ તું તારા ખેતરમાં કામ કરે તો તું પણ નિષ્ફળ થાય. પ્રભુએ જ્યાં નિયત કર્યું છે કે આ સ્થળે એક જ છોડવો ઉગી શકે ત્યાં તું લોભથી બે વાવે તો તે બેઉ નિષ્ફળ જાય."

મિસ્રીની કહેવાની આ ચમત્કારિક શૈલીથી તેને હસવું આવ્યું. મિસ્રી બોલવા લાગ્યો, "શાસ્રમાં લખ્યું છે કે દરેક ચીજને માટે જગ્યા મુકરર કરવી અને તે ચીજ તે મુકરર જગ્યાએ જ રાખવી. જે મનુષ્યો શાસ્રની આજ્ઞાનું પાલન કરે છે તેઓ સફળ થાય છે. જે મનુષ્યો શાસ્રની આ આજ્ઞાને લોપે છે તેઓ સદા નિષ્ફળ નીવડે છે. આનો અનુભવ મને ઘણી વખત થયેલો છે. પદ્ધતિ વિના કોઇ માનવી સંસાર સાગર તરી શકતો નથી."

અન્નભંડારનું કામ ધીમે ધીમે આગળ ચાલ્યું અને યોગ્ય સમયે પૂરૂં પણ થયું. જેમ્સને આ સમયે બહુ જ શીખવાનું મળ્યું. યોજનાના નકશા ઉપર તે વિચાર કરતો. અવકાશ મળે ત્યારે પોતે નવા નકશા ચિતરતો અને સારા ભંડારો બાંધી શકાય એવી યોજનાઓ ઘડયા કરતો.

કામ પૂરૂં થઇ રહ્યું એટલે ટ્રીટે તેને રોજના પચાસ સેન્ટ લેખે એના ચાળીસ રોજના વીસ ડૉલર થતા હતા તે ચૂકવી આપ્યા.

શિયાળામાં વળી તેણે શાળામાં જવું શરૂ કર્યું. તે ઘર આગળ માની પાસેથી એટલું શીખ્યો હતો કે તે પ્રદેશના કોઇ પણ વિદ્યાર્થી કરતાં જ્ઞાનમાં આગળ વધી શક્યો

હતો. જેમ્સ કેટલીક વખત શિક્ષકને એવા પ્રશ્નો પૂછતો કે શિક્ષકને તેના ઉત્તર આપવા સૂઝે નહિ. એ શિયાળામાં તેણે અંકગણિતનો સારો અભ્યાસ કર્યો. એ આ વિષયમાં તેના શિક્ષક કરતાં પણ વધારે પ્રવીણ હતો. તેના સહાધ્યાયીઓ કહે છે કે એક પ્રસંગે એક હિસાબ એવો આવ્યો કે તે શિક્ષક કરી શક્યા નહિ પણ જેમ્સે સપાટાબંધ ગણી આપ્યો. હિસાબનો જવાબ ખોટો આવવાથી શિક્ષક બોલ્યા, "મને લાગે છે કે પુસ્તકમાં જવાબ ખોટો છે; હેનરી, તું ફરી ગણી જો અને તારી સ્લેટ મારી પાસે લાવ."

હેનરી બોઇન્ટન ગણિતમાં હોશિયાર ગણાતો હતો, તથાપિ તેનાથી પણ ગણિત પ્રમાણે તો જવાબ લાવી શકાયો નહિ. તેના અને શિક્ષકના જવાબમાં પણ ફેર પડ્યો. હેનરીએ કહ્યું, "મારાથી એ હિસાબ નહિ બેસે, મારો જવાબ ગણિતના જવાબ સાથે મળતો નથી."

શિક્ષક—લાવ જોઉં તારી સ્લેટ.

હેનરી શિક્ષક પાસે પોતાની સ્લેટ લઇને ગયો. શિક્ષકે સ્લેટ જોઇ. એક પણ ભૂલ તે કહાડી શક્યો નહિ, પણ બોલી ઉઠ્યો કે, "બસ, ગણિતમાંનો જવાબજ ખોટો હોવો જોઇએ." જેમ્સ તે વખતે વચ્ચે બોલી ઉઠ્યો કે, "ગુરુજી, મેં એ હિસાબ એક વખત ગણ્યો છે."

"તારે આ ગણિતમાં છે એજ જવાબ આવ્યો હતો?"

"હા, ગુરુજી, મને તો એમ યાદ છે."

"ત્યારે અત્યારે ગણી લાવ જોઇએ."

જેમ્સ તો તરત જ હિસાબ કરવા મંડી પડયો અને થોડા જ સમયમાં તે ગણી કાઢયો.

"ગુરુજી, લ્યો, ગણિતનો જવાબ આવી ગયો." જેમ્સે સ્લેટ લઇ શિક્ષક આગળ ધરતાં કહ્યું.

ગુરુજીએ તો ધારી ધારીને અંદર જોયું પણ હિસાબ તો ખરો હતો, એટલું જ નહિ પણ ગણિતમાં જે જવાબ હતો તે જ જવાબ જેમ્સની સ્લેટમાં હતો.

"સાબાશ જેમ્સ, તારો હિસાબ ખરો છે." શિક્ષકે કહ્યું.

ઘણાખરા વિદ્યાર્થીઓ ખુશ ખુશ થઇ ગયા. માસ્તરને પણ જેમ્સે હરાવી દીધા, એથી તો એમને ઘણી રમૂજ પડી. સર્વેને જેમ્સ માનીતો થઇ પડયો અને એની શક્તિ માટે સર્વનો ઉંચો મત બંધાયો. જોકે બધા એના જ સહાધ્યાયી હતા છતાં સર્વે એના તરફ માનની દૃષ્ટિથી જોતા.

આ સમયે જેમ્સના હાથમાં 'રૉબિન્સન ક્રુઝો' નામનું પુસ્તક આવ્યું. કેવી રીતે આવ્યું એ ખબર તો નથી, પણ એણે ગમે તે રીતે એ મેળવ્યું અને બે વખત વાંચી કાઢયું. રાત્રે સૂતો સૂતો તાપણીના પ્રકાશમાં એ જ પુસ્તક ઘણા વખત તે વાંચ્યા કરતો. એને પરાક્રમો-બહાદુરીભર્યાં કામોનું વર્ણન વાંચવામાં બહુ રસ પડતો.

એક દિવસ જેમ્સે પોતાની માને કહ્યું, "મા, આ પુસ્તક મારૂં હોય તો કેવું સારૂં!"

"જો તુ આ પુસ્તક વાગંવાગ વાચ્યા કરે તો એની અદગ જે કઇ છે એ તાગ જ થશે એ પુસ્તકમા એવુ તે શુ છે કે તને તે વાચવામા આટલો બધો ગ્સ આવે છે?"

"મા, શુ કહુ ? બહુજ સગ્સ છે! અત્યાર સુધીમા આવી ચોપડી મે વાચી નથી હુ. તો એ ચોપડીને દરેક વખત વાચી જાઉ પણ થાકુ જ નહિ, કટાળો જ ન આવે એવી ચોપડીઓ બીજી વધારે હશે?"

"હશે, આપણે ખોળીએ તો મળે"

"ત્યારે હુ એવા બીજાં પુસ્તકો ખોળી કાઢીશ"

એ પુસ્તકે તેના મન પગ કરેલી અસર કદી ભુસાઇ નહિ વાચવાની એની જીજ્ઞાસા જેમ જેમ વધતી ગઇ તેમ તેમ વધુ ને વધુ પુસ્તકો તે શોધવા લાગ્યો

થોડા વખત પછી વિલિયમ બોઇન્ટનના હાથમા જોસેફ્સની એક નકલ આવી અને તે તેમણે બન્નેએ ભેગા થઇ વાચી અને વળી બે જણાએ જુદી જુદી પણ વાચી જ્યારે નિશાળ ખુલી ત્યારે ઘણા વિદ્યાર્થીઓ એ આ પુસ્તક શાળામા વાચવાની પરવાનગી માગી શિક્ષકે તેમ કરવાની રજા આપી શાળામા તેમજ બહાગ પણ એ વચાયુ જ્યારે જેમ્સે એ પુસ્તક પૂરૂ કર્યુ ત્યારે એ પાનાના પાના મોઢે બોલી શકતો

એ વર્ષમા તેના જીવનમા જે ઘટનાઓ બની તેમાથી થોડી અહી નોધી રાખવા જેવી છે. કારણકે જેમ્સના ચાગ્ત્રિનો આપણને એ ઘટનાઓ પરિચય આપે છે

ડેવિડ નામે એક તેનો મિત્ર રવિવારે પરગામ જવાનો હતો. તેને પણ ત્યાં જવાની ઇચ્છા હતી. એટલે જેમ્સે તેને કહ્યું, "રવિવારને દિવસે નહિ, બીજે કોઇ દિવસે જઇએ."

ડેવિડ—કેમ?

જેમ્સ—રવિવાર-વિશ્રામવાર-ને દિવસે એવાં કાર્ય કરવાં તે ઠીક નહિ.

ડેવિડ—એમાં કંઇ દોષ નથી.

જેમ્સ—પણ મારી મા આ બાબતમાં સમ્મત ન થાય.

ડેવિડ—મનેય ખબર નથી કે મારી માતા પણ આ બાબતમાં સમ્મત થશે. પણ હું તો તેની સમ્મતિની દરકાર જ રાખતો નથી. હું તો કંઇ એને પૂછતો જ નથી.

જેમ્સ—અને હું તો મારી માને પૂછ્યા સિવાય કશું કરતો જ નથી. વિશ્રામવારને તો તે બહુ પવિત્ર માને છે, અને તેની ભાવનાને હું સદા માન આપું છું. તે દિવસે તો હું બહારગામ આવી જ શકું નહિ.

ડેવિડ—અને બીજા દિવસોએ બહુ કામ હોવાને લીધે બહાર જઇ શકાશે નહિ. એનો અર્થ એટલો જ કે આપણે ગામ જવાનું બંધ રાખવું.

જેમ્સ—હા, એવું જ. રવિવારે જવું એના કરતાં ન જવું એ સારૂં છે. પણ એથી કંઇ એમ નક્કી થતું નથી કે આપણે ભવિષ્યમાં કોઇ દિવસે પણ નહિ જઇ શકીએ. જોઇએ શું થાય છે તે.

ડેવિડ—એ તો મને લાગે છે કે આપણે હમેશાં

જોવાનું જ રહેશે અને બહાર જવાશે જ નહિ.

જેમ્સ—હા, એ તો જો ન જઇ શકાય તો કંઇ વાંધો નહિ. પણ મારી માતાની ઇચ્છા–લાગણી–ની વિરુદ્ધ તો હું કશું નહિ જ કરી શકું.

આ છેલ્લા શબ્દો ઉપર ખાસ ભાર મૂકીને જેમ્સ બોલ્યો. પછી તો વાતચીત બંધ થઇ. આમાંથી સહેજે જણાઇ આવે છે કે જેમ્સ કેટલો સ્પષ્ટ વક્તા હતો. એનામાં લુચ્ચાઇ, કૃત્રિમતા અથવા માને છેતરવાની જરા પણ દાનત નહોતી. પોતાના સાથીને ખુશ કરવા પણ એ ખરાબ કામ કરવા તૈયાર થાય એવો નહોતો. એ તો સીધું, સાદું અને સ્પષ્ટ બોલનાર હતો. આનો અર્થ એમ નથી કે બીજા માણસો કરતાં એનો નૈતિક વિકાસ વધારે થયો હતો; પણ એવો એનો સ્વભાવ જ હતો. એનામાં થનથનાટ હતો. રમતમાં પણ તે ઠીક ભાગ લેતો અને સંપૂર્ણ આનંદ કરતો.

બીજે કોઇ એક પ્રસંગે તે પોતાની બિલાડીને લઇ બાગમાં ગયો હતો અને ત્યાં રમતો હતો. એવામાં ડેવિડ ત્યાં આવ્યો. તેણે બિલાડીને પથરા માર્યા અને તેથી તે બિલાડી ઘરમાં જતી રહી. એ બિલાડી તરફ જેમ્સને પુષ્કળ પ્રેમ હતો. કોઇ બિલાડીને મારે તે એ પોતાને માર્યા સમાન ગણતો. તેથી એ બોલ્યો, "આ કામ બહુ નિર્દય છે, ડેવિડ!"

"શું? બિલાડીને મારવી તે?" ડેવિડે પૂછ્યું.

જેમ્સ—હા નિર્દયતા, નિર્દયતા, બિલાડીને મારવી એ નિર્દયતા છે.

ડેવિડ—મને ખબર નહોતી કે એ તારી બિલાડી છે.

"કોની બિલાડી છે એ પ્રશ્ન મહત્ત્વનો નથી. બિલાડી તે બિલાડી છે."

ડેવિડ જરા મશ્કરીમાં બોલ્યો, "અને ઉંદર એ ઉંદર છે."

જેમ્સ—કોઇ પણ પ્રાણીને દુઃખી કરવું એ મારે મન પાપ છે.

ડેવિડ—પણ એ પથરો એને વાગ્યો નથી.

જેમ્સ—વાગ્યો નથી તેથી શું થયું? પણ તારી ઇચ્છા એને મારવાની હતી. અને એ ગેલ કરતી હતી તેમાંથી એને ભય પમાડી તેં નસાડી મૂકી.

ડેવિડ—જેમ્સ, તારી દયા વિચિત્ર છે. ઉંદર પણ જો તારો સ્વભાવ જાણી શકે તો તારી છાતી ઉપર ખુશીથી રમી શકે.

જેમ્સ—અને તે જ ઉંદર ભયથી તારી પાસેથી, તારો સ્વભાવ જાણે તો, નાસી જાય. તે સમજે કે આ એક ભયંકર પ્રાણી છે.

ડેવિડ—તારી બિલાડીને મેં દુઃખ આપ્યું તેની મને ક્ષમા કર. હવે પછી હું બિલાડીઓની જ મિત્રતા કરીશ. ચાલ, સાહેબજી.

એમ મરડાટમાં બોલતોકને ડેવિડ ત્યાંથી વદાય થઇ ગયો.

આ પ્રસંગ સિદ્ધ કરે છે કે જેમ્સને પ્રાણી પ્રત્યે બહુ દયાભાવ હતો. તેનું અંતર એવું કોમળ હતું કે ગમે તેવા

નાના પ્રાણીને પણ નિરર્થક કલેશ આપવો એ એને ઠીક લાગતું નહિ.

વળી તે શાળામાં નાનામાં નાના છોકરાની પણ સ્વતંત્રતાનો ભંગ થતો જોઇ શકતો નહિ. તેની શાળામાં એક નાનો છોકરો ભણતો હતો. તેને બાપ નહોતો. તેની સંભાળ લેનાર મોટોભાઇ પણ ન હતો. કેટલાક તોફાની છોકરા તેની મશ્કરી કરતા અને તેને ખીજવતા. જેમ્સને આ લાગી આવ્યું. આ બાળકનો પક્ષ લઇ તે વિદ્યાર્થીઓને કહેવા લાગ્યો કે "હવેથી આ બાળકની મશ્કરી કરવી નહિ. જેને એની મશ્કરી કરવી હોય તે મારી ભલે કરે." એક છોકરો બોલ્યો, "ત્યારે અમે તને ખીજવીશું."

"ભલે તમે મને ખીજવો, પણ પેલા નાના છોકરાને નહિ. સમાન વય ને સમાન બળના છોકરા સાથે બાથ ભીડો."

એક છોકરો બોલ્યો, "તું પેલા નાના છોકરા ઉપર બહુ ખુશ થયો હોય એવું દેખાય છે. મને તો એની અંદર કંઇ ખુશ થવા જેવું લાગતું નથી."

"ભલે, પણ એના પિતા જીવતા નથી, વળી એને કોઇ ભાઇ પણ નથી એટલે એનો પક્ષ હું લઇશ."

પછી તો છોકરાઓ જેમ્સને ખીજવવા લાગ્યા. પણ જેમ્સ ખીજાય જ નહિ, અને કહે "જેટલી મશ્કરી કરવી હોય તેટલી કરો–સુખે કરો."

જેમ્સના આવા આચરણથી છોકરાઓ શાન્ત થયા. એણે

એ રીતે હિમ્મતથી નાના નિર્બળ બાળકોનો પક્ષ લેવાનો સિદ્ધાન્ત બતાવ્યો.

નવેમ્બર મહિનો આવ્યો, ખીતીનું કામ પતી ગયું. તેવામાં ટ્રીટ આવી કહેવા લાગ્યો, "જેમ્સ, બીજો કોઠાર તૈયાર કરવાનો છે, કેમ, કામ કરવું છે કે?"

"હા, હા, કરવું છે."

"ત્યારે તે તૈયારજ છે. કયારથી કામે ચઢીશ?"

"આવતી કાલથી જ."

"ત્યારે તું તો બહુ બાહોશ માણસ છે. કહેતાંની સાથે જ તૈયાર થઇ જાય છે. જે ક્ષણે કહ્યું, તે ક્ષણેજ તું તો તૈયાર હોય છે. જો ત્યારે, આ કામ મારે જલદી આટોપવું છે."

"કોનું છે?"

"પેલા બર્નાર્ડનુ"

"હં! છેક પણે?"

એ જગ્યા જરા દૂર હતી, પણ જેમ્સને એ બાબત ખાસ કંઇ વાંધો ન હતો.

"જેમ્સ, એ કોઠાર તો જરા મોટો થશે."

"ઘણો મોટો કરવાનો છે?"

"ના, જરા મોટો કહી શકાય એવો કરવાનો છે. આવતી કાલે તું આવીને જોજે. તને પગાર પહેલાં આપ્યો હતો તે નો તે જ મળશે." કહી ટ્રીટ ચાલતો થઇ ગયો.

આ અન્નભંડાર બનાવતાં જેમ્સની આ કામ કરવાની શક્તિ વધી. હવે એ ટ્રીટ મિસ્ત્રી ઉપર બહુ આધાર રાખી બેસી રહેતો નહિ. ઘણી વખતે પોતાનું કામ ટ્રીટના કરતાં પણ જલદી કરી નાખતો.

"જેમ્સ, તું તો ખરો છે. એક પણ તારી ભૂલ થતી નથી, કામ તું સહેલાઇથી કરી શકે છે અને પૈસા સારા કમાઇ શકે છે." ટ્રીટે અન્નભંડાર પૂરો થયો એટલે કહ્યું.

"પણ હજુ તો મારે અન્નભંડાર કેમ બાંધવો એ શીખવું છે."

"ત્યારે હજી તને એમ લાગે છે કે તું બાંધી ન શકે?"

"ભાગ્યે જ બાંધી શકું."

"મહેનત અને બુદ્ધિ હોય તો જરૂર આવડે. તારી પાસે બન્ને છે. હું તને વળી એક બીજું કામ આપીશ. તું મારી પાસે પંદર ડોલર માગે." એમ કહી જેમ્સને પંદર ડોલર ગણી આપ્યા.

આ શિયાળામાં એને ચૌદમું વર્ષ બેઠું તે સમયે તેનું શરીર શક્ત બન્યું હતું. શાળા ફરી ઉઘડી અને જો કે એ શાળામાં હવે કંઇ શીખવાનું રહ્યું નહોતું, તોપણ તે જવા લાગ્યો.

એજ વખતમાં એની પાસે રૉબિન્સન ક્રુઝો જેવું જ બીજું એક પુસ્તક "એલોન્ઝો એન્ડ મેલિસા" આવ્યું. આ પણ એણે એટલા જ ઉત્સાહથી વાંચ્યું. એક વાર નહિ પણ અનેકવાર તે એ વાંચી ગયો. હવે એને લાગવા માંડયું કે

ખેતર ખેડવા કરતાં બીજી રીતે વધારે સારી સહાય એ પોતાની માતાને આપી શકે તેમ છે. શાળા બંધ થતા પહેલાં એણે પોતાની માતાને કહ્યું, "બા, મને હવે લાગે છે કે આ ખેતર ખેડવા કરતાં હું બીજું સારૂં કામ કરી શકીશ. મને એક માસના બાર ડોલર જો હું બ્હાર જાઉં તો મળે."

"હા, હું પણ એમ જ ધારૂં છું."

"જો, બા, તું ગાય રાખી શકીશ અને સાથે એક માણસ પણ રાખજે. એટલે તે બધું જોઇતું કામ કરશે. આમ કરવાથી મારી કમાઇનો માત્ર ચોથો ભાગ ખર્ચાશે."

"પણ તારા જેવા છોકરાએ તો હજુ નિશાળમાં જવું જોઇએ. છોકરાઓએ બહુ મહેનત ઉઠાવવી જોઇએ નહિ."

"એ તો બા મને ખબર જ હતી કે તું શું કહીશ. પણ કામ કરવાથી મને હજુ નુકસાન થયું નથી."

"પણ હજુ તારે અભ્યાસ કરવાનો વખત છે. તું બીજી કોઇ પણ જગ્યાએ અભ્યાસ કરી શકીશ."

જેમ્સે ભૂગોળનો અભ્યાસ કર્યો હતો. ન્યુયોર્ક વગેરે નગરોની માહિતી હવે તેને મળી હતી. હવે એને ખબર પડી હતી કે દ્રવ્ય પ્રાપ્ત કરવાના, અભ્યાસ કરવાના અને સંસારમાં ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવાના પ્રસંગો ગામડાં કરતાં નગરોમાં વધારે મળી શકે. તેને જાણે પાંખો આવવા લાગી હોય એમ એને અહીંથી ઉડવાનું મન થતું હતું. પણ આ નાના બાળકને પરદેશમાં એકલો જવા દેવાની તેની માની જરા યે ઇચ્છા નહોતી. તેને વિશ્વાસ હતો કે પ્રભુ જેમ્સનો માર્ગ

ખુલ્લો કરી દેશે, અને એ વિશ્વાસથી જ એણે જેમ્સને કહ્યું, "ભાઇ, પ્રભુના આદેશની વાટ જો."

જેમ્સે આથી નગરમાં જવાની પોતાની અભિલાષા દાબી રાખી, અને પહેલાંની માફક ખેતીનું કામ શરૂ કર્યું.

તે વર્ષે પણ ટ્રીટ મિસ્ત્રીએ તેની પાસે ત્રણ નવા અન્નભંડાર બંધાવ્યા. એટલે હવે તે આ કામમાં તો એવો નિપૂણ બન્યો કે તે પ્રદેશના પોતાને અનુભવી માનતા વૃદ્ધ સુતારો કરતાં પણ આ પંદર વર્ષનો સુતાર અન્નભંડારનું કામ સારૂં કરી શકતો.

બાળકો સાથે રમવામાં પણ જેમ્સ કુશળ હતો. તેનો સરળ, ઉદાર અને આનંદી સ્વભાવ, તેના હાજર જવાબો અને શુદ્ધ વર્તન સર્વને આનંદ આપતાં. તેના વિના મંડળી શુષ્ક જણાતી; અને તેના મિત્રો કહેતા કે જ્યારે એ આવતો ત્યારે મંડળીમાં રસની રેલછેલ થઇ રહેતી.

જેમ્સ એક દિવસ એના એક મિત્ર ઍડ્વિનની સાથે પરગામ જતો હતો. માર્ગમાં જતાં એમના ઘોડાની પાછળ એક માણસ ઘોડો દોડાવતો 'રસ્તો આપો, રસ્તો આપો,' એવી બૂમો પાડતો આવતો હતો. બન્નેએ ઘોડા મારી મૂકયા; એટલે પેલો તો બહુ પાછળ પડી રહ્યો. ત્રણ ચાર માઇલ આમ દોડાવ્યા પછી તે બન્ને મિત્રો થાક ખાવા એક ધર્મશાળા આગળ થોભ્યા. પાંચેક મિનિટમાં તો પેલો ક્રોધે ભરાયેલો આવી ગાળો દેવા લાગ્યો. ઍડ્વિનની સામે તે હાથ ઉગામવા જતો હતો એટલે જેમ્સ બોલ્યો, "એ, મારી સાથે પહેલાં આવીજા."

પેલો ક્રોધે ભરાયેલો માણુસ કહેવા લાગ્યો, "શા માટે તારી સામે પહેલાં?"

જેમ્સ—કારણ કે પછી તારે આ એડ્વિન જોડે યુદ્ધ કરવાનો પ્રસંગ જ ન આવે માટે."

જેમ્સ બળમાં ઉતરે એવો નહોતો. એટલે સામો માણુસ બિચારો ઘોડા ઉપર બેસી જલદીથી પલાયન કરી ગયો. જેમ્સને કલહ પ્રિય નહોતો. આખા ઓરેન્જ પ્રદેશમાં શાન્ત, નમ્ર પ્રકૃતિનો બાળક એના જેવો બીજો કોઇ નહોતો, તોપણ પોતાના અને બીજાના હક્કનું રક્ષણુ કરવામાં તે દ્રઢ પ્રતિજ્ઞાથી ખડો રહેતો. તેના મિત્રોના હક્કને માટે તે તેમના પક્ષમાં ઉભો રહેતો. મિત્રો જો ખોટું આચરણુ કરતા હોય તો તે તેમને સંમત થતો નહિ, અને સરળ ભાવે તેનાં કારણો દર્શાવી એમને કાં તો સમજાવી લેતો, અગર ધીરે ધીરે તેમનો સંગ ત્યજી દેતો.

---

## : ૧૦ :

## ક્ષારના કારખાનામાં

જેમ્સ બાલ્યકાળથી જ સરદાર થવાની તૈયારીઓ કરી રહ્યો હતો. કોઇ કોઇવાર અનેક બાળકોને લઇને તે ખેતરમાં ખેતી કરવા જતો, ત્યાં બાળકો તેની સરદારી તળે બહુ આનંદથી કામ કરતાં. જેમ્સ તેમને અદ્દભુત વાર્તાઓ કહી

આનંદ આપતો અને હાસ્યજનક શબ્દોથી હસાવતો. આથી બાળકો ઉત્સાહિત થતા અને બમણું કામ કરતા. જેમ્સના આ ગુણને લીધે અનેક ખેડુતો તેને પોતાના ખેતરમાં લઇ જતા અને પોતાના ખેતરના બાળકમજુરો ઉપર તેને સરદાર નીમતા. સ્મિથ નામનો એક ખેડુત એકવાર ઇલિઝા પાસે આવ્યો અને પોતાના પેપરમિન્ટના ખેતરમાં કામ કરવા જેમ્સને બોલાવી ગયો. ત્યાં કેટલાક બાળકમજુરો નીંદતા હતા તેના ઉપર તેને મૂક્યો. નાના પ્રકારની કૌતુકજનક વાતો અને પરિહાસ કરી જેમ્સ બાળકોને મઝા કરાવતો બાળકો એની વાતો સાંભળવાને જલદી જલદી કચરો સાફ કરતાં આગળ ચાલતાં. એ રીતે થોડા જ સમયમાં ખેતરમાંનું નીંદામણુ તેઓએ ઉપાડી નાખ્યું. ખેડુત સ્મિથ આથી ઘણો પ્રસન્ન થયો.

જો જેમ્સ ખેતરનું કામ કરતાં કંઇ વખત બચાવી શકતો તો દ્વીટ મિસ્ત્રીની પાસે જતો અને જે કામ મળતું તે કરતો. જેમ્સ એ પ્રમાણે એકવાર બાર્ટન નામે એક પુરુષના ક્ષારના કારખાનામાં એક ઘર બાંધવા ગયો. બાર્ટન સાહેબનું કારખાનું તેના ઘરથી જરા દૂર હતું. જેમ્સ આ કારખાનામાં આવતો અને ત્યાં તેનું કામ જોઇ આ બાર્ટન સાહેબ ખુશ થતા. એક દિવસ તેણે પોતાના કારખાનામાં જેમ્સને રાખવાની ઇચ્છા દર્શાવી. એક માસના ચૌદ ડૉલર જેટલો સારો પગાર આપવાનું કહી બાર્ટને આગ્રહ સાથે જેમ્સને પોતાના કારખાનામાં રહેવાની વિનંતી કરી, પણ જેમ્સે ઉત્તર આપ્યો કે માતાની અનુમતિ વિના હું કંઇ જ

નક્કી ઉત્તર આપી શકું નહિ. તે દિવસે કાર્ય પૂરૂ થતાં તે ઘેર આવ્યો બાર્ટન મૂર્ખ અને કર્કશ પ્રકૃતિનો પુરુષ હતો, તથાપિ જેમ્સના ઉપર તેની જબ્બર મમતા બાઝી હતી. જેમ્સે ઘેર આવી માતાને સર્વ વાત કહી અને તેનો અભિપ્રાય પૂછયો ત્યારે માતાએ કહ્યું, "ભાઇ, ક્ષાગ્ના કારખાનામાં અનેક દુષ્ટ લોકો મજુરીએ આવે છે, તેમની સાથે તારે કામ કરવું પડશે અને તેથી મને ભય રહે છે કે તારી પ્રગતિ બગડશે."

"ના, મા, હું મારૂજ કામ કર્યે જઇશ. જરૂર પૂરતા પ્રસંગે હુ તેમની સાથે વાત કરીશ. તે સિવાય હું બહુ સાવધાન રહીશ એટલે બગડવાનો સંભવ નથી."

અંતે ઇલિઝાએ એની વાત સાભળી બાર્ટનને ત્યાં જવાની તેને રજા આપી.

જેમ્સ વાયદા પ્રમાણે માતાની રજા લઇ સોમવારે બાર્ટનને ત્યા પોટલી લઇ આવી પહોચ્યો. બાર્ટનના હર્ષનો પાર ન રહ્યો. ત્યાં રહેવાને માટે તેને એક સ્વતંત્ર ખડ આપવામા આવ્યો ધીમે ધીમે બાળક જેમ્સે કારખાનાનો સમસ્ત કારભાર પોતાને માથે લીધો અને બહુ વ્યવસ્થાથી કારખાનું ચલાવવા લાગ્યો જે લોકો આજ સુધી બાર્ટનને છેતરી પૈસા ખાઇ જતા હતા, તેમને પકડી કહાડયા. અત્યાર સુધીમાં જેમ્સ ઉપર બાર્ટનનો વિશ્વાસ દૃઢ થયો હતો, અને હવે આ કાર્યોથી તેનો વિશ્વાસ એથી યે પણ વધારે દૃઢ થયો. બાર્ટન તેના ઉપર પુત્રવત સ્નેહ રાખવા

લાગ્યો. અને જેમ્સ પણ તેવાજ સ્નેહથી કારખાનાનું કામ કરવા લાગ્યો.

કારખાનામાં કોઇ કોઇ દુષ્ટ માણસો પણ હતા. જેમ્સ તેમને સદાચારી થવાનો ઉપદેશ આપ્યા કરતો. જેમ્સના ઉપદેશ અને વર્તનથી તે લોકો ધીમે ધીમે સુધરતા ગયા. જેમ્સ થોડાજ સમયમાં સર્વની પ્રીતિ સંપાદન કરી શક્યો.

પુસ્તક પર જેમ્સને અત્યંત પ્રીતિ હતી અને તેથી મળી આવે ત્યારે એ પુસ્તકો વાંચતો. બાર્ટનના ઘરમાં જે પુસ્તકો હતાં તે એણે વાંચવા માંડયાં. બાર્ટનના ઘરમાં મેરિયેટની નવલકથાઓ હતી તે તેણે વાંચવા માંડી. પણ એ નવલકથાઓ વાંચવાથી જેમ્સની બાબતમાં અનિષ્ટ પરિણામ આવ્યું. નવલકથાના નાયકોનાં અને અન્ય પાત્રોનાં અદ્દભુત અને સાહસયુક્ત પરાક્રમો વાંચી એની કલ્પનાશક્તિ સતેજ થઇ અને એ વસ્તુઓએ તો જેમ્સના હૃદય ઉપર પણ ભારે અસર કરી. એ પુસ્તકો એનાં સાથી બન્યાં. એના ઉપરજ સંપૂર્ણ વિશ્વાસ જેમ્સ મૂકવા લાગ્યો.

દુષ્ટ વાતાવરણ ઉત્પન્ન થાય એવાં પુસ્તકો નાં પુસ્તકો એણે વાંચી નાખ્યાં. અને આવો વિદ્વાન નોકર પોતાને ત્યાં છે માટે બાર્ટન પણ અભિમાન ધરવા લાગ્યો. બાર્ટન જાતે અભણ હતો, તેથી તે પોતાના ઘરમાંનાં પુસ્તકો બાઇબલ જેટલાંજ નિર્દોષ માનતો તથા તે પુસ્તકોના વાચન માટે કોઇને મના કરતો નહિ. તેને એક અવિવાહિતા રૂપવતી

પુત્રી હતી. તે પુત્રી આવાં પુસ્તકો ખરીદ કરીને વાંચતી. વર્તમાનપત્રોમાં લેખો લખતી ને પ્રસંગોપાત્ કવિતાઓ પણ લખતી. આથી તે પ્રદેશમાં આ કન્યા જરા પ્રસિદ્ધ થઇ હતી.

એક વખત જેમ્સ મેરિયેટની એક નવલકથા વાંચતો હતો તેવામાં બાર્ટનની પુત્રી ત્યાં આવી અને વાતો કરવા લાગી કે "મને લાગે છે કે તમને પુસ્તકો વાંચવાનો બહુ શોખ છે."

"હા, મને એ બહુ ગમે છે અને આવાં પુસ્તકો મારા વાંચવામાં આ પહેલવહેલાં જ આવે છે."

"બેશક તે પુસ્તકો બહુ રસિક છે."

"તમે આ બધાં વાંચ્યાં છે?" જેમ્સે પૂછ્યું.

"હા, એ પુસ્તકો મેં જ ખરીદેલાં અને અનેક વખત વાંચ્યાં છે."

"હું પણ અનેકવાર વાંચીશ, પુસ્તકો વિના મારી આ લાંબી રાતો જાત નહિ."

"તમે ડેમનને ત્યાં જાત તો મજા પડત." બાર્ટનની પુત્રીએ કહ્યું.

પોસ્ટ ઓફિસની પાસે ડેમનનું ઘર હતું. ત્યાં સંધ્યાકાળે સારા સારા ગણાતા લોકો ભરાતા ને મઝા ઉડાવતા. ત્યાં કદી કદી રાજકીય વિષય ઉપર અને કોઇ વખત ભોગવિલાસ ઉપર કેવળ મૂર્ખતાપૂર્ણ વિચારો થતા ને ચર્ચા ચાલતી. પોતાનો બાળક આવા મંડળમાં જાય એ ઇલિઝાને

ગમે નહિ. એને પોતાને તો ખબર જ ન હતી કે એ ખરાબ પુસ્તકોની સંગતિમાં છે; પણ એ તો એવાં પુસ્તકો વાંચ્યા જ જતો હતો.

બાર્ટનની પુત્રીને જેમ્સે કહ્યું, "મારાથી ત્યાં જઇ શકાય નહિ."

"કેમ ?"

"મને એવી મંડળી ગમતી નથી."

"એ મંડળી બહુ આકર્ષક છે."

"પણ મને એવી મંડળીમાં જવાની મારી માએ ના પાડી છે."

પણ જેમ્સને જો જરા વધારે ખબર હોત તો એ પુસ્તકો વાંચતો હતો તેની કુસંગતિમાંથી દૂર રહેત અને પુસ્તકો દુષ્ટ છે એમ કહેત. પણ એને તો વિચાર જ નહોતો આવતો કે હું આ દુષ્ટ પુસ્તકોના સંગમાં પડયો છું.

જ્યારે ઘરના માણસો પોતપોતાના ખંડમાં જઇ સૂઇ જતાં, ત્યારે જેમ્સ દીવો અને ચોપડી લઇ પોતાની ઓરડીમાં જતો. રાતના બાર બાર વાગ્યા સુધી એ વાંચતો. વાંચવામાં એને રાત્રે તાઢ સરખી પણ માલમ પડતી નહોતી. એક રાતે તે સૂતો પણ નિદ્રા ન આવી. એને વિચાર આવ્યો, 'મારે હજી જગતમાં ઘણું જોવાનું છે. હંમેશને માટે મને આ ધંધો નહિ રૂચે.'

પછી જેમ્સે ઉંઘવાના પ્રયત્નો કરવા માંડયા. પણ નિદ્રાદેવી તો દૂરથી જ તે સર્વ તમાશા જોવા લાગી. 'મને

ખલાસી થવું ગમે છે, હજી વધારે દુનિયા જોવાનું મન થાય છે. બીજા દેશોમાં જઇશ અને ત્યાંનાં મોટાં મોટાં નગરો જોઇશ. બસ, મઝા પડશે.' એ રીતે એણે મનમાં ને મનમાં વિચાર કર્યા કર્યો. એને ઉંઘ આવી નહિ. 'અહીં ઘરના એક ખૂણામાં પડી રહી શું કરૂં? આખી દુનિયા જોવાની પડી છે. બસ, એક દિવસ હું જઇશ જ.' આમ અનેક સંકલ્પ વિકલ્પ મનમાં થવા લાગ્યા. ને મનમાં તે બોલવા લાગ્યો, 'માતા આ સંબંધી શું કહેશે? સ્ત્રીઓ હમેશાં ગભરાય છે અને પોતાનાં છોકરાંને સદા પોતાની નજર સામે જ રાખવા ઇચ્છે છે. હું ધારૂં છું કે માતા મારા આ વિચારને હસી કહાડશે પણ મારે તો એક દિવસ ગમે તે રીતે દુનિયા જોવી જ છે.' છેવટે નિદ્રાદેવી પધાર્યાં અને નિદ્રામાં સ્વપ્ન આવ્યું. જાણે એ વહાણમાં બેસી સમુદ્રમાં મુસાફરી કરવા લાગ્યો. રસ્તામાં જે નગરો આવતાં તે જોઇ એને પુષ્કળ આનંદ થતો અને આ સ્વપ્નામાં એને તો પુષ્કળ મઝા પડી.

દિવસે તો કારખાનાનું કામ બરાબર કરતો. બાર્ટન આવા નોકરને માટે અભિમાન ધરાવતો અને એક દિવસે તેણે કહ્યું, "જેમ્સ! ભલે તું વાંચ, લખ; પણ આ કારખાનામાંથી જતો ના, મારા કારખાનાનો હિસાબ રાખજે. હું તને મહિને ચૌદ ડૉલર આપીશ.

જેમ્સ—પણ મારે તો નાવિક થવું છે.

બાર્ટન—નાવિક! તારા મગજમાં આ વિચાર ક્યાંથી ભરાયો?

જેમ્સ—મારે દુનિયા જોવી છે. હવે આ ઓહિયો પ્રદેશમાં પડી રહેવાની મને ઇચ્છા નથી.

બાર્ટન—મારૂં માને તો સમુદ્રમાં કદાપિ જતો જ ના. કોઇક દિવસ તું આવું સ્વતંત્ર કારખાનું જમાવી શકશે.

જેમ્સ—મારે કારખાનું જોઇતું નથી. હું તો બીજું કંઇક કરીશ.

બાર્ટન—મારૂં માન, સમુદ્રમાં જઇ જીવનનો નાશ કરવો, એ તારા જેવા ભલા બાળકને યોગ્ય નથી. આવડું મોટું કારખાનું તું કોઇક દિવસ કરી શકીશ.

જેમ્સ—આવડાં દસ કારખાનાં કરી શકું તોય મારૂં જીવન હું આવામાં નહિ ખર્ચું.

બાર્ટનને ભય લાગ્યો કે હવે જેમ્સ આ કારખાનામાં બહુ દિવસ નહિ રહે. તેથી એણે જેમ્સને ખુશ કરવાનો પ્રયત્ન કરવા માંડયો. જો કે પ્રશંસાથી એ લોભાય એવો તો ન હતો. બાર્ટને તેને કહ્યું, "જો, તું હોશિયાર છોકરો છે. તું સારૂં વાંચી શકે છે. લખવા કરવામાં પણ તું હોશિયાર છે. કામમાં તો તું કુશળ છે જ. જો તું મારી પાસે રહે તો તારૂં સારૂં થાય એમ હું કરીશ."

જેમ્સે એપ્રિલ માસ સુધી તો બરાબર કામ કર્યું એટલામાં એક ઘટના બની, ને જેમ્સે કારખાનામાંથી રૂખસદ લીધી.

એક મોટા ખંડમાં બધાં સગડી સળગાવીને રાતે બેસતાં. સગડી પાસે નાના પ્રકારની વાતો ચાલતી. થોડીવાર પછી બાર્ટન અને તેની સ્ત્રી પોતાના ખંડમાં જતાં. જેમ્સ પણ

તેમના ઉઠયા પછી તરત જ ઉઠતો. પણ આજે હિસાબ ગણવામાં તે એટલો બધો મશગૂલ બની ગયો હતો કે ઉઠવાનું તે ભૂલી ગયો. બાર્ટનની પુત્રીનો એક પ્રણયી હતો, તે તેને મળવા આવ્યો. બન્ને જણાં સામાન્ય વાર્તાલાપ કરવા લાગ્યાં, પણ જેમ્સ હોય ત્યાં સુધી પ્રણયગોષ્ઠી થઇ શકે નહિ. યુવતી અધીરી બની ને બોલી, "ભાડૂતી ચાકરે આટલી મોડી રાત સુધી અહીં બેસવું જોઇએ નહિ."

જેમ્સે ઉઠી જવાની આજ્ઞા સાંભળી. આજ્ઞાનું સ્વરૂપ સાંભળી તે ક્રોધાતુર થયો. તેનું શરીર ક્રોધ અને તિરસ્કારથી કમ્પાયમાન થયું. દીવો ઉપાડીને તે પોતાના ખંડ તરફ ચાલ્યો. તેનાં પગલાં ઉપરથી પણ સ્પષ્ટ સમજી શકાતું હતું કે એ માણસ ગુસ્સામાં છે.

વનિતાનું વિઘ્ન દૂર થયું, પણ તેને ખબર નહોતી કે તેના કારખાનાની અનુકૂળતા પણ હવે દૂર થઇ.

જેમ્સને નિદ્રા આવી નહિ. બાર્ટનની પ્રેમાન્ધ પુત્રીએ તેની ઉંઘને લાત મારી કાઢી મૂકી હતી.

"ભાડૂતી ચાકર" એ ના એ જ શબ્દો એના મગજમાં વારંવાર ગુંજવા લાગ્યા.

"પ્રભાતે જગત જોઇ શકશે કે હું હવે 'ભાડૂતી ચાકર' નથી." પોતાનુ દુઃખ ઓછું થાય એટલા માટે એણે ઉંઘવાનો પ્રયત્ન પુષ્કળ કર્યો; પણ સર્વ વ્યર્થ.

'ભાડૂતી ચાકર' એ વિચાર જ એના મગજમાં વારંવાર ઉભરાવા લાગ્યો. કાનમાં એ શબ્દો પ્રતિપળે ગુંજવા

લાગ્યા, અને તેથી એની લાગણી પણ ઉશ્કેરાવા લાગી.

"'ભાડૂતી ચાકર!' હું હવે ભાડૂતી ચાકર રહેવાનો નથી. એના કરતાં હું ઉંચ પાયરીએ ચઢીશ. બસ, ચઢીશ જ. ગમે તે થાય પણ હવે આવતી કાલે તો અહીં નહિ જ. આ એક ટકાની છોકરી જોઇ શકશે કે હું 'ભાડૂતી ચાકર' છું કે બધી આલમનો બાદશાહ છું."

ખરી વાત એ થઇ કે શાળામાં એકવાર એક સહાધ્યાયીએ ન્યુટનને પેટમાં લાત મારી હતી અને તેનું જે પરિણામ આવ્યું હતું એવું જ પરિણામ જેમ્સના સંબંધમાં એ 'ભાડૂતી ચાકર' શબ્દોએ નીપજાવ્યું. ન્યુટન ભારે પંડિત બન્યો. છોકરીના આ શબ્દોએ જેમ્સના હૃદયમાં કંઇ કંઇ ભાવનાઓ જાગ્રત કરી અને મનમાં ને મનમાં ગાંઠ વાળી કે મારે એવા કંઇક બનવું જ કે તે પ્રેમાન્ધ છોકરી મને ફરીથી 'ભાડૂતી ચાકર' કહી શકે જ નહિ.

રજની વીતી અને પ્રભાત થયું. જેમ્સ ઉઠયો. કપડાં પહેર્યાં, પોતાની પોટલી બાંધી ને લાગલો જ બાર્ટન પાસે ગયો. "આજે હું જાઉં છું."

જેમ્સે બાર્ટનના મસ્તક પર પિસ્તોલ ફોડી હોત તોપણ તેને આટલું આશ્ચર્ય થાત નહિ ને આટલો આઘાત લાગત નહિ. બાર્ટને આશ્ચર્યયુક્ત સ્વરે પૂછ્યું, "જાય છે!"

"હા, જાઉં છું."

"ના, તું મશ્કરી કરે છે."

"ના, ના, ખરેખર હું જાઉં છું."

શેઠે બહુ સમજાવ્યો, અન્તે કાલાવાલા કર્યા પણ જેમ્સ એકનો બે થયો નહિ. એટલે બાર્ટને તેને ચઢેલા પૈસા ચૂકવી આપ્યા. જેમ્સ એક પણ શબ્દ પેલા 'ભાડૂતી ચાકર' સંબંધમાં બોલ્યા વગર ત્યાંથી ચાલતો થયો, ને બપોર પહેલાં તો ઘર ભેગો થઇ ગયો.

---

## : ૧૧ :

## કઠિયારાનું જીવન

"બા, હું તો આવ્યો! આપણે તો હવે ક્ષારનું કામ કરી રહ્યા!" જેમ્સે ઘરમાં પગ મૂકતાંની સાથે પોતાની માતાને કહ્યું.

"ભલે આવ્યો મા! સારો તો છે ને?" માતાએ પ્રશ્ન કર્યો.

"હા મા, સારો છું. પણ ઘેર રહેવા જ પાછો આવ્યો છું."

"ચાલ, સારૂં કર્યું."

"હવે મને 'ભાડૂતી ચાકર' થઇ રહેવાની ઇચ્છા નથી. હું બીજું કંઇ કરીશ" જેમ્સે બોલતાં 'ભાડૂતી ચાકર' એ શબ્દો ઉપર તિરસ્કારદર્શક ભાર મૂક્યો.

"કેમ શું થયું? બાર્ટન સાથે કંઇ વિરોધ થયો?"

"ના, એ ગૃહસ્થ મારા પ્રત્યે તો બહુ દયાળુ હતો, એના જેવા શેઠ તો બહુ ઓછા જ હોય."

"પગારનું શું થયું ?"

જેમ્સે ગઇ રાતની બધી વીતક કહી સંભળાવી. એ નોકરી છોડવા પોતાની પ્રતિજ્ઞા, પોતે નોકરી છોડી તેથી બાર્ટનને થયેલી નિરાશા અને ત્યાં રહેવા તેણે કરેલી વિનંતી, એ સૌ તેણે મા આગળ કહી બતાવ્યું, અને છેવટે "લે બા, પગારના આ છપ્પન ડોલર." એમ કહીને તેણે માના હાથમાં પોતાની કમાણી મૂકી દીધી.

ઇલિઝા આ બધું ધ્યાનપૂર્વક સાંભળતી હતી તે બોલી, "ભાઇ, તને તારી માતા માટે બહુજ ચિન્તા છે. ચાલ, આ પૈસા આવ્યા તેથી આપણને નિરાંત રહેશે, પણ તને નથી લાગતું કે તેં કંઇક ઉતાવળ કરી ?"

"ઉતાવળ કરી કે નહિ એ તો હવે પ્રશ્ન જ નથી રહેતો, કરવાનું કરી દીધું છે."

"મને બાર્ટનની નિરાશા અને એણે કરેલી વિનંતિ માટે વધારે લાગી આવે છે."

"અને પેલી છોકરી તિરસ્કાર ભરેલા શબ્દો બોલી એનું કંઇ જ નહિ કે ?"

"એ બહુ મનમાં લાવવા જેવું નથી; કારણકે એણે કોઇ દુષ્ટ હેતુથી એ શબ્દો વાપર્યા નહિ હોય. વળી જો તું સારો ચાકર નીવડી શકે તો 'ભાડૂતી ચાકર' બનવામાં અપમાન જેવું પણ શું છે ?"

"એમ હું નથી કહેતો. મા, 'ભાડૂતી ચાકર' થવામાં હું જરાય અપમાન માનતો નથી; પણ એ છોકરીની તે

સમયની બોલવાની રીત જોઈને તો ગમે તેને પણ અપમાન લાગ્યા વિના ન રહે એથી જ 'ભાડુતી ચાકર' કરતાં બીજું કંઇક થવાની મારી ભાવના જાગ્રત થઇ છે."

"હશે, જે થયું તે સારૂ થયું. પ્રભુની મરજી તારૂં વધારે કલ્યાણ કરવાની હશે."

"હવે મારે બીજો ધંધો શોધવો રહ્યો."

"કેમ, ઘેર રહેવું નથી?"

"નહિ. મારે કુટુમ્બના પોષણ અર્થે પૈસા પ્રાપ્ત કરવા જ જોઇએ."

"તને ઘણા ચે ધંધા મળી આવશે."

"મારે સમુદ્ર ખેડવો છે; ખલાસી થવું છે."

જેમ્સના આ વિચારથી ઇલિઝાના મસ્તક પર જાણે વજ્રનો આઘાત થયો! "કેમ વારૂ, જેમ્સ?"

"મને ત્યાં જવાનું મન થયુ છે."

"તારા મસ્તકમા એ ભૂત વળી કયાંથી ભરાયું?"

"પણ હું તારી ઇચ્છા વિરુદ્ધ નહિ જાઉં."

"મારી ઇચ્છા છે કે તું ત્યાં ન જા. બીજો કોઇ પણ ધંધો શોધી લે. એ વાત તો પડતી જ મેલ."

"બા, તું મને એમ કેમ કહે છે?"

"કારણ કે તું કંઇક 'મ્હોટો માણસ' થવા માગે છે. પણ તે ત્યાં જઇ નહિ થઇ શકે."

"કેમ, એમાં શું? ત્યાં જઇ વહાણનો ઉપરી થઇશ.

અને કદાચ એકાદ વહાણુ મારે પણ ફરતું થશે. એ બધું અત્યારથી શી રીતે કહેવાય?"

"ના ભાઇ, એ મને નથી રુચતું. તું જાય તો તને શું શું નહિ થાય, એની મને ખબર પડતી નથી. આ તારી માને સુખી કરવી હોય તો એ વાત તો પડતી જ મૂક."

માતાની અનિચ્છાથી જેમ્સે એ વાત પડતી મેલી અને પોતાના ખેતરમાં કામ કરવું શરૂ કર્યું. એવામાં સમાચાર મળ્યા કે તેનો એક સંબંધી ન્યુબર્ગમાં જંગલ સાફ કરાવે છે, અને તેથી તેને કેટલાક માણસોની જરૂર છે. એટલે જેમ્સે માતાની અનુમતિ લીધી. પાડોશી બોઇન્ટનનો અભિપ્રાય લીધો ને તે ત્યાં જવા તૈયાર થયો. દીકરી મહેતાબેલને ન્યુબર્ગમાં પરણાવી હતી અને તે ત્યાં જ રહેતી હતી. આથી માતાએ તુરત જ અનુમતિ આપી. તે ન્યુબર્ગ ગયો. જેમ્સ પહેલ પ્રથમ ભગિની મહેતાબેલને ત્યાં ગયો. બ્હેને ભાઇને આનંદાશ્ચર્યથી વધાવી લીધો. પછી તે પેલા સંબંધી પાસે ગયો. તે જેમ્સને જોઇ ખુશ થયો. જેમ્સે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. સંબંધીએ તેને ઝાડ કાપવાનું કામ આપવાનુ કહ્યું. બે ઝાડ કાપવાની કિંમત એક ડોલર ઠરાવી. અને જેમ્સે તો ઝાડ કાપવાનું કામ રાખી બીજે દિવસથી તે શરૂ પણ કરી દીધું.

પણ જેમ્સને દુર્ભાગ્યે અહીં પણ તેના માર્ગમાં એક વિઘ્ન આવ્યું. જે પ્રદેશમાં તેણે ઝાડ કાપવાનું રાખ્યું હતું તે પ્રદેશ એરી સરોવરને તટે હતો. સરોવરના આસમાની

જલતરંગો પર અનેક નૌકાઓ આનંદે નૃત્ય કરતી ચાલી જતી હતી. તે જોઇ જેમ્સનું હૈયું એકદમ નાચી ઉઠ્યું. બાર્ટનના ઘરમાં જે માયાવી પુસ્તકો તેણે વાંચેલાં તેના કરતાં આ દેખાવ વધારે મોહક હતો. જેમ્સને તો આ દેખાવે અલૌકિક મોહિની લગાડી. સરોવરના તરંગોની સાથે તેના હૃદયના તરંગો જાગ્યા. અનેકવાર કુહાડી પર પોતાની દાઢી ટેકવી લાકડા પર તે બેસતો અને સરોવરમાં નાચતી નૌકાઓ તરફ જોઇ રહેતો. ફરી ફરી સંકલ્પો કરતો કે કોઇક ને કોઇક દિવસ તો નાવિક બનવું જ.

એ વનમાં બીજા પણ કેટલાક મજૂરો ઝાડ કાપતા. પાસે જ એક જર્મન મજૂર હતો. તે હોશિયાર હતો અને ભાગ્યુંતૂટ્યું અંગ્રેજી બોલતો. તેના કુહાડીના ઘા પરથી જેમ્સ જોઇ શક્યો કે તે બહુ ધીમેથી કામ કરે છે, તથાપિ એક અઠવાડિયું પૂરૂં થતાં તો તેને માલૂમ પડયું કે એ પણ રોજનાં બે ઝાડ કાપી શકયો છે.

ઘેર જઇ એણે એ વાત પોતાની બેનને કહી, “બ્હેન, એ એક ઘા મારે છે તેટલા સમયમાં હું બે ઘા મારી શકું છું, તોપણ તે મારા જેટલાં ઝાડ કાપી શકયો છે. મને સમજ પડતી નથી કે એ કેમ બને છે.”

“મને લાગે છે કે એના ઘા બહુ જોરથી પડતા હશે, અને તેથી ઉંડા જતા હશે.”

“એમ પણ મને લાગતું નથી, પણ હું ખરૂં કારણ શોધી ક્હાડીશ.”

બીજા દિવસથી જર્મન મજૂરના વિજયનું કારણ તે શોધવા લાગ્યો અને થોડાજ સમયમાં તેણે તે શોધી કાઢયું. એરી સરોવરનો સુંદર દેખાવ જર્મનનું ચિત્ત આકર્ષી શક્યું નહોતું. ધીમે ધીમે પણ સવારથી સાંજ સુધી અખંડ મહેનત કરી જર્મન ઝાડ કાપ્યે જતો હતો, ત્યારે જેમ્સ તો વચ્ચે વચ્ચે બેસીને એરી સરોવરની નૌકાઓ નિહાળ્યા કરતો હતો. જેમ્સ આ હકીકત સમજી શકયો અને એણે પણ જર્મનની પેઠે સતત પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. આથી તેની દરિયાઇસફરની લાલસા ધીરે ધીરે શાન્ત થઇ. તેણે બ્હેનને ખરૂં કારણ કહ્યું અને સમુદ્રમાં પોતાની પ્રવાસ કરવાની ઇચ્છા પણ જણાવી.

તેની બ્હેન ચકિત થઇ બોલી, "શું, આ તું ખરૂં કહે છે જેમ્સ?"

જેમ્સ—તને વિશ્વાસ નથી આવતો? સાચેજ મને નૌકા ઉપર કેપ્ટન થવાની ઉગ્ર ઇચ્છા છે.

"કેપ્ટન ગાર્ફિલ્ડ! એ પદવીની તને અભિલાષા છે? મને લાગે છે કે એ તારી અભિલાષા કદાપિ સિદ્ધ થનાર નથી."

"તું જાણે છે કે આપણો એક પૂર્વજ કેપ્ટન હતો? કેપ્ટન બેન્જામિન ગાર્ફિલ્ડ!"

"પણ તે કંઇ નૌકા પર કેપ્ટન નહોતો. એ તો રાજ્ય-વૈપ્લવિક વિગ્રહમાં કેપ્ટન હતો. નાવિક થવું એ તો બહુ જ હલકું!"

"ત્યારે તારી ઇચ્છા એવી છે કે નર હત્યાઓ કરીને મારે કેપ્ટનની પદવી પ્રાપ્ત કરવી? એના કરતાં દેશમાં માલ લાવી કેપ્ટનની પદવી મેળવવી એમાં તું હલકું માને છે, ખરૂં ને?"

"ના, મારી ઇચ્છા તો એવી છે કે નાવિક થવા કરતાં તો તું હંમેશાં લાકડાં કાપ્યાં કરે એ વધારે સારૂં. તારૂં આ બુદ્ધિકૌશલ્ય તું સમુદ્રમાં ન ફેંકી દે તો સારૂં."

આ રીતે જેમ્સને કોઇની તરફથી પણ એ વાતમાં પ્રોત્સાહન ન મળ્યુ. તેથી હાલ તો એને એ વાત પડતી મેલવી પડી ને પોતાના ધંધામાં ધ્યાન લગાડી કામ કરવું પડ્યું. રોજનાં બે ઝાડ કાપી નાખવા માંડયાં. વધારે પણ કાપી શકત; પરંતુ એણે ઝાડ અમુક દિવસમાં કાપી કાઢવાનું નક્કી કરેલુ; અને જેમ્સ પોતાના નિયત કરેલા કાર્યક્રમને કોઇ દિવસ ફેરવતો નહિ.

બોલ્યો, "જેમ્સ, જો કે આ ધંધો આવશ્યક અને આબરૂ વાળો છે, તથાપિ હું ધારૂં છું કે તું આ કરતાં પણ વધારે કોઇ મોટું કાર્ય કરવા સરજાયો છે. તું હજી વધારે ભણી ન શકે?"

જેમ્સે સંતુષ્ટ ચિત્તે ઉત્તર આપ્યો, "હા, મને ઇચ્છા તો છે." આની સાથે તે એટલું પણ ઉમેરી શકત કે મને સમુદ્રયાત્રા કરવાની ઇચ્છા છે. પણ તે જાણતો હતો કે તે સંબંધી તે શબ્દો સાંભળતાં નિરાશ થશે અને ઠપકો આપશે.

તે સંબંધીજનનો અને પ્રિય ભગિનીનો આશીર્વાદ મસ્તકે ચઢાવી જેમ્સ ઘર તરફ ચાલ્યો. માતાને પચાસ ડૉલર સોંપી દીધા. તેની માતા દીકરાના પરિશ્રમથી સંતુષ્ટ થઇ. હજી એનું સમુદ્રનું ભૂત ગયું છે કે નહિ એ જાણવાની તેને આકાંક્ષા તો થઇ, પણ એ વાત સંભારતાં ભૂત કદાચ ફરીને ધૂણી ઉઠે એ ભયથી તેણે એ વાતને છેડી જ નહિ.

જુન માસનો અંત આવ્યો છે, એવામાં એમોસ નામનો એક દૂરનો સગો ઇલિઝાને ત્યાં આવ્યો. તે જેમ્સને ખેતરમાં કામે આવવાનું પૂછવા લાગ્યો. એ ખેતર ઘરથી પાંચ છ માઇલ દૂર હતું. કામ જુલાઇથી નવેમ્બર સુધી ચાલવાનું હતું તેથી જુલાઇ માસની પહેલી તારીખે જેમ્સ તેના ખેતરમાં કામ કરવા ગયો.

તેના કામથી તે સગાને બહુ સંતોષ થયો પણ દુર્ભાગ્ય એ હતું કે જેમ્સને અહીં વાંચવાને પુસ્તકો મળતાં નહિ. જોકે એ ગામડાના લોકો સદાચારી તો હતા જ, પણ તેમને

વાચવાનો શોખ નહોતો આખો દિવસ ખેતીમા મડયા રહે ને રાત્રે થાકયાપાકયા આવીને સૂઇ જાય સવારમા ચાર વાગ્યે ઉઠીને કામે વળગે, ને રાત્રે મોડા સુધી કામમાથી છૂટે નહિ અન્તે જેમ્સે પણ વિચાર કર્યો કે આ લોકોની માફક રાત્રિદિવસ મહેનતજ કર્યા કરવી

જેમ્સના ધર્મજ્ઞાનનો આપણને પરિચય મળે એવો એક પ્રસગ આ સમયે બન્યો તે નોધીને આપણે આ પ્રકરણ સમાપ્ત કરીશુ

ઓકટોબર માસમા ખેતરમાથી બટાટાની ટોપલી માથે મૂકી તે ઘેર આવતો હતો, તે સમયે માર્ગમા એક પાડોશી પોતાના શેઠની કન્યા સાથે જલસેચનની-બાપ્ટિઝમની ધર્મ ક્રિયા સબધી ચર્ચા કરતો હતો તે બોલ્યો, "થોડુ પવિત્ર જલ છાટવાથી જલસેચનની ક્રિયા પૂર્ણ થઇ શકે, અવગાહન અથવા સ્નાનની આવશ્યકતા નથી ધાર્મિક ક્રિયામા તો એક બિન્દુ અને અમર પ્રવાહ એક સરખા છે"

જેમ્સે વચ્ચે ઉત્તર આપ્યો, "એલેકઝેન્ડર કેમ્પબેલના મત પ્રમાણે તો એમ છાટવાથી એ ક્રિયા સમાપ્ત થઇ શકે નહિ"

તે પાડોશી બોલ્યો, "મારૂ કથન બાઇબલને અનુસાર છે કેમ્પબેલના મતની મને જરાય દરકાર નથી"

જેમ્સે કહ્યુ, "એ સિદ્ધ કરવુ તો બહુ કઠણ છે" પેલી કન્યા તો જેમ્સ જેવો પોતાને ચર્ચામા સહાયક મળ્યો તેથી બહુ પ્રસન્ન થઇ

પણ પેલો ખેડુત એ જ કારણે જરા ચીઢાયો ને બોલ્યો, "તું બટાટામાં જેટલો પ્રવીણ હોય તેટલો શાસ્ત્રમા ક્યાંથી હોય? બેશક મારો તો એ અભિપ્રાય છે."

જેમ્સ—તમે બાઇબલમાથી નહિ સિદ્ધ કરી શકો કે પાણી છાટવામા જ જલસેચનની ક્રિયા સમાપ્ત થાય છે"

ખેડુતે અવગણનાભર્યો ઉત્તર આપ્યો, "એ તો તું મોટો થશે એટલે બધુ સમજશે"

તેને ગભરાવવા જેમ્સે કહ્યુ, "તમારો એ મત તમે કયા શાસ્ત્રમાથી લાવ્યા? અને જુઓ શાસ્ત્રમા લખ્યું છે કે 'આપણે આપણા હૃદયને પવિત્ર જલસેચનથી પૂનિત કરીને, શુદ્ધ અન્તઃકરણથી અને દૃઢ આસ્થાથી પ્રભુ પાસે જઇએ'"

આનંદમા આવી જઇ ખેડુત બોલ્યો, "જો, જલસેચન તો શાસ્ત્રમા પણ છે ને!"

જેમ્સ—અરે, સાભળો તો ખરા! શાસ્ત્રમાં ઉપદેશ છે કે 'આપણા હૃદયને પવિત્ર જલસેચનથી પૂનિત કરીને અને આપણા દેહને સ્વચ્છ જલસ્નાનથી શુદ્ધ કરીને પ્રભુ પાસે જઇએ' જલસ્નાન ઉપર તેણે ભાર મૂક્યો અને વળી બોલ્યો, "ત્યારે હવે કહો, જલબિન્દુથી આપણે કેવી રીતે સ્નાન કરી શકીએ?"

ઉત્તર આપ્યા વિના પારોશી પોતાના ખેતરમા ચાલતો થયો.

બીજો એક પ્રસંગ તેની સમુદ્ર જોવાની ઉત્કંઠા બતાવે

છે. એક દિવસે એણે જે સગાને ત્યાં પોતે કામ કરતો હતો તેનો અભિપ્રાય જાણવા પૂછ્યું, "હું સમુદ્ર ખેડવા જાઉં તો કેવું? તમે શું ધારો છો?"

"શું કરવા?" પેલા ખેડુતે પૂછ્યું.

"કેમ, વહાણમાં જઇશ અને ખલાસી બનીશ."

"હા, એ વાત ઠીક છે."

"બસ ત્યારે, હું તો એ જ વિચાર કરી રહ્યો છું."

"ત્યારે તો મને લાગે છે કે તું જરૂર જઇશ."

"હા, વળી એમાં શંકા શી? હું કંઇ મશ્કરી કરતો નથી. મારે તો બસ કેપ્ટન થવું છે."

ખેડુતે જવાબ આપ્યો, "જો તું મારો દીકરો હોત તો હું તને એકદમ ચૂપ થઇ જવાનો હુકમ કરત. મને લાગે છે કે તારે ત્યાં જવાની જરૂર જ નથી. તું તારે બટાટા ખોદ."

જેમ્સે ટૂંકમાં જ પતાવ્યું કે "હું હવે એ બાબત નહિ બોલું." અને ફરીથી જેમ્સે એ વાત કહાડી જ નહિ.

જેમ્સે ચાર માસ સુધી કામ કર્યું ને તેથી તેના સંબંધીને સંપૂર્ણ સંતોષ થયો. તેને ચાર માસના અડતાળીસ ડોલર આપી વિદાય કરતી વખતે તેણે કહ્યું કે "ભાઇ, તેં બહુ જ સારૂં કામ કર્યું છે."

: ૧૨ :

## નાવિકજીવન

ઘેર આવ્યા પછી જેમ્સ સદા ખિન્ન અને અસન્તુષ્ટ રહેતો તેની માતા જાણી ગઇ કે પુત્ર અશાન્ત છે અને તેના સમુદ્ર યાત્રાના વિચારો હજી દૂર થયા નથી, તોપણ તે જાણી જોઇને એ વાત છેડતી નહિ આખો શિયાળો આ સ્થિતિ ચાલી જેમ્સ શાળામા જતો ને છતા નોકરીની શોધ કરતો વસન્તમા તેણે ન્હાના ન્હાના કામ રાખી કઇક દ્રવ્ય પ્રાપ્ત કર્યું તથાપિ એ તો સ્પષ્ટ હતુ કે તેનુ ચિત્ત કામ પર બરાબર ચોટતુ નહિ, આખો દિવસ તેના મનમા સમુદ્ર રમ્યા કરતો અન્તે જુન વીત્યો ને જુલાઇ આવ્યો હવે એનાથી રહી શકાયુ નહિ, ને એણે એક દિવસ પોતાની માને કહ્યુ, ' મારી સમુદ્ર ગમનની ઇચ્છાને તુ સફળ નહિ જ થવા દે?"

માતા ઇલિઝાએ ઉત્તરમા પ્રશ્ન કર્યો, "બેટા, તારે કયા જવુ છે?" ઉત્તરમા આવો પ્રશ્ન પૂછશે, એ તો જેમ્સે સ્વપ્ને પણ ધારેલુ નહિ તેણે તો એમ જ ધારેલુ કે મા ના જ પાડશે માના વિચાર કઇક ફર્યા લાગ્યા વસ્તુત તેમ નહોતુ પણ ડાહી માતાએ પ્રશ્નની પરમ્પરાથી

તેને શાન્ત કરવાની ઇચ્છા રાખી હતી. જેમ્સે ઉત્સુકતાથી ઉત્તર આપ્યો, "એ નક્કી નથી કર્યું, પણ જગત જોવાની મને બહુ ઇચ્છા છે."

ઇલિઝા—એ જરા વિચિત્ર જ કહેવાય કે ક્યાં જવું તે હજી નક્કી નથી, ને જવાને તો તું કૂદી રહ્યો છે. મારે જવાનું હોય તો મેં ક્યારનું ય નક્કી કરી દીધું હોય. ત્યારે, તું તો યૂરોપ, આફ્રિકા કે એશિયા ગમે ત્યાં જવાય તેની પરવા રાખ્યા વિના જ જવા તૈયાર થયો છે! વાહ!

જેમ્સ—એટલું તો નક્કી કર્યું છે કે એટલેન્ટિક ઓળંગવો."

ઇલિઝા—અને એ પણ કે અર્ધે દરિયે જઇને કંટાળી જવું. બાળકોને ગમજ હોતી નથી કે શું કરવું ને શું ન કરવું.

જેમ્સ—મારે શું કરવું એની મને ખબર છે, અને તેથી તો હું તને કહ્યા કરૂં છું. મને નાવિકજીવન ગાળવાની ઇચ્છા છે, મને નહિ ફાવે તો પછી છોડી દઇશ."

ઇલિઝા—એ કાર્ય સહજ નથી. ધાર કે તું ભૂમધ્ય સમુદ્રમાં પહોંચ્યો કે ચીનમાં પહોંચ્યો ને પછી કંટાળી ગયો. તે વખતે પાછા આવવું એ સહજ વાત નથી ને તે સમયે તને સાંભળી આવે કે માની શિખામણ માની હોત તો કેવું સારૂં થાત!

જેમ્સ—પ્રયત્ન કરી જોયા વિના શી રીતે કહેવાય? પણ મા, તું રજા નહિ આપે, તો હું ક્યાંય જનાર નથી.

ઇલિઝા—ત્યારે, આ એરી સરોવરમાં મછવામાં બેસી પ્રવાસ કરી આવે તો શું? તને એ જીવન ગમશે કે કેમ તેની પણ સમજ પડી જશે અને નહિ ગમે તો ઘર દૂર નથી.

ઉત્સાહ અને આનંદથી તેજસ્વી થઇ જેમ્સ બોલ્યો, "પણ એમ કરવાની તું સમ્મતિ આપે છે?"

માતાએ સંકોચથી ઉત્તર આપ્યો, "ઍટલેન્ટિક ઓળંગતા પહેલાં એરીમાં જઇ આવે તો મને વાંધો નથી."

જેમ્સ—બસ ત્યારે, હું એરીમાં સફર મારી આવીશ! એના આનંદનો પાર ન રહ્યો.

માતા ઇલિઝા બુદ્ધિમતી હતી. તેણે જાણ્યું કે બાળકની ઉત્કટ ઇચ્છા પર બહુ ભારે અંકુશ મૂકાશે તો તે અંકુશ તોડી નાખવા કોઇ વાર એ પ્રયત્ન કરશે, ને તેનું કદાચ ભયંકર પરિણામ આવશે. આથી તેણે મધ્ય માર્ગ લીધો ને બાળકની ઇચ્છાને એક દિશામાં માર્ગ આપ્યો. તેણે ધાર્યું કે ઘણું કરીને એરી સરોવરના અનુભવથી જ તે નાવિકજીવન પરની મમતાને ત્યજી દેશે. જોઇતી સામગ્રી લઇ જેમ્સ બીજે દિવસે પ્રભાતમાં જવાને તત્પર થયો. માતાએ તેને ચુમ્બન કર્યું, પુત્રે પણ માતાના હાથ પર ચુમ્બન કર્યું. માતાની આંખમાંથી આંસુ સરી પડયાં, તેના પર બહુ ધ્યાન ન આપતાં એ તો એરી સરોવરને માર્ગે પડયો. ત્યાંથી એ સરોવર સત્તર માઇલ દૂર થાય, પણ મધ્યાહ્નને તે સરોવર તટે આવી ઉભો.

બન્દરમાં ગયો ને પહેલા જ વહાણ પર ચઢયો. જતાં

જ એક નાવિકાને પૂછયું, "નોકર રાખવાનો છે?"

નાવિકે ઉત્તર આપ્યો, "અહુણા જ કેપ્ટન આવશે, તેમને પૂછજો."

જેમ્સ કેપ્ટનની રાહ જોતો ઉભો. તેણે ચોપડીઓમાં વાંચેલું કે કેપ્ટન પુષ્ટ શરીર વાળો, ઉદારચેતા, અને પ્રભાવશાળી હોય છે. આવા પુરુષની તે વાટ જોતો ઉભો. થોડી વારમાં જ પેલા નાવિકે કહ્યું, "કેપ્ટન આવે છે."

જેમ્સે નીચેની બાજુએથી આવતો કોલાહલ સાંભળ્યો. એક જણનો શબ્દ સ્પષ્ટ સંભળાયો. જાણે કોઇ નરકાધિપતિ આવતો હોય, તેમ બિભત્સ ભયંકર શબ્દોથી વાતાવરણ ગાજી રહ્યું. અંતે એ દારૂમાં ચકચૂર ક્રોધાતુર, પશુ જેવો કેપ્ટન દેખાયો. દારૂનો શીશો જાણે દારૂ ઉછાળતો આવ્યો ન હોય! જેમ્સને પ્રથમ કેટલાક મૂર્ખ જનોનો અનુભવ થયેલો, પણ એ તો આણે આજે જ જાણ્યું કે ધરતીમાં આવાં 'રત્નો' પણ ઉત્પન્ન થાય છે.

જેમ્સ અને કેપ્ટનની દૃષ્ટિ એક થઇ, એટલે જેમ્સ તેની પાસે ગયો ને બોલ્યો, "મહાશય, આપને નોકરની જરૂર છે?"

વાઘની પેઠે એ નરપશુ ઉછળ્યો, "તારા જેવા મૂર્ખાને શું કરૂં? જા, અહીંથી દોડી જા, નહિ તો નાખી દઇશ દરિયામાં."

જેમ્સ સભ્યતાથી એને શાન્ત પાડવા પ્રયત્ન કરવા લાગ્યો પણ એને ખબર નહોતી કે એની સભ્યતા આગળ એ

પશુની અસભ્યતા હારે એવી નહોતી. બમણા વેગથી તેના મલિન મુખમાંથી ગાળોનો પ્રવાહ છૂટયો, "જા, જા, જા અહીંથી, નહિ તો મરી ગયો સમજજે, સુવરના બચ્ચા!" પછી તો એક પછી એક અશ્લીલ—ન બોલાય એવી ગાળોનો પ્રવાહ છૂટયો.

આ નારકીશક્તિથી ભયભીત થઇ જેમ્સ તો બિચારો પાછો વળી નાઠો. આવો વ્યવહાર તેણે પૂર્વે કદી નહિ અનુભવેલો. આવો અનુભવ અહીં ભોગવવો પડશે એવી તેણે કદી આશા પણ નહિ રાખેલી. તેણે પુસ્તકોમાં નાવિકો અને નૌકાપતિઓ વિષે ઘણું વાંચેલું, પણ આવા નૌકાપતિનું વર્ણન કોઇ પણ પુસ્તકમાં નહિ આવેલું. આજેજ તેને પ્રથમ વિચાર આવ્યો કે પુસ્તકો સર્વદા વિશ્વાસપાત્ર નથી હોતાં. પુસ્તકમાં ચિતરેલાં પાત્રો જેવાં જ પાત્રો જગતમાં સર્વદા મળી આવે છે, એમ માનતાં આજે તેને સંકોચ થવા લાગ્યો. આજનો અનુભવ ભયંકર નીવડયો. આજના પ્રસંગે જેમ્સના અનુભવ-પુસ્તકમાં એક નવો પણ શીખવા જેવો પાઠ ઉમેર્યો. મદિરામસ્ત કેપ્ટને તેને નાવિક થતો અટકાવ્યો. ગુરુ ભ્રષ્ટ હતો; પણ ભ્રષ્ટ વસ્તુઓ ય આપણને કેટલીક વાર કેવું સારૂ શીખવે છે!

સરોવરતટે લાકડાંનો એક ઢગલો હતો, તેના પર જઇને જેમ્સ બેઠો. ત્યાં બેઠે બેઠે જેમ્સ સંસારની વિચિત્રતાઓ ઉપર વિચાર કરવા લાગ્યો ને ગજવામાં કંઇ ખાવાનું હતું તે ખાવા લાગ્યો. કેપ્ટનની સ્થિતિ એ સમજી શકયો નહિ, પણ વિચારવા લાગ્યો, "એની આવી ક્રોધાતુર સ્થિતિમાં મારે

જવુ જ જોઇતું નહોતુ, વળી મારા કપડા પણ અસ્વચ્છ ને ફાટેલા છે નૌકાપતિઓ પાસે જતી વેળા તેમને કેમ માન આપવુ એ પણ મને ખબર નથી એટલે ખાસ કેપ્ટનનો પણ દોષ ન કહેવાય!" જેમ જેમ વિચારવા લાગ્યો, તેમ તેમ કેપ્ટનનો દોષ તેને મન ઓછો જણાતો ગયો, અને પોતાનો વધારે જણાતો ગયો

પછી તે કશા પણ વિચાર વગર ઉઠયો ને બન્દર પર આમતેમ લટાર મારવા લાગ્યો એવામા 'જિમ! જિમ!' શબ્દો મભળાયા, ને જેમ્સ ચમકયો! જેમ્મે પાછુ ફરી જોયુ, તો એક મછવામાથી તે શબ્દ આવતો જણાયો

"અરે ઓ જિમ! જિમ! તુ અહી કયાથી?"

જેમ્સે જોયુ કે એ તો તેનો દૂરનો એક સબંધી એમોસ લેચર તેને બોલાવતો હતો

"અરે એમોસ! તુ અહી કયાથી?" એમ કહી તે તેના મછવા પર દોડયો ને પોતાના જૂના મિત્ર અને સમ્બન્ધીને ભેટી પડયો

એમોસ—તુ અહી કયાથી?"

જેમ્સ—અહી નૌકા પર કઇ નોકરી મળે તો શોધવા આવ્યો છુ"

એમોસ—કોઇને મળ્યો?"

જેમ્સે પેલા કેપ્ટનની હકીકત કહી તે સર્વ હકીકત સાભળી એમોસ બોલ્યો, "ત્યારે તો તને એવા પશુ સમાન કેપ્ટનના હાથ નીચે નોકરી કરવાની ઇચ્છા નથી, ખરૂ ને?

મછવા ખેંચનારની એક જગા જેમ્સને પ્રથમ તો આપવામાં આવી.

માછીઓ ઘણું કરીને હલકા સ્વભાવના, ભ્રષ્ટાચારી ને દારૂડિયા હતા. દારૂ અને તમ્બાકુ એ બે તો જાણે તેમના જીવનનો ખોરાક હતો. ધર્મ અને નીતિની તેમને પરવા નહોતી. સૌથી વધારે દારૂ પી શકે ને સૌથી વધારે ભ્રષ્ટ ગાયન ગાઇ શકે, તે તેમનામાં ઉત્તમ ગણાતો. જેમ્સ આજે આવા નિશાળિયાઓની નિશાળમાં બેઠો.

બીજે દિવસે પ્રભાતમાં મછવો ચાલ્યો. જેમ્સે પોતાનું ખચ્ચર ચલાવ્યું. થોડે ગયા પછી જેમ્સનું ખચ્ચર ધીમું પડી ગયું તેથી મછવાના દોરડાને ઢીલ પડી. કેપ્ટને જરા ઉતાવળે ચલાવવાનું કહ્યું. એટલે જેમ્સે ખચ્ચરને ચાબુક મારી ને ખચ્ચર દોડવા લાગ્યું.

કેપ્ટને બૂમ મારી, "અરે ધીમે. એમ દોડાવતો ના."

પણ આ સૂચના જરા મોડી પડી. જેમ્સનું ખચ્ચર ધીમું થઇ શકે તે પહેલાં તો દોરડાની ઢીલ ભાગી ગઇ ને પછી એકદમ તેને સખત આચકો લાગ્યો. ખચ્ચર તથા જેમ્સ બન્ને એ આચકાને લીધે ખાડીમાં પડયા. સ્થિતિ ભયંકર થઇ પડી. કેપ્ટનની આજ્ઞાથી બેએક માછીઓ ખાડી-માં પડયા અને થોડી વારમાંજ જેમ્સને અને ખચ્ચરને કિનારે આણ્યાં. જેમ્સને પછી મછવા પર લેઇ ગયા ને તેને બદલે બીજા માણસને ખચ્ચર હાંકવા મોકલ્યો. જ્યાં સુધી જેમ્સ ખાડીમાં હતો ત્યાં સુધી તો બધાએ ગંભીરભાવ

ધારણ કર્યો હતો; પણ જેમ્સ બચીને જેવો મછવા પર આવ્યો કે લાગલા બધાજ હસવા મંડયા.

પોતાનું અટ્ટહાસ્ય સમાપ્ત કરી એક માછી બોલ્યો, "જલસેચનની ક્રિયા આજે બહુ પવિત્ર રીતે થઇ શકી!"

બીજો માછી હાસ્ય કરી બોલ્યો, "ના, ના, એ તો કંઇક શોધવા પડયો હતો."

કેપ્ટન—જિમ, તું પાણીમાં શું કરતો હતો?"

જેમ્સ—પ્રભાતસ્નાન કરવા પડયો હતો!

એક માછી બોલ્યો, "ના, ના, ગધેડાને ધોતો હતો ને?"

કેપ્ટન બોલ્યો, "ચાલો હવે, જેમ્સ નાહી ધોઇને પરવાર્યો છે, હવે આપણો પ્રવાસ શરૂ કરો."

આ ઘટના પર મછવામાંના બધાએ આખો દિવસ ગમ્મત ઉડાવી. જેમ્સે પણ બધાને ઠીક ઉડાવ્યા!

સાયંકાળે ગમ્મતમાં કેપ્ટને જેમ્સને કહ્યું, "હજી આપણે જવાનું દૂર છે, તેથી કેટલીક વાતો કરીએ. હું તારી પરીક્ષા લઉં?"

જેમ્સ—હા, પણ બહુ અઘરા પ્રશ્નો પૂછતો ના.

કેપ્ટન—તને ખબર હશે કે મેં શાળા ભણાવી છે.

જેમ્સ—તું શું શીખવતો હતો?

કેપ્ટન—વાચન, લેખન, જોડણી, વ્યાકરણ, ભૂગોળ ને ગણિત.

જેમ્સ—ચાલ, ત્યારે એ વિષયોમાં મારી પરીક્ષા લે.

કેપ્ટને પ્રશ્નો પૂછવા માંડયા, જેમ્સે એના ઉત્તરો આપવા માંડયા.

કેપ્ટન—જેમ્સ, તું ચંચળ છે, મેં તારી બુદ્ધિ વિષે સાંભળેલું, પણ તે ખરૂં છે કે નહિ તે જોવા સારૂ મેં પરીક્ષા કરી, ને તેમાં તું પાસ નીવડયો છે. એમ કહી તેણે વધુ પ્રશ્નો પૂછવાના બંધ કર્યા.

જેમ્સ—ત્યારે, હવે મારો વારો આવ્યો, હું પણ થોડા પ્રશ્નો પૂછી જોઉં કે?

કેપ્ટન—થોડા શા માટે? પૂછવા હોય એટલા પૂછ ને!

કેપ્ટન એક પણ પ્રશ્નનો ઉત્તર આપી શકયો ના. જેમ્સે કેપ્ટન કરતાં વધારે અભ્યાસ કર્યો હતો. તેથી તેણે કેપ્ટનના શાળા ભણાવવાના અભિમાનને જરા નરમ પાડયું. કેપ્ટનને ગભરાવવાના હેતુથી જ તેણે અઘરા પ્રશ્નો પૂછયા હતા.

આખરે કેપ્ટને કહ્યું, "આજથી આપણે એક એવો નિયમ કરવો કે મારે તને પ્રશ્નો ન પૂછવા ને તારે મને ન પૂછવા!"

કેપ્ટને કદી નહિ ધારેલું કે પરિણામ છેક આવું આવશે. તેણે ત્રણ વર્ષ ઇન્ડિયાનામાં શાળા ભણાવી હતી, અને જેમ્સની વિદ્યાની આટલી ખ્યાતિ હતી, તોપણ તે પોતાને તેના કરતાં વધારે ભણેલો ને વધારે જ્ઞાની માનતો. એ અભિમાને આજે તેને જેમ્સની સમક્ષ આવી કફોડી સ્થિતિમાં આણી મૂકયો.

અન્તે સરળ ભાવે કેપ્ટન બોલ્યો, "તું બહુ બુદ્ધિમાન છે, ને લાકડા કાપવાં કે મછવા ખેંચવા, એના કરતાં તું બહુ ઉચ્ચ પ્રકારનું પરાક્રમ કરવાને યોગ્ય છે."

જેમ્સ—ખરે જ?

કેપ્ટન—ખરેખર.

જેમ્સ—ત્યારે, મારે શું કરવું?

કેપ્ટન—શાળા ભણાવ. તું થોડા જ સમયમાં શિક્ષકની યોગ્યતા પ્રાપ્ત કરી શકીશ, ને ત્યાર પછી તું ગમે તે કરી શકીશ.

જેમ્સ—એ તો ઠીક, પણ આ નાવિકનો ધંધો કરૂં ને પરદેશ જાઉં તો?

કેપ્ટન—એ ધંધો બહુ ભયંકર છે, ને તારી શક્તિઓ-ને આમ સમુદ્રમાં ફેંકી દેવી એ યોગ્ય પણ નથી. આ ધંધામાં તો કદાપિ પડતો નહિ, એવી મારી તને સલાહ છે.

જેમ્સ—મને સમુદ્રયાત્રાની કેવી પ્રબળ ઇચ્છા છે, તે તું જાણતો નથી. મારી એ ઇચ્છા આજની નથી, ઘણા કાળની છે. પણ મારી માતાએ આજ સુધી અનુમતિ આપી નહિ, તેથી કંઇ બની શક્યું નહિ. અનુભવો લેવા માટે અન્તે આજે તેણે મને આ સરોવરમાં આવવા દીધો છે.

કેપ્ટન—તારી માતાએ યોગ્ય જ કર્યું છે. એ તારી શક્તિઓ જાણે છે ને તે શક્તિઓને યોગ્ય ધંધામાં તું વાપરે એવી તેની ઇચ્છા જણાય છે. તું શિક્ષક કે સેનાપતિ થઇ શકે એમ હોય, છતાં નાવિક થવાની ઇચ્છા કરે એના જેવી મૂર્ખાઇ સંસારમાં બીજી શી કહેવાય?

જેમ્સ—ત્યારે, શુ તમે ચોક્કસ એમ માનો છો કે હુ એવો મોટો માણુસ થઇશ?

કેપ્ટન—અરે વાહ! એમા તે કઇ શકા છે? જો હુ એવુ ન માનતો હોત તો શી રીતે કહી શકત? તુ નિશાળ ભણાવ અને તને ઠીક પ્રમાણમા પૈસા મળશે

બન્નેની વાતચીત અહીં અટકી, અને આ વાતે જેમ્સને વિચારમા નાખી દીધો ખરેખર, કેપ્ટને તો એને ખરી દિશા બતાવી હતી અને એને લાગ્યુ કે જો મારામા ઉચ્ચ પ્રકારની શક્તિ છે તો પછી તેને સુમાર્ગે ન વાળવામા હુ મૂર્ખાઇજ કરૂ છુ હવે એનુ દૃષ્ટિબિન્દુ ફર્યુ

અત્યાર સુધીમા બધા માણુસની શિખામણ એક સર ખી જ હતી એટલે એને લાગ્યુ કે જગતના બધા લોક કઇ ખોટ કહે નહિ એ તો "પચ બોલે તે પરમેશ્વર"

---

## : ૧૩ :

## નાવિકજીવનમાં વિજય

ખાડીમા અનેક વાર સાકડા ભાગો આવે છે આ સ્થળે જે મછવો વહેલો પહોચે, તે ત્યા થઇ પ્રથમ પસાર થાય પણુ જો બે લગભગ એક જ સમયે આવે તો કોણુ પહેલુ પસાર થાય તે સબધે અનેકવાર વિવાદ થતા અને કોઇ કોઇવાર તો મારામારી પણુ થતી

રાત્રે એક વાગે જેમ્સવાળો મછવો ત્યાં આગળ આવી પહોંચ્યો. આ સમયે બીજો એક મછવો પણ ત્યાં આવી પહોંચ્યો હતો. બન્ને મછવાવાળાઓ વચ્ચે વિવાદ ઉભો થયો. જેમ્સે કદી નહિ સાંભળેલી એવી ભ્રષ્ટ ગાળો આજે એને કાને આવવા માંડી. અપશબ્દનો કોશ બનાવવો હોય તો વેબ્સ્ટરને પણ આ માછી લોકો બહુ કામ લાગે!

બે મછવાઓ પાસે પાસે આવી ગયા. મારામારીની તૈયારી થવા લાગી. જેમ્સના મછવાના કેપ્ટને બૂમ મારી, "અહીં કોણ પહેલું આવેલું?"

તેના માછીએ ઉત્તર આપ્યો, "એ ખબર પડતી નથી, પણ અમે જ પહેલા જઇશું."

કેપ્ટન સમજી શકયો કે હવે આ લોકો રસે ચઢયા છે, તેથી અટકાવી શકાવાના નથી, તેથી તેણે તેમને જવાની રજા આપી.

જેમ્સે આવો દેખાવ કદી જોયેલો નહિ, તેથી તે તો દિગ્મૂઢ બની ગયો. તે કેપ્ટન પાસે ગયો અને બોલ્યો, "કેપ્ટન, આપણને પહેલા જવાનો હક્ક છે?"

કેપ્ટને ઉત્તર આપ્યો, "કાયદા પ્રમાણે તો નહિ, પણ તેથી શું થયું? આપણે પહેલા જવું જ જોઇએ."

જેમ્સ—નહિ, આપણે ના જવું જોઇએ."

આશ્ચર્યચકિત કંઠે કેપ્ટન બોલ્યો, "નહિ કેમ?"

જેમ્સ—કારણકે તેમ કરવાનો આપણને હક્ક નથી.

જેમ્સના નિશ્ચયાત્મક શબ્દોથી કેપ્ટન સમજી ગયો કે

જેમ્સનું કહેવું યથાર્થ છે. મારામારી સત્વર જ થશે એમ ધારી તે એકદમ બોલ્યો, "ચાલો, ચાલો."

માછીઓ ચકિત થઇ કેપ્ટન તરફ જોવા લાગ્યા. કેપ્ટન બોલ્યો, "વિવાદ ના કરો, એમને જવા દો."

એવા સ્વરથી આ શબ્દો નીકળ્યા કે માછીઓ સ્તબ્ધ થઇ ગયા ને સામા મછવાવાળાઓને માર્ગ આપી દૂર ઉભા.

સવાર પડયું ને માછીઓ સવારના નાસ્તા માટે ટેબલ ઉપર બેઠા. જ્યૉર્જ લી નામનો માછી બોલ્યો, "જેમ્સ, પેલા મછવાને આપણી પહેલાં કેમ જવા દીધો?"

જેમ્સ—કારણકે હક્ક તેમનો હતો.

જ્યૉર્જ લીએ કઠોર કંઠે કહ્યું, "તું બાયલો છે. માછી થવાને યોગ્ય નથી. તું લાકડાં કાપી ખા અને ગાયો દોહી ખા. જે માનવી પોતાના હક્કને માટે યુદ્ધ કરવા તત્પર નથી, તે ખલાસી થવાને યોગ્ય નથી જ."

આ શબ્દો ઉપર જેમ્સ માત્ર હસ્યો અને કંઇ બોલ્યો ના. કેપ્ટન પણ આ શબ્દો સાંભળીને જેમ્સની શાન્તિથી અને હિમ્મતથી છક થઇ ગયો. તેને જણાયું કે આ મલિન વસ્ત્રોની અંદર એક વિશુદ્ધ આત્મા વાસ કરી રહ્યો છે.

કેટલાક દિવસો વીતી ગયા, એવામાં એક ઘટના બની. મછવો સ્ટીમર પાસે આવી ઉભો. જેમ્સ તૂતક ઉપર ઉભો હતો, એવામાં સ્ટીમર પરથી મછવાને બાંધી રાખવા ફેંકેલું દોરડું જેમ્સ પર આવીને પડયું. જેમ્સે તેને આવતાં પાછું કહાડયું. પાસે મર્ફી નામે એક ખલાસી ઉભો હતો, તેની

તરફ દોરડું ચાલ્યું ને તેની ટોપી સમુદ્રમાં ઉડાડી દઇ આગળ ચાલતું થયું.

મર્ફી પાંત્રીસ વર્ષનો હતો, તે બહુ ક્રોધી હતો. જેમ્સે બૂમ મારી: "મર્ફી, જો, જો." પણ મર્ફી જુએ તે પહેલાં તેની ટોપી સમુદ્રસ્નાન કરવા ચાલતી થઇ! મર્ફીને અતિશય ક્રોધ ચઢયો. તુરત જ જેમ્સ બોલી ઉઠયો, "હું દિલગીર છું કે અકસ્માતથી એમ થયું."

ક્રોધાતુર મર્ફી બોલ્યો, "પણ તને હજી વધારે દિલગીર કરવો પડશે." ડોકું નીચું કરી માતેલા સાંઢ પેઠે, ટોપીની સાથે જેમ્સને પણ સમુદ્રમાં સ્નાન કરવા મોકલવાની ઇચ્છાથી, તે જેમ્સ તરફ દોડયો. જેમ્સ ચાલાકીથી ખસી ગયો અને આવેલો ભય અટકાવી દેવાની ઇચ્છાથી એણે મર્ફીને એવો તો તમાચો લગાવ્યો કે મસ્ત મર્ફી મછવામાં પડયો અને જેમ્સ તેના પર ચઢી બેઠો.

કેપ્ટને બૂમ મારી, "અરે જેમ્સ, મારી નાખ સાળાને."

પણ જેમ્સ જાણી ગયો કે મર્ફી હવે કંઇ કરી શકનાર નથી, અને તેને હવે મારવો એ નિરર્થક છે. તેથી તે બોલ્યો, "ના, હવે નહિ."

કેપ્ટને કઠોર સ્વરે કહ્યું, "અકસ્માતોને પણ એ સહન કરી શકતો નથી, ત્યારે શા માટે એને જીવતો રહેવા દેવો જોઇએ? મારી નાખ સાળાને."

ઉદારચરિત જેમ્સ બોલ્યો, "હવે તે મારા કબજામાં આવી ગયો છે. આત્મરક્ષણને પ્રસંગે જ માણસને મારવો

જોઇએ. હવે જ્યારે માત્ર પકડી રાખવાથી જ આત્મરક્ષણ થઇ શકે છે ત્યારે શા માટે એને મારવો જોઇએ?"

પછી જીતાયેલા શત્રુને ઉદ્દેશી તે બોલ્યો, "મર્ફી, બસ થયું ને? હવે ઉઠવું છે કે?"

મર્ફી નમ્ર સ્વરે બોલ્યો, "બસ થયું." જેમ્સ ઉઠી ગયો ને શત્રુને મિત્ર કરી ઉઠાડયો. "મર્ફી, લાવ તારો હાથ, આજથી આપણે મિત્ર થયા." બન્ને જણાએ પરસ્પર હાથ મિલાવ્યા ને પછી તેઓ મિત્રો બની રહ્યા.

આજથી તે માછીઓમાં છૂટથી ફરવા લાગ્યો. ભીરુજન તરીકે નહિ પણ બાળપુરુષ તરીકે ફરવા લાગ્યો. વયમાં બાળક પણ કાર્યમાં તે પુરુષ લેખાવા લાગ્યો.

બીજો એક હેરી બ્રાઉન નામે માછી હતો. તે સરળ-હૃદયી હોઇ જેમ્સ પર તેનો અતિશય સ્નેહભાવ બંધાયો, હેરીને દારૂનો બહુ ચડસ હતો. તેથી તે ઘણી વાર ભાન-ભૂલો બનતો, ને કેટલીક વાર મુશ્કેલીમાં પણ આવી પડતો.

એક દિવસ માયાપૂર્ણ શબ્દોમાં જેમ્સે તેને કહ્યું, "જો ભાઇ હેરી, તું દારૂ પીવો છોડી દે તો તારૂં ઘણું દુઃખ દૂર થાય." જો બીજા કોઇએ આવો ઉપદેશ એને આપ્યો હોત, તો હેરીએ ઉત્તર આપી જ દીધો હોત કે "તું તારા કામમાં જીવ રાખ, બીજાની ચિન્તા મા કર."

પણ જેમ્સને તો તેણે અતિ નમ્ર ઉત્તર આપ્યો કે "હા ભાઇ, પણ મારાથી તે દારૂ છૂટી શકતો નથી."

જેમ્સ—તું ધારે તો છોડી શકે, એના કરતાં ખાડીનું

ગન્દુ પાણી પીવુ સારૂ છે. તારા જેવા સરળ અને ઉદાર મનુષ્ય દારૂ પીએ એ સારૂ કહેવાય? તું જો દારૂના બાટલા ભાગીને ફેંકી દે તો આથી પણ સારી કીર્તિ પ્રાપ્ત કરી શકે.

હેરીના મુખ પર તરી આવતા ભાવો જોઇ જેમ્સ સમજી ગયો કે તેના શબ્દો વ્યર્થ નથી બોલાયા. તેથી તે ફરી બોલ્યો, "માછીઓએ બીજા લોકો જેવા સભ્ય શા માટે ન થવું? પણ તેઓ સભ્ય નથી. સસારમા એના જેવી બીજી અસભ્ય જાતિ નહિ હોય. પીવું, ખાવું ને લડવું એ ત્રણ તો એમના મુખ્ય પરાક્રમ થઇ પડયા છે, નહિ વારૂ?"

માથું નમાવી હેરી બોલ્યો, "ખરૂ કહો છો ભાઇ."

જેમ્સ—ત્યારે હેરી, જો મછવામાથી દારૂને દૂર કર્યો હોય તો આપણા ધધામા સુધારો ન થાય કે?

હેરી—થાય સ્તો"

જેમ્સ—અને તે છતા તમે બધા અર્ધો વખત તો દારૂમા ચકચૂર થઇ પડયા રહો છો"

હેરી નીચું જોઇ રહ્યો

જેમ્સ—મને તમારા પશુજીવન માટે બહુ ધિક્કાર આવે છે જ્યારે તમે મનુષ્ય જ છો, ત્યારે તમારે પશુ શા માટે થવુ જોઇએ? એમ કરી તમે તમારી જાતને અપમાન આપો છો

હેરી બોલી ઉઠયો, "ખરૂ છે, ખરૂ છે, હુ મારી જાતને અપમાન આપું છું." આ બિચારો આજે સત્ય જોઇ શકયો

ને સત્ય બોલી શક્યો. આત્મસમ્માનના ભાવથી દુર્વ્યસનના ચુસ્તભક્તો પણ સુધરી શકે ને માનવી થઇ શકે. જરા રહીને ફરી બોલ્યો, "પણ જેમ્સ, હું તારા જેવો થઇ શકું?"

જેમ્સ આશાભર્યે શબ્દે બોલ્યો, "શા માટે નહિ? પેલા મર્ફીની ટોપી ગઇ ત્યાં તું દારૂનો શીશો ફેંકી દે એટલે તું જીત્યો સમજજે."

તેણે દારૂનો શીશો સમુદ્રમાં ફેંકી દીધો અને ફરી નહિ પીવાની પ્રતિજ્ઞા કરી.

આ પ્રમાણે જેમ્સ માછીઓનાં દુર્વ્યસન છોડાવવા લાગ્યો. ને તે લોકોમાં પ્રિય થતો ગયો. કેપ્ટન પણ અત્યાર સુધીના તેના કાર્યથી સંતુષ્ટ થયો હતો ને તેનો પગાર વધારીને તેણે અઢાર ડોલર કરી આપ્યો હતો.

મછવાપર વાંચવાને પુસ્તકો ન હતાં, તેથી જેમ્સને પ્રથમ તો ઘણું લાગી આવતું. કેપ્ટન કોઇ કોઇ વાર વર્તમાનપત્રો મંગાવતો અને જેમ્સ તે આનંદે વાંચતો. પણ કંઇ વાંચવાનું ન મળવાથી બીજો એક લાભ થયો. જેમ્સ જેવા અભ્યાસીને અભ્યાસ કરવાનો ઘણો અવકાશ હતો. પુસ્તકોને બદલે મનુષ્યસ્વભાવનો અભ્યાસ કરવાનો તેને પ્રસંગ મળ્યો. પેટ્રિક હેનરીએ એક વાર કહેલું કે "મેં પુસ્તકો કરતાં માનવીઓનો અભ્યાસ વધારે કર્યો છે ને તેથી જ મને જીવનમાં વિજય મળ્યો છે." ગાર્ફિલ્ડને પણ આજે માનવસ્વભાવનો અભ્યાસ કરવાનો પ્રસંગ મળ્યો ને તેથી તેને ઘણો લાભ થયો.

જેમ્સને સમુદ્રજલ પર બહુ સ્નેહભાવ હતો. તેણે મછવામાં બે ત્રણ માસ નોકરી કરી એટલામાં તો એ ચૌદ વાર સમુદ્રસ્નાન કરવા પડ્યો! તે અસાવધાન રહેતો એટલા માટે પડી જતો એમ નહિ, પણ કર્તવ્યભાવનાને લીધે પોતાને જોખમમાં નાખતાં પણ ડરતો નહિ, ને એમ કરતાં તે સમુદ્રમાં પડી જતો. બીજાઓની સેવા કરવાની ધૂનમાં તે જાતને પણ વિસરી જતો. કર્તવ્ય બજાવવા જતાં તે પોતાની જાતને ભૂલી જતો ને તેથી જ તે જોખમમાં આવી પડતો.

છેલ્લી વાર જેમ્સ સમુદ્રમાં પડ્યો ત્યારે બચવાનો બહુ સંભવ નહોતો. રાત્રિ અંધારી હતી ને વરસાદથી વધારે અંધારી બની હતી. મછવાની ધાર પર ઉભો ઉભો તે એક દોરડું સંકેલી લેતો હતો; થોડી વાર પછી તે દોરડું ક્યાંક ભરાયું. એટલે તેણે આંચકો માર્યો, પણ તે છૂટ્યું નહિ. બેચાર આંચકા માર્યા ત્યારે છૂટ્યું; પણ એકદમ દોરડું છૂટવાથી મારેલા આંચકાનું બળ દોરડું જીરવી શક્યું નહિ. પરિણામે જેમ્સ પાછળથી ઉથલીને સમુદ્રમાં જઇ પડ્યો. રાત્રિ કાળી હતી, પાણી તેથીએ વધારે કાળું હતું. જેમ્સ એ કાળા પાણીમાં સમાઇ ગયો. મછવો તો આગળ ચાલ્યો ને કોઇએ જેમ્સ પડ્યાની વાત પણ જાણી નહિ. આવી સ્થિતિમાં સહાયતાની આશા વ્યર્થ જ હતી. મૃત્યુ હવે નક્કી હતું. એવામાં મછવા ઉપરથી લટકતું એક દોરડું અકસ્માત એના હાથમાં આવી ગયુ ને તે તેણે પકડી લીધું. દોરડું પકડીને ધીરે ધીરે તે મછવા પાસે આવ્યો ને ઉપર ચઢી ગયો. મછવા પર આવતાં તેને જણાયું કે પ્રભુએ મને કંઇ

ચમત્કારથી ઉગારી લીધો છે. દોરડું કશાને બાંધેલું નહોતું. મછવાની ધાર પર એક ફાટેલી ચીપ હતી, તેનેજ માત્ર તે વળગી રહ્યું હતું. માત્ર એ ચીપ તૂટી ગઇ હોત કે દોરડું ખેંચાતાં ત્યાં ભરાઇ ન રહ્યું હોત, તો જેમ્સ કયારનોય સમુદ્રને તળિયે જઇ ચિર વિશ્રાન્તિ લેતો હોત! જેમ્સ આ જોઇ એટલો તો સ્તબ્ધ બની ગયો કે ભીને ને ભીને કપડે તે ત્યાંજ ઉભો રહ્યો.

તેના મનમાં એ પ્રસંગે એક નૂતનજ પ્રકારનો ભાવ જાગ્રત થયો. તેને વિચાર આવ્યો, "આ પ્રસંગે મારૂં કોણે રક્ષણ કર્યું? પ્રભુ વિના આમ કોણ રક્ષણ કરી શકે? મારા પ્રયત્નથી બચી શકું એવી સ્થિતિમાં તો હું નહોતોજ. મછવા પરની આ ન્હાની શી ચીપાટમાં દોરડું ભરાયું ને હું બચ્યો. મારૂ રક્ષણ ચમત્કારિક રીતેજ થયું છે ને એ ચમત્કાર પ્રભુનો જ છે. પ્રભુએ જોયું હોવું જોઇએ કે મારૂં જીવન ઉપયોગી છે ને તેથી તેણે તે જીવનનો સમુદ્રમાં નાશ થવા દીધો નહિ. ત્યારે આ સમુદ્રમાં મારે મારૂં જીવન શા માટે નષ્ટ કરવું જોઇએ? હું સમુદ્રજીવનના પરાક્રમોના તરંગો ત્યજી દઇશ ને કંઇક વધારે કેળવણી લઇશ."

દોરડું ફરી ઉંચકયું ને એક વાર, બે વાર, અનેક વાર દોરડું નાખી જોયું, ચીપાટ પર નજ વળગ્યું. તેને લાગ્યું કે પ્રભુએ જ દોરડું પકડી મને ઉગારી લીધો છે!

આ ઘટનાએ જેમ્સના મન પર જુદા જ પ્રકારની અસર કરી. ઘર સાંભરી આવ્યું, ઘેર જવાનું મન થયું.

પ્રિય માતા સાંભરી. માતાને મળવાનું મન થયુ. "માની પ્રાર્થનાઓથી પ્રભુએ મને ઉગાર્યો હશે?" માની ચિન્તાઓ અને ઉપદેશ તેના હૃદયપટ પર તરી આવ્યા. પોતાના વર્તન માટે તે લજવાવા લાગ્યો. "આવી માતા કોઇને નહિ હોય! ને એ માતાની મેં આજ્ઞા લોપી." મછવો છોડી એકદમ ઘેર જવાનો તેણે સંકલ્પ કર્યો.

આ સમયે તે પ્રદેશમાં તાવનો રોગ ચાલતો હતો. જેમ્સ એ રોગમાં સપડાયો. તેનું શરીર નિર્બળ થઇ ગયું, આથી તે સુભાગ્ય રાત્રિના સંકલ્પ મુજબ તેને ઘેર જવાનો પ્રસંગ મળ્યો. જેમ્સે કેપ્ટનને કહ્યું, "મારે હવે ઘેર જવું જોઇએ."

કેપ્ટન—એ સંકલ્પ સારો છે. તારૂ શરીર નિર્બળ બની ગયુ છે, ને રોગીઓને માટે ઘર સમાન બીજું એકે સારૂ સ્થાન નથી. તારો વિયોગ અમને સાલશે તો ખરો; તથાપિ તારા જીવનને માટે તારે ઘેર જવું એવી મારી પણ ઇચ્છા છે.

જેમ્સ—મને પણ તમારો સર્વનો વિયોગ સાલશે, પણ હવે અહી રહેવાથી વખતે વધારે હાનિ થાય.

કેપ્ટન—અને શરીરનો સવાલ બાજુએ રાખીએ, તો પણ તારે માટે આ સ્થાન યોગ્ય નથી. શરીરે સારો થાય કે તુરત જ અભ્યાસ શરૂ કરી દેજે. તારે બદલે હું હોઉં તો એમ જ કરૂં

કેપ્ટને એનો પગાર ચૂકવી આપ્યો. જેમ્સને વિદાય

થતી વખતે બહુ લાગી આવ્યું; તેની આંખમાંથી આંસુ નીકળી પડયાં. બધાં માછીઓને પણ બહુ લાગી આવ્યું!

જેમ્સ ઘર ભણી ચાલ્યો. તેનું શરીર નિર્બળ બની ગયું હતું, તેથી માર્ગમાં ચાલતાં તેને બહુ કષ્ટ પડયું. વળી તેના વિચાર પ્રભુમાં, માતામાં અને કર્તવ્યમાં પ્રેરાયા હતા. તેથી પોતાના વર્તન માટે તેને આખે માર્ગે પશ્ચાતાપ થયા કર્યો. તેણે અહીં આવ્યા પછી માતાને એક પણ પત્ર લખ્યો નહોતો તેને માટે અત્યારે તેને બહુ જ લાગી આવ્યું. એમ કરતાં રાત્રે અગિયાર વાગ્યે તે ઘેર પહોંચ્યો.

ઘર પાસે જતાં બારીમાંથી તાપણીનો પ્રકાશ નીકળતો દેખાયો. માતાને મળવાને ઉત્સાહે તેણે દોટ મૂકી; બારીમાં દૃષ્ટિ કરી તો કંઇક જોયું. શું જોયું? ખુરશી પાસે માતા ઘુંટણ ઉપર બેઠી છે, ખુરશી પર એક પુસ્તક ઉઘાડું પડયું છે. ત્યારે માતા શું વાંચતી હતી? ફરી જોયું. માતાની આંખો આકાશ તરફ હતી. જેમ્સ ત્યાં જ ઉભો રહ્યો ને પ્રાર્થના સાંભળવા લાગ્યો, "ઓ નોંધારાના આધાર, પતિત-પાવન પ્રભો, મારા પર દયાની દૃષ્ટિ કર. તારી આ કિંકરીને ધર્મબળ આપ, અને તારી દાસીના પુત્રને તાર."

બસ બહુ થયું. જેમ્સથી હવે ઉભા રહી શકાયું નહિ. તે દોડયો ને માતાને ગળે વહાલથી વળગી પડયો. માતાએ પુત્રને છાતી સરસો ચાંપ્યો. આનંદાશ્રુ વહી ચાલ્યાં. થોડી ક્ષણ સુધી બેમાંથી કોઇના મુખેથી શબ્દ સરખો નીકળ્યો નહિ.

---

: ૧૪ :

## જીવનપલટો

પ્રથમ મિલનનો આવેશ કંઇક શમ્યો ત્યારે માતા ઇલિઝા બોલી, "જેમ્સ, કેમ આવો? માંદો છે કે શું?"

જેમ્સ—હા, હું માંદો છું, અને તેથી જ પાછો આવ્યો છું. એટલો બધો નિર્બળ બની ગયો છું કે રસ્તે ચાલી આવવું પણ મને બહુ ભારે થઇ પડયું.

ચિન્તાતુર વદને માતાએ પૂછયું, "કેટલા વખતથી માંદો છે?"

જેમ્સ—બહુ વખતથી નહિ. એકાદ અઠવાડિયાથી મને તાવ આવે છે. એમ કહી તેણે ધીરે ધીરે સરોવર પરનો અનુભવ કહી સંભળાવવા માંડયો. તેમાં છેવટે ડૂબી ગયાનો ને પાછા બચી ગયાનો અનુભવ પણ કહી સંભળાવ્યો.

માતાએ તેની બધી વિગત સાંભળી લીધી ને અંતે કહ્યું, "આહ! ખરે જ, પ્રભુએ મારી પ્રાર્થનાઓ સાંભળીને તને બહુ ચમત્કારિક રીતે બચાવીને મારી પાસે પાછો મોકલ્યો છે!"

જેમ્સનું હૃદય ભરાઇ આવ્યું; બોલવાની ઇચ્છા થઇ, પણ તેનાથી બોલી શકાયું નહિ, કંઠ જ રૂંધાઇ ગયો. અંતે

કેટલીક વારે તે બોલ્યો, "તે અંધારી રાતે, મા, ખરેખર પ્રભુએ જ મારૂં રક્ષણ કર્યું!"

ધર્મપરાયણ જનનીને આથી બીજું શું પ્રીતિકર હોઇ શકે? જનની ઇલિઝા પ્રભુપરાયણ હતી, પુત્ર ધર્મપરાયણ અને પ્રભુવિશ્વાસી થાય એ તેની મોટામાં મોટી અભિલાષા હતી. આથી પુત્રના મુખમાંથી નીકળેલા આ શબ્દોથી તે સ્વર્ગસુખ અનુભવવા લાગી. મનમાં ને મનમાં તે ઇષ્ટદેવતાને ધન્યવાદ દેવા લાગી. અંતે તેણે પુત્રને કહ્યું, "હવે અત્યારે તો થાકયો પાકયો તું સૂઇ જા, જરા વિશ્રાન્તિ લે; સવારે બીજી વાતો કરીશું."

બન્ને પોતપોતાના ખંડમાં સૂવા ગયાં. આજે પુત્ર ઘેર આવ્યો છે, માતાને આનંદમાં ઉંઘ શેની આવે? પાછલું જીવન તેને સાંભરી આવ્યું. ભવિષ્યકાળના પડદા કલ્પનાના બળે તોડવાના તે પ્રયત્ન કરવા લાગી. બાળક કીર્તિમાન જીવન ગાળી શકે એવી આશાઓ તે સેવવા લાગી. "હવે બીજી કશી વાસના નથી. પ્રભુ આ દુઃખિણીના પુત્રધનને પોતાની સેવામાં યોજે, જેમ્સ સંસારને બારણે બારણે ફરી પ્રભુના નામનો મહિમા ગાય, તો પછી બીજી કશી-કશી જ વાસના મને નથી." આ વિચારથી ઇલિઝાને આનંદ થયો અને પરિણામે તે શાન્તિસાગરમાં નિમગ્ન થઇ. પ્રભુની સાધુતા માટે તેને ફરી ફરી ધન્યવાદ દેવા લાગી. મીઠી ઉંઘમાં જે આનદ મળત તે કરતાં વધારે આનંદ તેને જાગરણમાં મળ્યો.

પ્રભાતમાં જનની ઇલિઝા ઉઠીને પુત્રની શી અવસ્થા

છે તે જોવા તેના ખંડમાં ગઇ. પુત્ર મીઠી નિદ્રા અનુભવતો હતો. સૂર્યોદય થયો ત્યાં સુધી ઘરમાં કામકાજ કરી તે ફરી પુત્રની પથારી પાસે ગઇ. તેના આવવાથી પુત્ર જાગી ઉઠ્યો. ઉઠતાં જ માતાએ ખબર પૂછી, "ઉંઘ આવી હતી ને, બેટા?"

જેમ્સ—હા, મા, સારી આવી હતી; કાલે બહુ થાક લાગ્યો હતો તેથી ઉંઘ તો બહુ જ સારી આવી. અત્યારે હવે સારૂં લાગે છે.

એ તાવ એવા પ્રકારનો હતો કે કોઇ દિવસ સારો જાય, તો કોઇ દિવસ વળી પ્રચંડ જોરથી આવે ને શરીરને નિર્બળ કરી નાખે. એ દિવસે જેમ્સનું શરીર સ્વસ્થ હતું. અસુખનું કંઇ પણ લક્ષણ જણાતું નહોતું. એટલે કપડાં પહેરીને તે ખેતર જોવા ચાલ્યો. માતા રસોડામાં ગઇ ને જેમ્સને માટે હલકો ખોરાક તૈયાર કરવા લાગી તે વખતે એ જંગલપ્રદેશમાં એ જાતનો રોગ વધારે હતો, ને તેને કેમ દૂર કરવો તેનો ઉપાય પણ લોકોને સારી રીતે માહિત હતો. ગંભીર પ્રસંગે વૈદ્યને બોલાવવામાં આવતો.

બીજે દિવસે વળી જેમ્સને તાવ આવ્યો ને વૈદ્યને તેડી લાવવાની જરૂર જણાઇ. પાસેના ગામમાંથી વૈદ્ય આવ્યો. તે વખતના વૈદ્ય સારા ઉપચાર કરી જાણતા નહોતા, ને તેથી રોગના દુઃખ કરતાં ઔષધનું દુઃખ દર્દીઓને વધારે સહેવું પડતું. જેમ્સને પણ આ પ્રકારનો અનુભવ થયો. કેટલાક દિવસ સુધી જેમ્સ ન્હાના બાળકની પેઠે નિઃસહાય અને

નિર્બળ થઇ પથારીમાં પડયો રહ્યો. જેમ્સને મંદવાડનો આ પહેલો જ અનુભવ હતો. લાકડાં કાપવા કરતાં ને પાટિયાંને રંદો દેવા કરતાં આ સ્થિતિ તેને અત્યંત વિષમ લાગી. માતાની સેવાશુશ્રૂષાથી આ દુ:ખદ અનુભવ બહુ લાંબો ન પહોંચ્યો. થોડા જ વખતમાં તેને આરામ થઇ ગયો.

મટયા પછી એક દિવસ માએ જેમ્સને કહ્યું, "સારૂં થયું કે તું ઘેર આવ્યો, નહિ તો તને આમ ઝટ આરામ થાત નહિ."

જેમ્સ—પણ જો માંદો ન થયો હોત, તો આથીયે વહેલો આવત.

ઇલિઝા—કેમ, એ ધંધો છોડી દેવો ધાર્યો હતો?

જેમ્સ—હા, એમોસ કહેતો કે બીજા સારા ધંધા કરવાની શક્તિ છતાં આ ધંધામાં પડી રહેવું એ ઠીક નથી.

ઇલિઝા—મારૂ પણ એજ કહેવું છે ને?

જેમ્સ—પ્રભુએ મને તે રાત્રે ઉગાર્યો, ત્યારે જ મને લાગ્યું કે એણે મને બીજા કોઇ સારા હેતુથી ઉગાર્યો છે.

પુત્રમાં પ્રભુ પરની આવી આસ્થા જોઇ માતા રાજી થઇ અને બોલી, "પ્રભુ નહિ ઉગારે તો બીજું કોણ ઉગારી શકશે? પ્રભુના ઉપદેશો આપણે શાન્ત ચિત્તે સાંભળવા જોઇએ. હું માનું છું કે તારે સમુદ્રજીવન નહિ ગાળવું એવી પ્રભુની ઇચ્છા છે, ને તેટલા જ માટે પેલા દારૂડિયા કર્કશ કેપ્ટન પાસે પ્રભુએ તને કાઢી મુકાવ્યો હતો.

જેમ્સ—એમ પણ હોય.

ઇલિઝા—પ્રભુ મારી પ્રાર્થનાઓ સાંભળશે તો, જેમ્સ, તું વિદ્યા પ્રાપ્ત કરીશ ને શિક્ષક અથવા ઉપદેશક થઇ શકીશ. તું એવી યોગ્યતા મેળવીશ ત્યારે મારા આનંદનો પાર નહિ રહે.

જેમ્સ—અને વકીલ થાઉં તો કેમ?

ઇલિઝા—તોપણ વાંધો નહિ; પણ વકીલાત તરીકે જો તું સારો માણસ નીવડે તો જ. કારણકે દુષ્ટ વકીલ માછી કરતાં પણ વધારે ભયંકર છે. એકંદરે મારી ઇચ્છા એવી છે કે તારા સ્નેહ અને સેવાભાવ પર સૌથી પહેલો હક્ક પ્રભુનો છે, એવી ભાવના તારામાં જાગ્રત થાય. જેમ્સ, તને એમ નથી લાગતું કે તારે તારૂં નિજ હૃદય પ્રભુને અર્પણ કરવું ને કોઇ ઉપયોગી જીવન ગ્રહણ કરવું?

જેમ્સ—મેં એ સંબંધે કંઇક વિચારો કર્યા છે.

ઇલિઝા—અને મને લાગે છે કે હજી યે એ બાબતમાં વિચારો કર્યા કર; એ વિચારોની અત્યારે ખાસ અગત્ય છે. જો તું તારી શક્તિઓ પ્રભુને ચરણે સમર્પશે, તો તે શક્તિઓનો શ્રેષ્ઠ ઉપયોગ થઇ શકશે.

પુત્રને સારા વિચારો સૂઝે એ માટે ઇલિઝાને કાળજી તો બહુ હતી, પણ તે શાણી હોઇ એ વાત આગ્રહી છેડતી નહિ; કારણકે એને વિશ્વાસ આવ્યો હતો કે પ્રભુએ હવે જેમ્સને સંભાળી લીધો છે, અને ધર્મમાર્ગે ચલાવ્યો છે. તેથી તે સદા પ્રભુનેજ પ્રાર્થના કર્યા કરતી.

શિયાળો આવ્યો જેમ્સનો રોગ ગયો હતો, પણ શરીર પ્રથમના જેવુ સબળ બન્યુ નહોતુ થોડાજ દિવસમા એ સુધરે એમ હતુ ને ત્યાર પછી તેણે શાળામા જવુ કે બીજો ધંધો કરવો એનો નિર્ણય કરવાની હવે જરૂર હતી

ડીસેમ્બર માસમા ઇલિઝાના ખેતરમા શાળા સ્થપાઇ સેમ્યુએલ ડી બેટ્સ નામનો શિક્ષક શાળા ભણાવવા લાગ્યો એ શિક્ષક ડાહ્યો, બુદ્ધિમાન, સદાચરણી ને ધાર્મિક હતો વળી તે 'શિષ્ય' પન્થનો ઉપદેશક હતો પહેલેજ પ્રસગે ઇલિઝાને જણાયુ કે જેમ્સને સત્ય માર્ગે લઇ જવાને આવાજ શિક્ષકની જરૂર છે તેની પ્રકૃતિ શાન્ત હતી ને તેથી તેના પર સૌની શ્રદ્ધા બેઠી ને ભક્તિભાવ બધાયો યુવકોને સત્ય માર્ગે લઇ જવા માટે તેણે જ્ઞાન અને ધર્મો પદેશ દ્વારા એક સરખી કોશિષ શરૂ કરી દીધી

ઇલિઝાએ જાણ્યુ કે જેમ્સને સુધારવા પ્રભુએ બેટ્સને મોકલ્યો છે, પ્રથમ પ્રસગ મળતાજ તેણે જેમ્સ સબધે તેની આગળ વાત કાઢીને તેના સદવાડની, તેના મનના વલણની, તેની આકાક્ષાઓની વગેરેની વાતો કરી આખરે તેણે જેમ્સનુ ચિત્ત શિક્ષણમા પરોવાય એવા સર્વ પ્રયત્નો કરવાની શિક્ષકને ભલામણ કરી શિક્ષકે ઇલિઝાની પ્રાર્થના સ્વીકારી બીજેજ દિવસે તે જેમ્સને મળ્યો, ને થોડી વાત ચીત કરી શિક્ષક ગયા પછી ઇલિઝા બોલી, "જેમ્સ, મિ બેટ્સ ઉત્સાહી પુરુષ લાગે છે, અને મને લાગે છે કે તેથીજ શિષ્યો એની શાળામા ઉત્સાહથી જાય છે"

જેમ્સે ઉત્તર આપ્યો, "હા, મને પણ તે સારો લાગે છે, મને મન થાય છે કે હું પણ તેની શાળામાં જાઉં."

ઇલિઝા—જાય તો ઘણું જ સારું.

જેમ્સ—પણ મા, હજી યે મને સમુદ્રજીવન ગાળવાની ઇચ્છા થયા કરે છે. પાણીમાં કોણુ જાણે એવું શું છે કે તેના તરફ સદાયે મને મોહ રહ્યા કરે છે. નૌકાનો દેખાવ મને સાંભરી આવે છે, ને સુકાન પકડી મછવા ચલાવવાની ને શઢનાં દોરડાં પકડી વારંવાર ખેંચવાની ઇચ્છા થાય છે.

માએ જાણેલું કે દીકરે સમુદ્રજીવનના બધા વિચારોનો ત્યાગ કર્યો છે. તેથી તેના મુખે આ શબ્દો સાંભળતાં તે પાછી ચમકી અને બોલી, "પણ એ જીવન તો તને ગમતું નથી ને?"

જેમ્સ—મારી ખાત્રી થાય કે એ જીવન ઉત્તમ છે, તો તો હું હમણાં જ પાછો જાઉં, પણ બધા એમ જ કહે છે કે મારી શક્તિઓને તે અનુકૂળ નથી.

ઇલિઝા—ખરે જ, અનુકૂળ નથી, મને તો એમ જ લાગે છે.

જેમ્સ—મને મટયા પછી વળી પાછી સમુદ્ર પર જવાની ઇચ્છા પ્રબળ થતી જાય છે, ને તેથી વારંવાર એ પ્રશ્ન થયા કરે છે કે નાવિક જીવન ત્યજી દઇશ તો પાછળથી પસ્તાવું તો નહિ પડે ને?"

ઇલિઝા—જરાયે નહિ એક વાર તું અભ્યાસમાં પડીશ,

એટલે તેમાં તને એવો રસ પડશે કે તું સમુદ્રને સાવ ભૂલી જઇશ. પછી તું શાળા માંડજે ને તેથી તને દ્રવ્ય ને કીર્તિ બન્નેના લાભ થશે.

જેમ્સ—હું એ વિષય પર સારી રીતે વિચાર કરીશ, ઉતાવળે નિર્ણય નહિ કરૂં.

ઇલિઝા—જો તું મછવામાં કામે જાય તો એક ઋતુ કામ કરી શકે, ને શિયાળાની ઋતુમાં નવરા બેસી રહેવું પડે. ત્યારે, જો તું અભ્યાસ કરીને શિક્ષક થઇ શકે તો કેવું સારૂં! કારણકે ઉનાળામાં તું વહાણ પર જઇ શકે ને શિયાળામાં શાળા ભણાવી શકે.

ઇલિઝાને ભય લાગ્યો કે જેમ્સની વૃત્તિના અંકુરને સમૂળો તોડી નાખવાનો પ્રયત્ન કરીશ તો તે પ્રયત્નમાં નિષ્ફળ થઇશ. આથી તેણે તે અંકુર તોડી ન નાખતાં તેને વાળીને બીજે માર્ગે લીધો. તેણે માન્યું કે ઉનાળામાં સમુદ્ર પર જવાની અનુમતિ આપવાથી તે શિક્ષણમાં પોતાનું મન પરોવશે, ને પછી ધીરે ધીરે તેને એ વાત ભૂલાડી દેવાશે. શિક્ષક થવાની યોગ્યતા આવ્યે સમુદ્ર પર જવાની તેની ઇચ્છા આપોઆપ નાબૂદ થઇ જશે.

જેમ્સની સમુદ્ર પર જવાની ઇચ્છા આવી પ્રબળ કેમ છે એવા વિચાર ઇલિઝા કર્યા કરતી, પણ તેને એ ગુહ્ય સમજાતું નહિ. ઘણા બાળકો સાહસના ગુણ લઇને જન્મે છે અને અનુકૂળ પ્રસંગો આવતાં તેમના એ ગુણો પ્રદીપ્ત થાય છે. બાર્ટનને ત્યાં વાંચેલાં પુસ્તકોએ જેમ્સના સાહસિક સ્વભાવને

ઉત્તેજિત કર્યો હતો

એવું કહેવાય છે કે એક પ્રવાસીએ રાત પડવાથી ગામડામાના એક સદ્‌ગૃહસ્થને ત્યા રાતવાસો કર્યો ઘરમા સદ્‌ગૃહસ્થ અને તેની સ્ત્રી એ બેજ જણા હતા તેઓ પૈસે ટકે સુખી હતા વાત કરતા પ્રવાસીને માલૂમ પડયુ કે તે ગૃહસ્થના ત્રણે દીકરા વહાણવટી થયા છે તે સ્થળ સમુદ્રથી બહુ દૂર હતું તોપણ દરેક દીકરો બારચૌદ વર્ષનો થાય કે તેને વહાણ પર નોકરીએ જવાની પ્રબળ ઇચ્છા થઇ આવે ગૃહસ્થ સમજી શકતો નહોતો કે આનુ કારણ શુ છે? નિરુપાયે માબાપને રજા આપવી પડતી ને તેઓ ચાલ્યા જતા ગૃહસ્થ જ્યારે આ વાત પ્રવાસીને વર્ણવતો હતો ત્યારે એ તે ખંડમા ચારે બાજુ જોતો હતો જોતા જોતા છત પર તેને આ વિચિત્રતાનુ ખરૂ કારણ સમજાયુ ત્યા સમુદ્રનો દેખાવ ચીતર્યો હતો, ને તેમા વહાણો ચાલતા ચીતર્યા હતા જ્યારે તે ગૃહસ્થ પોતાનુ વર્ણન કરી રહ્યો, ત્યારે તે ચિત્ર તરફ આગળી કરી બોલ્યો, ' એ વિચિત્રતાનુ કારણ આ રહ્યુ પારણામાથી જ બાળકની દૃષ્ટિ આ ચિત્ર પર ચોટતી ને તે અવસ્થામા જ તેના મસ્તકમા સમુદ્રના વિચાર પેસવા પામતા ને ઉમ્મરે આવતા તે દૃઢ થતા"

પ્રવાસીના આ કારણથી તે ગૃહસ્થ અને તેની સ્ત્રીના મનનુ સમાધાન થયુ, અને ખરેખર તે કારણ પણ સત્યજ હતુ જેમ્સ જેવા ચચળ બાળકના હાથમા એ પ્રકારના પુસ્તકો આવ્યા, વચાયા ને વારવાર નવલકથાના મોહથી તેનુ ચિત્ત વધારે ચચળ બન્યુ તેની નસેનસમા સમુદ્રગમનના વિચારો

ફેલાઇ ગયા. આ વિચારો તેના મનમાંથી કદાપિ નીકળી શકેલા નહિ. એ વાતને ત્રીસ વર્ષ વીતી ગયા પછી પણ તે એકવાર બોલેલો કે "સમુદ્ર પર ચાલતી નૌકા હું જોઉં છું, ત્યારે મુગ્ધ બની જાઉં છું. મારા સહચરો સમુદ્રરોગથી પીડાય છે, પણ મને તો જાણે ભૂમિ પર ચાલતો હોઉં એવું જ લાગે છે. નૌકાનો જાદુ હજુ મારા હૃદયપટ પરથી લુસાયો નથી."

શિક્ષક બેટ્સ જેમ્સનું ઉજ્જ્વળ ભવિષ્ય જોઇ શકયો હતો ને તેથી તેને સન્માર્ગે વાળી લેવા તે રોજ તેને ઘેર આવતો ને તેની સાથે કથાવાર્તા કરતો. એ વાર્તાલાપમાં જ તે તેને સુધારસ પાતો ને એ સમુદ્રજીવન ભૂલે ને સાક્ષરજીવન ગ્રહણ કરે એવો ઉપદેશ આપ્યા કરતો. આથી જેમ્સને અત્યન્ત લાભ થયો. તેની માતા સ્પષ્ટપણે જોઇ શકી કે દીકરામાં કંઇક શાન્તિ આવતી જાય છે. એક દિવસ બેટ્સે જેમ્સને કહ્યું, "જો ભાઇ, પંડિત અને મૂર્ખ નાવિક વચ્ચે આકાશ પાતાળ જેટલો ભેદ છે. માર્ચ માસમાં ચેસ્ટરની શાળા ઉઘડશે. તે વખતે તું મારી સાથે આવજે. ચેસ્ટરની શાળામાં જવું છે કે નહિ, તેનો પ્રથમ નિશ્ચય તું કરી નાખ, કારણ કે એ જ સૌથી વધારે ઉપયોગી નિશ્ચય છે."

ઉત્સુક માતા સામે જોઇ જેમ્સ બોલ્યો, "મા, હું જવાનો."

તેના શબ્દો જ કહી આપતા હતા કે તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો.

બેટ્સ સંતુષ્ટ થયો અને બોલ્યો, 'ઠીક ત્યારે, પૈસા

ક્યાંથી લાવવા, ચેસ્ટરમાં ક્યાં રહેવું, આદિ ન્હાના ન્હાના પ્રશ્નોનો હવે વિચાર કરવાનો નથી. એ પ્રશ્નો એ મહા પ્રશ્નમાં સમાઇ જાય છે, ને 'હું જવાનો' એ દૃઢ ઉત્તરમાં એ પ્રશ્નોના ઉત્તરો પણ આપોઆપ મળી જશે. પ્રસંગ આવ્યે સૌ થઇ રહેશે. ખાતરીથી માનજે કે આજથી તારો જીવનમાર્ગ પલટાયો છે. તેં આજે ચેસ્ટરની શાળા તરફ દૃષ્ટિ કરી છે; હવે પાછું ફરી જોતો ના. સમુદ્રભણી દૃષ્ટિ કરતો ના. મારે પણ પોતાને આવો જ પ્રકાર બન્યો હતો."

આ શબ્દોએ જેમ્સના મન પર આબાદ અસર કરી અને તે અસર તેના મરણપર્યંત રહી. કેટલાંક વર્ષો પછી તેણે પોતાના વ્યાખ્યાનમાં કહેલું, "એક યુવક જયારે નિશ્ચય કરે કે અમુક કાળ સુધી અમુક કાર્યની સિદ્ધિને માટે તપશ્ચર્યા કરવી જ, ત્યારે નક્કી જાણવું કે તે યુવકની સાધના સફળ થવાની જ."

માતાની પ્રાર્થના અને સ્નેહ વિજયી નીવડયાં. આજે ઇલિઝાને કેટલો આનંદ થયો હશે? તે બોલી, "થોડા પૈસા તો મારી પાસે છે, ને થોડા ક્યાંકથી લાવી આપીશ, એટલે તને ચાલતું તો થશે, પછીની વાત પછી."

જેમ્સે ઉમેર્યું, "શનિવારે તો રજા પડે છે, તેથી તે દિવસે ને બીજા દિવસોએ પણ વખત કહાડીને હું મજુરી કરીશ ને મારો ખર્ચ કુટી કાઢીશ. મારી ચિન્તા ના કરીશ."

પ્રસન્ન ચિત્તે માએ કહ્યું, "બેટા, તારે માટે તો ચિન્તા જ નથી. હું જાણું છું કે તું તારૂં ઉકાળી લે તેવો છે અને

વળી બેટ્સે પણ કહ્યું જ છે કે એક વાર તું જવાનો નિશ્ચય કરશે કે બીજું તો સૌ એની મેળે મળી રહેશે.”

જેમ્સ—મારી સાથે વિલિયમ અને હેનરી આવે તો કેવું સારૂં! અમે ત્રણે સાથે રહીએ ને સાથે ભણીએ.” વિલિયમ અને હેનરી ઇલિઝાના પાડોશી બોઇન્ટનના છોકરા હતા. વાચકને યાદ હશે કે તેઓએ મળીને કેટલાંક વર્ષો પર જોડણી તૈયાર કરવાની એક મંડળી સ્થાપી હતી.

ઇલિઝા—એ વિચાર ઠીક છે, એમને આવવાને હું માનું છું તેમ કંઇ વાંધો તો નથી.”

ચેસ્ટરની શાળા ઉઘડવાને ત્રણ અઠવાડિયાં બાકી હતાં. જેમ્સે એ વાત વિલિયમ અને હેનરીને કરી. એક અઠવાડિયા સુધી બોઇન્ટનના કુટુંબમાં એ સંબંધે તર્કવિતર્ક ચાલ્યા. બેટ્સની સલાહ પૂછવામાં આવી ને તેણે આ બે બાળકોને પણ સન્માર્ગે મોકલવાની સલાહ આપી. અન્તે નિશ્ચય થયો કે જેમ્સની સાથે વિલિયમ અને હેનરીએ પણ જવું.

બાળકોને ચેસ્ટર જવાની આમ તૈયારીઓ ચાલી રહી હતી, તેવામાં જેમ્સના ઘર પાસે એક વૈદ્ય આવીને ઉતર્યો. જેમ્સે એ વાત જાણી, એટલે લાગલો તેણે તેની સલાહ લેવા જવાનો સંકલ્પ કર્યો. વૈદ્યનું નામ હતું રોબિન્સન. મનની અસ્થિરતાને લીધે નહિ, પણ એક પ્રકારની જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે જેમ્સ તેની મુલાકાતે ચાલ્યો. એમની વચ્ચે થયેલી વાતનું વર્ણન રોબિન્સન આ પ્રમાણે આપે છે:

"જેમ્સનાં કપડાં ફાટેલાં હતાં, સુરવાળની બાંહ્યો બૂટ સુધી પણ પહોંચતી નહોતી. તેનો વેસ્ટકોટ પણ ટૂંકો હતો ને તેની બાંહ્યો કોણીથી થોડી જ લાંબી હતી. ટોપી ખવાઇ ગઇ હતી, ને પહેરવાને લાયક રહી નહોતી. એ ટોપી સલામને માટે ઉતારતાં તેના માથાના પીળા વાળ ખભા પર લચી પડયા. એકંદરે તેનો દેખાવ બહુ વિચિત્ર પ્રકારનો હતો, તથાપિ તેના સ્વતંત્ર વર્તને મારા મન પર બહુ સારી છાપ પાડી. તે સલામ કરીને ઉભો એટલે મેં પૂછયું, "ભાઇ, તમે કોણ છો?" જેમ્સે ઉત્તર આપ્યો, "મારૂં નામ જેમ્સ ગાર્ફિલ્ડ છે."

"એમ, હું તમારી માતાને ઓળખું છું, ને તમને પણ ન્હાના હતા તારે જોયેલા; પણ આજે તો તમે બહુ મ્હોટા થઇ ગયા છો, એટલે હું તમને એકદમ ઓળખી શકયો નહિ. સારૂં થયું તમે આવ્યા તે."

"જેમ્સ—આપને એકાન્તમાં મળવાની ઇચ્છા છે.

"અમે પાડોશીના ઘરમાં એકાન્ત શોધી. પછી તેણે નીચું માથું રાખી વાત શરૂ કરી, "મહાશય, આપ વૈદ્ય છો, અને માણસની નાડી પારખી શકો છો. મારી પરીક્ષા કરો ને હું અભ્યાસ કરી શકીશ કે નહિ તે સ્પષ્ટતાથી કહો. મારી વૃત્તિ અભ્યાસ કરવાની છે. પણ તેમાં જો હું નિષ્ફળ થાઉં એમ હોય તો અભ્યાસ શરૂ જ ન કરૂં. જે હોય તે કૃપા કરીને ખરેખરૂં કહી દો."

"મને આ કર્તવ્ય બહુ પવિત્ર લાગ્યું. જેમ્સ પોતાની

પરીક્ષાને માટે વાટ જોવા લાગ્યો. વૈદકના ઘણા પ્રસંગો મારી પાસે આવેલા, પણ આવો પ્રસંગ કદાપિ આવેલો નહિ. મને લાગ્યું કે મારે આ દર્દીની ઘણી સંભાળથી તપાસ કરવી જોઇએ. તેનું મસ્તક તપાસ્યું તો તે ઘણું ભવ્ય ને બુદ્ધિશાળી જણાયું. તેનાં ફેફસાં તપાસ્યાં, તો તે ઘણાં શાન્તિવાળાં ને સ્વચ્છ લોહી ઉત્પન્ન કરી શકે તેવાં હતાં. તેની નાડી તપાસી જોઇ, તો તેનો વેગ સબળ હતો ને મસ્તકને સારો ખોરાક આપવા કાજે જોઇએ એટલું લોહી મોકલી શકે એવી તે સબળ હતી. ૫। કલાક સુધી મેં પરીક્ષા કરી ને અંતે તેને કહ્યું, "ઉઠ, દોસ્ત, તારી ધારણા સફળ થશે. વેબ્સ્ટરના જેવું તારૂં મસ્તક સફળ છે, તારા અવયવો એવા પ્રમાણસર છે કે તે ગમે તે શીખી શકશે. હવે તારે જે કરવાનું રહે છે તે માત્ર પ્રયત્ન જ છે. ખૂબ શ્રમ કર, શ્રમથી હારતો ના. અંતે તારો વિજય છે.""

જવાની તૈયારીઓ ચાલી રહી. માતા બોલી, "તને સારાં કપડાં શીવડાવવાં જોઇએ, પણ હાલ તો આનાથી ચલાવવું પડશે." વૈદ્યની પાસે જે કપડાં પહેરીને ગયો હતો, તેજ કપડાં પહેરીને તેને નગરની પાઠશાળામાં જવાનું ઠર્યું.

કોટની બાંહ્યો કોણીએથી ફાટી ગઇ હતી ને તેમાંથી હાથ દેખાતા હતા. માતાએ તે પર સારાં થીંગડાં દઇ આપ્યાં, એટલે કામ ચાલ્યું.

જેમ્સ અભિમાની નહોતો, તેમ ફાંકડો થઇ ફરવાની

વૃત્તિ વાળો નહોતો, કે પરગામ જતાં એવાં કપડાંથી શરમાય. શરમાયે પાલવે કેમ?

ત્રણ બાળકોએ સાથે રહેવું ને ઘેરથી વાસણો લઇને ત્યાં જવું એમ ઠર્યું. નવાં વાસણો બજારમાંથી ખરીદવાની વિધવા માતા ઇલિઝાની શક્તિ નહોતી.

ઘરમાં હતા તે ને પાડોશમાંથી ઉછીના મળી શકયા તે બધા પૈસા ઇલિઝાએ એકઠા કર્યા, તો માંડ માંડ અગિયાર ડોલર થયા. જેમ્સ બોલ્યો, "આટલા તો ઘણા છે; બીજા તો હું કમાઇ લઇશ ને મારો ખર્ચ કાઢીશ."

---

## : ૧૫ :

## ગુગા શાળા

માર્ચની છઠ્ઠી તારીખે ગુગા શાળા ઉઘડવાની હતી. પાંચમી તારીખે જેમ્સ, વિલિયમ અને હેનરી ત્રણે ચેસ્ટર ચાલ્યા. તેમના રહેઠાણથી ચેસ્ટર દસ માઇલ દૂર હતું, ને માર્ગ બહુ ખરાબ હતો. થાળીઓ, વાડકા, છરી, કાંટા, તાવડી, ચહાદાની વગેરે રસોડાનો સામાન અને જોઇતાં કપડાંનો કોથળો ખાંધે લઇ વિદ્યાર્થીઓ ભણવા નીકળ્યાં. ડૉ. રૉબિન્સન પાસે જે કપડાં પહેરીને જેમ્સ ગયો હતો તેજ કપડાં પહેરીને તેણે ચેસ્ટરનો રસ્તો માપવા માંડયો.

તેના સહાધ્યાયીઓને પણ તેવાં જ કપડાં હતાં. કોઇ રાજભકત પોલિસ મળ્યો હોત, તો તેણે તેમને રસોડામાંથી ચોરી કર્યાને આરોપે વખતે પકડી લીધા હોત! તથાપિ તેઓ તો આનંદી જ હતા. કોઇ સરકારી નોકરી માટે ભટકતા 'મોટા માણસ'ને જે ચિન્તાઓ હોય છે, તેમાંની કોઇ ચિન્તા એમને નહોતી, તો પછી શા માટે તેઓ આનંદી ન હોય?

કોલેજનો મુખ્ય અધ્યાપક તે સમયે મિ. ડેનિયલ બ્રેન્ચ હતો. તે કેટલાક વિષયોમાં નિપુણ હતો. તથાપિ જરા વિલક્ષણ પ્રકૃતિનો હતો. જેમ્સ અને તેના સહચરો બારોબાર એ અધ્યાપકને ઘેર જ ગયા. અધ્યાપક બારણામાં જ ઉભા હતા, તેને જેમ્સે કહ્યું, "મહાશય, અમે ઓરેન્જ પ્રદેશમાંથી આપની શાળામાં ભણવા આવ્યા છીએ."

બ્રેન્ચ—તમારૂં નામ શું?

જેમ્સ—મારૂં નામ જેમ્સ એ. ગાર્ફિલ્ડ છે; અને આ મારા બે સહચરોનું નામ વિલિયમ અને હેનરી બોઇન્ટન છે.

બ્રેન્ચ—સારૂં થયું તમે ભણવા આવ્યા તે. મારી શાળામાં ઘણા ખરા તમારા જેવા ગરીબ વિદ્યાર્થીઓ જ છે. તમે રાંધી ખાવાનો ઇરાદો રાખતા લાગો છો, નહિ?"

જેમ્સ—હા જી, અમને એવી એકાદ ઓરડી આટલામાં મળી શકશે?"

બ્રેન્ચ કહે, "હા, મળશે; ન મળી શકે તો મારા ઘણા વિદ્યાર્થીઓને બિચારાઓને ઘેર જવું પડે." એમ બોલતો બોલતો તે બહાર ઓટલે આવ્યો ને આંગળીથી દૂર એક

સુંપડી બતાવી બોલ્યો, "પેલું ઘર તમે જુઓ છો ને? ત્યાં આગળ એક વૃદ્ધ સ્ત્રી રહે છે, તે તમને ઓરડીની વ્યવસ્થા કરી આપશે."

નવા વિદ્યાર્થીઓ અધ્યાપકને સભ્યતાથી નમન કરીને તે ડોશી પાસે ગયા. ડોશીએ તેમને એક ઓરડી ઉઘાડી આપી. તેમાં તેમણે પોતાનો સરસામાન મૂક્યો.

રગ્બી શાળા તે સમયે સારી સ્થિતિમાં આવતી જતી હતી. વિદ્યાર્થીઓની સંખ્યા સો સુધી પહોંચી હતી. તેમાં બાળકો અને બાળકીઓ સાથે ભણતાં હતાં. ચેસ્ટર કોઈ મોટું નગર નહોતું, તથાપિ આ શાળાને લીધે તે આકર્ષક બનતું જતું હતું.

શાળા ઉઘડી. જેમ્સે વ્યાકરણ, પ્રકૃતિશાસ્ત્ર, અંકગણિત અને અક્ષરગણિતનો અભ્યાસ કરવા માંડ્યો.

બાળકો અને બાળકીઓ મળી સો વિદ્યાર્થીની શાળા જેમ્સે કદી જોયેલી નહિ. વળી ઘણા ખરા છોકરાઓનો પોશાક પોતાના કરતાં ચઢીઆતો હતો, તેથી જેમ્સ પ્રથમ તો શરમાતો અને બાળાઓ પાસે તો ખાસ. પણ થોડાજ સમયમાં તેની એ શરમ ભાગી ગઈ ને નવું વહાણ સડસડાટ કરતું આગળ તરી આવે, તેમ જેમ્સ અભ્યાસમાં આગળ આવ્યો.

પણ થોડાજ સમયમાં તેના વ્યાકરણના અભ્યાસમાં એક વિઘ્ન આવી પડયું. પદચ્છેદ કરતી વખતે જેમ્સ બોલ્યો, "'પરન્તુ' ઉભયાન્વયી અવ્યય."

અધ્યાપક ડેનિયલે શીખવ્યું, "ના, 'પરન્તુ' ક્રિયાપદ છે, એ શબ્દનો અર્થ 'પર થા' 'દૂર થા' એવો થાય છે."

જેમ્સ બોલી ઉઠ્યો, "'પરન્તુ' એ ક્રિયાપદ?" એને ભાન ન રહ્યું કે તેના આ પ્રશ્નથી અધ્યાપકના મત વિષે તેની અશ્રદ્ધા દેખાઇ આવશે. જેમ્સ કર્કમેનનું વ્યાકરણ શીખ્યો હતો ને તેમાં તે નિપુણ થયો હતો. કર્કમેનના વ્યાકરણ પ્રમાણે 'પરન્તુ' એ ઉભયાન્વયી અવ્યય થાય. એને શંકા પડી કે અધ્યાપક આ તે મશ્કરી કરે છે કે ભૂલ કરે છે?

અધ્યાપકે ઠંડે પેટે ઉત્તર આપ્યો, "હા, 'પરન્તુ' એ ક્રિયાપદ છે. વ્યાકરણના ગ્રન્થોમાં ફાવે તેવું લખ્યું હોય તેથી શું થઇ ગયું? એ ક્રિયાપદ જ છે. જેમ્સ, તમે કોનું વ્યાકરણ શીખેલા?"

જેમ્સ—કર્કમેનનું.

"કર્કમેન!" અધ્યાપક ખડખડ હસી પડ્યો. "ખરેખર, એણે પણ બધા વૈયાકરણોની પેઠે આરંભથી તે અન્ત સુધી ખોટેખોટું ભરડી માર્યું છે. હું મારું પોતાનું જ વ્યાકરણ શીખવું છું, ને તે વ્યાકરણના નિયમને નહિ પણ સાધારણ અક્કલને અનુસરતું છે."

જેમ્સ સમજી ગયો કે એ વ્યાકરણ સાધારણ અક્કલનું નહિ પણ વગર અક્કલનું છે. છતાં તે કંઇ બોલ્યો નહિ. એને બિચારાને ખ્યાલ નહોતો કે સંસારના સમસ્ત વૈયાકરણીઓની સાથે પ્રચંડ વિગ્રહ ચલાવનાર વૈયાકરણી આ તેનો ગુરુ જ છે. જેમ્સ આટલું જ બોલ્યો, "કર્કમેન વિના

પણ બીજા સમસ્ત શિક્ષકોએ પણ મને એ જ શીખવ્યું છે."

અધ્યાપક—મને લાગે છે કે થોડા જ સમયમાં મારો મત તમે ગ્રહણ કરી શકશો, અને બીજા વૈયાકરણો ખોટા છે એ પણ સમજી શકશો.

કર્કમેનની વારે ચડતો હોય એમ જેમ્સ બોલ્યો, "'પરન્તુ' જો ક્રિયાપદ છે, તો 'અને' પણ ક્રિયાપદ હોવું જોઇએ"

અધ્યાપક—'અને' ક્રિયાપદ થઇ શકે છે. કારણકે એનો અર્થ 'ઉમેરો' એવો થાય છે; એક હકીકત બોલાઇ રહ્યા પછી બીજી ઉમેરવાની હોય છે ત્યારે જ આપણે 'અને' શબ્દ મૂકીએ છીએ. કેમ, સમજાય છે ને? સૂર્યપ્રકાશના જેટલું જ સ્પષ્ટ છે.

જેમ્સને તો અધ્યાપકના એ કથનમાં કંઇ સૂર્યપ્રકાશ જેવું સ્પષ્ટ દેખાયું નહિ; વ્યાકરણના વિષયમાં રોજ વિવાદ થવા લાગ્યા, વિદ્યાર્થીઓને ગમ્મત પડવા લાગી. પણ પોતાનો મત જેમ્સ શ્રદ્ધાથી ગ્રહણ કરતો નહિ એથી અધ્યાપક નારાજ રહેતા.

જેમ્સે એની પાસે વ્યાકરણનો અભ્યાસ કરવો છોડી દીધો. આથી અધ્યાપક વખતે ખુશ પણ થયો હશે!

રાંધવામાં વખત વધારે જતો હોવાથી બરાબર અભ્યાસ થઇ શકતો નહિ. તેથી ડાશીને કંઇ આપવાનું કરીને એને રાંધવા રાખી. પુસ્તકો ખરીદવામાં, ખાવાપીવામાં અને બીજા આવશ્યક ખર્ચોમાં ઘેરથી આણેલાં નાણાં ખર્ચાઇ ગયાં. તેથી

એક દિવસે સવારમાં જેમ્સ પાડોશમાંના એક સુતારને ઘેર ગયો અને પૂછયું, "મને કંઇ કામ આપશો ?"

સુતાર—તમે શું કામ કરી શકશો ?

જેમ્સ—અન્નભંડાર બાંધી શકું, પાટિયાંને રંદો દઇ શકુ. મેં ઓરેન્જવાળા ટ્રીટ મિસ્ત્રી પાસે કામ કર્યું છે.

સુતાર—હા, હું ટ્રીટ મિસ્ત્રીને ઓળખું છું. તમે રંદો દઇ શકતા હશો તો તો હું તમને રાખીશ. શાળાનું ખર્ચ તમારે જાતે ઉઠાવવું પડે છે, નહિ વારૂ ?

જેમ્સ—હા જી, અગિયાર ડૉલર લાવ્યો હતો, તે હવે થઈ રહેવા આવ્યા છે.

સુતાર—શાળા છૂટયા પછી તમે આવજો. બનશે તો તમારે માટે જોઇ લઇશ.

જેમ્સ—શું જોઇ લેશો ? દાન કરવાના હેતુથી જ મને કામ આપવાના હો, તો તો મારૂં કર્યું તમને કામ નહિ લાગે. તો પછી તેવું કામ કરીને તમને વ્યર્થ હાનિ કરવાની મારી ઇચ્છા પણ નથી. તમારા દાનના પૈસા મારે લેવા નથી. તમને મારૂં કામ પરવડે તો પૈસા આપજો.

જેમ્સની ચંચળતા અને સ્વતંત્રતા જોઇ સુતાર વૃદ્ધવર્ય મુગ્ધ થઇ ગયો. તેણે કહ્યું, "શાળામાંથી છૂટયા પછી આવજે, હું જોઇ લઇશ."

જેમ્સ—દરરોજ બે કે ત્રણ કલાક આવી શકીશ, અને શનિવારે તો આખો દિવસ આવીશ. શું કામ હું કરીશ એ તમે જુઓ ત્યાં સુધી મારે પૈસા જોઇતા નથી.

અંતે જેમ્સે બીજે દિવસેથી એ સુતારને ત્યાં જવાનું નક્કી કર્યું. સવારમાં શાળામાં જતા પહેલાં ને સાંજે શાળામાંથી છૂટયા પછી વૂડવર્થને ત્યાં તે કામે જવા લાગ્યો. શનિવારે આખો દિવસ જતો. શાળાના વિદ્યાર્થીઓ અવકાશના સમયે ખેલવા જતા, પણ એ મઝા જેમ્સે છોડી દીધી. રમતમાં એ બહુ રસ લેનાર વિદ્યાર્થી હતો, પણ અત્યારે રમતમાં રસ લેવા કરતાં ખર્ચ કહાડવા માટે મહેનત કરવાની તેને વધારે જરૂર હતી. આખું સત્ર આ પ્રમાણે તેણે મહેનત કરી. પરિણામ એ આવ્યું કે એ સત્રમાં થયેલું બધું ખર્ચ જેમ્સ કહાડી શકયો ને વળી માને દેખાડવા ત્રણેક ડૉલર બચાવી પણ શકયો.

શાળામાં એક પુસ્તકાલય હતું. તેમાં દોઢસો જ પુસ્તકો હતાં, તથાપિ તે પુસ્તકો બહુ ઉપયોગી હતાં. જેમ્સે આવાં ઉપયોગી અને આટલાં બધાં પુસ્તકો કદાપિ એક સ્થળે ગોઠવેલાં જોયેલાં નહિ, એથી તેને તો આ એક મોટો ચમત્કાર લાગ્યો. ઘણું વાંચવાને તો એને અવકાશ નહોતો, પણ તેના અભ્યાસને સહાયતા આપી શકે એવાં પુસ્તકોમાંથી એ ઘણું વાંચી શકયો. રાત્રે મોડે સુધી તે વાંચતો. વાચન તો એને વિલાસ થઇ પડયો.

શાળામાં નિયમ પ્રમાણે પ્રત્યેક માસે પ્રત્યેક વિદ્યાર્થીએ બે નિબંધ લખવા પડતા હતા. કોઇ કોઇ વાર અધ્યાપક વિષય સૂચવતા અને કોઇ કોઇ વારે વિદ્યાર્થી પોતે પસંદ કરી લેતો. વિદ્યાર્થીઓને શાળાના સર્વ વિદ્યાર્થીઓ સમ્મુખ એ નિબંધ વાંચી જવા પડતા. તે મુજબ જેમ્સનો

વારો આવ્યો. લખેલો નિબંધ લઇ તે શાળાની વેદી પર ચઢયો. એક વાર એકઠા થયેલા વિદ્યાર્થીઓ તરફ તેણે જોયું ને પછી નિબંધ વાંચવા માંડયો. આ પહેલાં કદી આવો પ્રસંગ તેને ભાગ આવેલો નહિ તેથી તેના પગ થરથર કંપવા લાગ્યા. અને એ કંપ તે કેવો? બાર ચૌદ વર્ષ પછી તોપના ગોળાઓ તેના પગ આગળ આવી આવીને પડતા ત્યારે પણ આટલો કંપ એને નહિ થયેલો.

નિબંધ વાંચી રહ્યા પછી તે ઘેર ગયો. ત્યાં મિત્રોમાં નિબંધ સંબંધી વાત નીકળી. જેમ્સે કહ્યું, "મારૂં અહો-ભાગ્ય કે મારા પગ આગળ પડદો હતો."

"કેમ?"

"પડદો ન હોત, તો મારા પગ કેવા કંપતા હતા, તે બધા જોઇ જાત!"

"પણ આવાં ફાટેલાં કપડાંની નીચે આવો નિબંધ સંતાઇ રહ્યો હશે, એવું તો અમે સ્વપ્ને પણ ધારેલું નહિ."

"મારા નિબંધને તમે સારો કહો છો. એ તમારો ઉપકાર; પણ એને માટે માત્ર બુદ્ધિ અને શ્રમની જ જરૂર છે; કપડાંની પેઠે પૈસાની જરૂર નથી.

પુસ્તકાલયમાંથી જેમ્સ 'હેનરી સિ. રાઇટનું જીવનચરિત્ર' વાંચવા લાગ્યો હતો. શિક્ષણકાળમાં રાઇટે બ્રહ્મચારી જીવન ગ્રહણ કરેલું, તે ભાગ તેના વાંચવામાં આવ્યો; તે વીર પુરુષના વીર્યથી જેમ્સ સ્તબ્ધ થઇ ગયો. તેણે પોતાના સહચરો વિલિયમ અને હેનરીને કહ્યું, "હજી પણ આપણે

આના કરતાં સસ્તામાં રહી શકીએ; આવતા સત્રમાં આપણે રાઇટની પેઠે સસ્તી ભોજનસામગ્રીનો ઉપયોગ કરીશું.”

હેનરી—કઇ?

જેમ્સ—દૂધ.

હેનરી—દૂધ વિના બીજું કંઇ જ નહિ?

જેમ્સ—રોટલી ને દૂધ.

હેનરી—ક્યાં સુધી?

જેમ્સ—આખું સત્ર.

હેનરી—હાલના ભોજન કરતાં એ સસ્તુ પડે?

જેમ્સ—હા, અને વધારે ગુણકારક.

હેનરી—શાથી જાણ્યું?

જેમ્સ—કારણકે રાઇટને એ અનુભવ થયેલો. તેનું શરીર સારૂં ને દૃઢ રહેતું ને તેનું મસ્તક શુદ્ધ વિચાર કરી શકતું.

દૂરથી વિલિયમ આ વાતો સાંભળતો હતો તે બોલ્યો, “પણ, મને લાગે છે કે આપણને એ અનુકૂળ નહિ આવે.”

જેમ્સ—એ તો અનુભવ વિના કેમ કહી શકાય? બીજા સત્રમાં આપણે એ અજમાવી જોઇએ. જીવનનિર્વાહમાં આપણે બહુ વિલાસી થવું ન ઘટે; આપણે ખર્ચ કમી કરવો જોઇએ. મિત્રો પાસેથી ઉછીના લીધેલા પૈસા મારે આપવા જોઇએ, તે હું મારી મેળે જ કમાઇને આપીશ.

હેનરી—એ તારાથી થઇ શકવાનું નથી.

જેમ્સ—તો હું અભ્યાસ છોડી દઇશ. પણ મને ખાત્રી છે કે એ મારાથી તો બની જ શકશે. મારી મા મને સહાય મોકલી શકે એમ નથી; કારણકે તે જે કમાય છે, તેટલું તો ખર્ચ થાય છે.

હેનરી—તારા વિચારો તો ઉત્તમ છે, પણ મને લાગે છે કે તારી ગણતરીમાં ભૂલ છે.

જેમ્સ—સસ્તો ખોરાક ખાતાં મારી કમાણીમાંથી જે બચે તે બીજા ખર્ચમાં અને દેવામાં આપી શકાય.

જેમ્સના સસ્તા ખોરાકની દલીલની ઠેકડી ઉડાવતો હેનરી બોલ્યો, "અને જો તું કંઇ જ ન ખાવાનો નિશ્ચય કરે, તો એથી પણ ઓછું ખર્ચ થાય!"

જેમ્સ—હસવું હોય તો ભલે હસ, પણ એટલું તો નિશ્ચય જાણજે કે શરીરસ્વાસ્થ્યને માટે માંસની બીલકુલ અવશ્યકતા નથી. માંસમાં જે પોષક તત્ત્વો છે, તેના કરતાં રોટલી ને દૂધમાં વધારે છે.

વિલિયમ બોલ્યો, "ગમે તેમ હોય પણ આપણે તો માંસ ખાવાના જ. દૂધ બાળકોને માટે છે, ને આપણે તો હવે બાળક મટી પુરુષ થયા છીએ."

જેમ્સ—વિદ્યાર્થીઓને માટે દૂધ જ યોગ્ય છે, માંસાહારી કરતાં દૂધાહારી વિદ્યાર્થીઓ વધારે બુદ્ધિમાન હોય છે.

હેનરી—પણ, તારો પેલો ઉત્તમ નિબંધ તો માંસાહારમાંથી જ જન્મ્યો હતો.

સહચરો આમ જેમ્સની મશ્કરી ઉડાવતા હતા; પણ

તેણે તો નિશ્ચય કર્યો કે આવતા સત્રમાં માંસ તજી જ દેવું ને દૂધ રોટલી જ ખાવી.

વાગ્વર્ધિની સભામાં જેમ્સને બહુ રસ પડતો. શાળામાં વિદ્યાર્થીઓ એકઠા થતા, ને અનેક વિષયો પર ચર્ચા ચલાવતા. પ્રથમ તો તે કંઇક શરમાતો, પણ પછી તો તે પોતાનો અભિપ્રાય બેધડક જણાવતો થયો હતો. પોતાનામાં એટલી શક્તિ છે એનો એ પૂર્વે એને પોતાને પણ ખ્યાલ ન હતો. ભાષા પર તેણે સારો કાબુ મેળવ્યો હતો. દરેક વિષયનો તે અભ્યાસ કરતો અને તે વિષયની અતિ પાણ્ડિત્યથી તે આલોચના કરતો. આગળથી અભ્યાસ કર્યા વિના તે કદી ચર્ચામાં ઉતરતો નહિ. તેના અભિપ્રાયો અને બોલવાની છટા સાંભળી બધા મુગ્ધ થઇ જતા. શિક્ષકો અને શિષ્યો તેને ધન્યવાદ આપતા. લોકો અનુમાન કરવા લાગ્યા કે ભવિષ્યમાં જેમ્સ કોઇ મહા પ્રભાવશાળી વક્તા નીવડશે. એ બોલવા ઉઠતો ત્યારે ટૂંકી બાંહ્યોથી દેખાતા હાથ પર કોઇની દૃષ્ટિ રહેતી નહિ, માત્ર તેના હોઠ અને મોહક મુખ તરફ જ સર્વે જણ એકીટશે જોઇ રહેતાં, ને તેનાં અનેક સુધાવચનો સાંભળી પોતાને કૃત્યકૃત્ય માનતાં.

વકતૃત્વ કળાની સિદ્ધિ અનેક જણને આવી વાગ્વર્ધિની સભામાંથી જ પ્રાપ્ત થાય છે. હેનરી વિલ્સનને આ કળા ગ્રામ્યશાળાની વાગ્વર્ધિની સભામાંથી જ પ્રાપ્ત થયેલી; પાછળથી તે કોંગ્રેસમાં પ્રતાપી ચર્ચા કરી શકતો. મહાન્ જગદ્વત્સલ બકસ્ટનને બાલ્યાવસ્થામાં ખ્યાલ પણ નહોતો કે હું આવો ભવ્ય વકતા થઇ શકીશ. પછી તે શાળાની ચર્ચામાં ભાગ

લેતો થયો ને તેની સુપ્ત શક્તિ જાગ્રત થઇ. ઇંગ્લેન્ડના સમર્થ રાજ્ય પુરુષ કેનિંગે જણાવેલું કે "પાર્લામેન્ટમાં બોલવાની મારી શક્તિ અમારી શાળાની પાર્લામેન્ટમાંજ પ્રાપ્ત થયેલી. શાળામાં વિદ્યાર્થીઓ પોતાની પાર્લામેન્ટ બનાવી લેતા, તેને માટે નિયમો બાંધતા, કમિટીઓ સ્થાપતા, ઉદાર અને સંકુચિત એવા બે વર્ગો પાડતા ને તે બે વર્ગો જાણે ગંભીર વિચારો કરતા હોય એમ વિષયો ચર્ચતા." આથી એમ કહી શકાય કે લોર્ડ કેનિંગ પાર્લામેન્ટનો અનુભવ લઇને પાર્લામેન્ટમાં ગયેલો. એ રીતે જેમ્સ ગાર્ફિલ્ડ પણ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની કોંગ્રેસમાં જવાની અને તેના પ્રમુખ થવાની તૈયારીઓ આજથીજ શાળાની આ વાગ્વર્ધિની સભામાં કરવા લાગ્યો.

---

## : ૧૯ :

## ઉનાળાની રજાઓ પછી

ઉનાળાની બે માસની લાંબી રજા પછી, એટલે જેમ્સને મજુરી કરી કમાઇ લેવાની ઠીક તક મળી. ટોમસ આ વખતે ઘેર આવ્યો હતો અને એણે ફરી પરદેશ જતા પહેલાં માતાને એક અન્નભંડાર બાંધી આપવાનું ઠરાવ્યું હતું. જેમ્સ આ કામમાં નિપુણ હતો, તેથી ટોમસે તેને પૂછ્યું, "કેમ જીમ, તું અન્નભંડાર બાંધી શકીશ ને?"

"હા, હું ધારૂં છું કે બાંધી શકીશ. બીજગણિત અને

તત્ત્વજ્ઞાને જો મારું એ જ્ઞાન છીનવી લીધું નહિ હોય તો જરૂર હું તે બાંધી શકીશ."

"તું પ્રયત્ન તો કરી જો; બીજગણિત અને તત્ત્વજ્ઞાન તો ઊલટાં આમાં તને મદદરૂપ નીવડશે."

"એ જ્ઞાનને આ બાંધકામના જ્ઞાન સાથે બહુ સંબંધ નથી."

ટોમસે જુદી જુદી વખતે અન્નભંડાર માટે જોઇતું લાકડું કાપી રાખ્યું હતું. બન્ને ભાઇઓએ મળી, બહારના કોઇની પણ મદદ વગર અન્નભંડાર બાંધી દીધો. હવે આ ગાર્ફિલ્ડ કુટુમ્બને ઝુંપડીમાં રહેવા વારો જતો રહ્યો. જેમ્સના પિતાના મરણ પછી યુગે અજબ પલટો ખાધો હતો. ગાર્ફિલ્ડ કુટુમ્બની સ્થિતિમાં ફેરફાર થયો હતો, તેમ ગામની વસ્તીમાં પણ સારો વધારો થઇ પહેલાંના જેવી નિર્જનતા અને એકલવાયાપણું હવે રહ્યાં નહોતાં.

અન્નભંડાર બંધાઇ રહ્યો એટલે જેમ્સે દ્રવ્યપ્રાપ્તિને માટે કંઇક કામ શોધવા માંડયું. ચેસ્ટર જતા પહેલાં કંઇક પૈસાનો સંગ્રહ કરવાની જરૂર હતી. વૈદ્યને પૈસા આપવાના હજી બાકી હતા, તે આપી દેવાના હતા. કપડાં છેક ફાટી ગયાં હતાં, તે શીવડાવવાનાં હતાં અને શાળામાં જતી વખતે ખર્ચ માટે થોડાક પૈસા સાથે લઇ જવાની જોગવાઇ કરવાની હતી.

એવામાં જેમ્સને સમાચાર મળ્યા કે અમુક ખેડુતને

ખેતરમાંથી પરાળ ઉપાડવાનું છે. એટલે જેમ્સ તેની પાસે ગયો અને પોતાની ઇચ્છા દર્શાવી.

ખેડુત—હા, તમારી જરૂર પડશે. બે અઠવાડિયાં વહેલા આવ્યા હોત તો વધારે સારૂ થાત. ઉનાળાની આખર સુધી મને લાગે છે કે કામ પૂરૂં થવાનું નથી.

જેમ્સ—તમે કંઇ મોડું શરૂ કર્યું છે. પણ હશે, ન કરવા કરતાં મોડું કરવું પણ કંઇક ઠીક છે.

ખેડુત—પણ કદાપિ મોડું જ ન કરવું એ તેના કરતાં સારૂં છે.

જેમ્સ—બેશક, શાળામાં અમારે વખતસર જવું પડે છે.

ખેડુત—શાળામાં જ શું, દરેક કામે વખતસર જવું જોઇએ. કામમાં જ્યારે મોડા થઇ પાછળ પડીએ છીએ, ત્યારે આપણને ઉતાવળ કરવી પડે છે, દોડવું પડે છે. ચિન્તાગ્રસ્ત મનથી બરાબર કાર્ય થઇ શકતું નથી ને સદા પાછળ જ રહીએ છીએ અને એ સ્થિતિ ગમતી નથી.

જેમ્સ—મને પણ ગમતી નથી. વળી ખેતરમાં પાછળ પડવું તેના કરતાં શાળામાં પાછળ પડવું એ તો વધારે ખરાબ છે. એવો વિદ્યાર્થી તો બિચારો દયાને પાત્ર છે.

જેમ્સની સહાયતાથી પાછળ પડેલો ખેડુત પોતાનું કામ એક અઠવાડિયામાં કરી રહ્યો. જેમ્સ નવરો થયો ને બીજું કામ શોધવા લાગ્યો. રજા પૂરી થતા સુધીમાં એણે કામ કરી પૈસા મેળવ્યા, વૈદ્યના પૈસા પતવી દીધા, નવાં લૂગડાં સિવડાવ્યાં ને વધેલા પૈસા માતાને વાપરવા આપ્યા.

દિવસે કઠોર પરિશ્રમ કર્યા છતાં જેમ્સ રાત્રે નવરો બેસી રહેતો નહિ. સન્ધ્યા સમયે અક્ષરગણિતનો અભ્યાસ કરતો ને રાત્રે શાળાના પુસ્તકાલયમાંથી આણેલાં પુસ્તકો વાંચતો. પુસ્તકવાચનમાં એને એટલો રસ પડયો કે સમુદ્ર કે સરોવરમાં પ્રવાસ કરવાની વાત તો તે સાવ વિસરીજ ગયો! તેની માતાના મનમાં એ વાત છાનીમાની રમ્યા કરતી, પણ પુત્ર એ વાત કહાડતો નથી, એ જાણી તેને અતિ સન્તોષ થયો. તે પણ કદી એ વાત કહાડતી નહિ.

રજા પૂરી થઇ ગઇ; શાળામાં જવાનો દિવસ આવ્યો. માતા બોલી, "બેટા જેમ્સ, સાથે થોડા પૈસા લેતો જા."

જેમ્સ નવ પેન્સ દેખાડી બોલ્યો, "મને વધારે પૈસાની જરૂર નથી. મારી પાસે આ નવ પેન્સ છે, અને તે ત્યાં જતા સુધી ચાલશે. મને વૂડવર્થ કામ આપશે, તે કરી મારૂં ત્યાંનું ખર્ચ નિભાવીશ."

ઇલિઝા—ખરૂં, પણ થોડાક ડોલર પાસે હશે તો સત્રના આરંભમાં દુઃખ નહિ પડે.

જેમ્સ—થોડાકથી આરંભ કરી શૂન્યે અન્ત આણવો તેના કરતાં શૂન્યથી આરંભ કરી થોડેક અંત આણવો એ મને વધારે ગમે છે.

ઇલિઝા—આજે કંઇ ન લઇ જવું ને સત્રને અંતે વધારે પૈસા લેતા આવવું એ તારી ઇચ્છા છે, ખરૂં ને?

જેમ્સ—હા, મારી એવીજ ઇચ્છા છે, કારણકે શિયાળામાં જો હું શાળા સ્થાપું તો પૈસાની જરૂર પડશે.

ઇલિઝા—ત્યારે, આવતા શિયાળા સુધીમાં તું શાળા કહાડવા જેટલી લાયકાત મેળવી લેવાનો, નહિ?

જેમ્સ—કદાચ નિરાશ થાઉં તો વાત જુદી; પણ મુરાદ તો મારી એવી છે ખરી.

ઇલિઝા—નિરાશા સેવવાનું કંઇજ કારણ નથી; તું સારી રીતે શાળા ચલાવી શકશે. અને તે શાળાથી તને એટલા પૈસા મળશે કે પછી તું આખા વર્ષનું શાળાનું ખર્ચ કહાડી શકશે. અને એવું તો મને બહુ સારૂં લાગે, કારણકે શાળાના સમયમાં સવારસાંજ પરિશ્રમ કરવો તેના કરતાં રજાઓમાં પરિશ્રમ કરવો વધારે સારો છે, પછી તું શાળામાં નિરાંતે ભણી શકશે.

જેમ્સ—ના, હું જે કરી શકું છું તેથી પણ મને તો સંતોષ છે. હું શરીરે તન્દુરસ્ત છું ને સારી રીતે કામ કરી શકું છું.

નવ પેન્સ લઇ જેમ્સ ગુગા શાળામાં નવું સત્ર ભરવા ચાલ્યો. માર્ગમાં તેણે હેનરીને કહ્યું, "મારી પાસે આ નવ પેન્સ બિચારા એકલા પડી રહ્યા છે, તેને હું થોડા જ સમયમાં જોડ કરી આપીશ." આ પ્રસંગથી મર્હૂમ હોરેસ મૅન સાંભરી આવે છે. તેણે પણ દરિદ્રાવસ્થામાં જન્મ લીધો હતો; તેને અભ્યાસ કરવાની બહુ અભિલાષા હતી, પણ તે અભિલાષા સફળ થાય એવી કંઇજ આશા નહોતી. પણ વિધાતાએ એને કૉલેજમાં મોકલ્યો. તેના ખર્ચ માટે પૈસા મળી આવતા, પણ હોરેસને ખબર પણ નહોતી કે એ

પૈસા ક્યાંથી આવે છે. થોડા દિવસ પછી હોરેસે પોતાની ભગિનીને એક પત્ર લખ્યો, "થોડા જ દિવસ પર મારા છેલ્લા નવ પેન્સની જોડ તૂટી છે અને હવે મારી પાસે રહેલા નવ પેન્સને ફરી જોડ મળશે કે કેમ તે મને શંકા છે.

ચેસ્ટરમાં ગયા પછી જેમ્સ રવિવારે ધર્મમન્દિરમાં ભગવાનની ઉપાસના કરવા ગયો. ત્યાં ઉપાસકો આગળ ધર્મભિક્ષાની પેટી ફેરવવામાં આવતી. પોતાના ગજવામાં નવ પેન્સ એકલા પડી રહ્યા હતા, તેના પર દયા આવવાથી તેને જોડ કરી આપવાના હેતુથી કે માત્ર ધર્મવૃત્તિથી પ્રેરાઇ જેમ્સે પોતાના ગજવાના એ નવે પેન્સ ધર્મભિક્ષાની પેટીમાં નાખી દીધા. બાઇબલમાં કથા છે કે ડોશીએ પોતાની પાસેના બેય રૂપિયા પરમાત્માની તીજોરીમાં મૂકી દીધા, તેના જેવી આ વાત થઇ.

જેમ્સ આ સત્રમાં પણ હેનરી અને વિલિયમની સાથે જ રહ્યો. આ સત્રમાં રાઇટ્ની પેઠે તેઓ અલ્પાહાર કિંવા નિરામિષ ભોજન લેવા લાગ્યા. પરિણામે તેમનું ખર્ચ બહુ તો નહિ પણ કંઇક કમી થયું ખરૂં. એક માસ આ પ્રમાણે કર્યા પછી જેમ્સે હેનરીને કહ્યું, "આ માસમાં આપણને અઠવાડિયે એકત્રીસ સેન્ટનો ખર્ચ આવ્યો."

હેનરીએ વિનોદી ભાવે ઉત્તર આપ્યો, "જેટલું આપણું ખર્ચ કમી થયું છે, તેટલું જ મારૂં બળ પણ કમી થયું છે!"

વિલિયમે ઉપહાસ કરી કહ્યું, "સહેજ થોડો ખર્ચ આવ્યો એટલે જેમ્સ સમજે છે કે આપણો જીવનનિર્વાહ સસ્તો

થાય છે! ભલા આદમી! સસ્તો તો આપણો પ્રથમનો જ ખોરાક હતો.”

પણ જેમ્સે હાસ્ય કરી ઉત્તર આપ્યો, “અરે, હું તો જાણે પહેલાંના જેવોજ ખોરાક લેતો હોઉં એમ લાગે છે. આવો, તમને બન્નેને સાથે રમાડી દઉં!”

હેનરી—બેશક જેમ્સ, તને લાકડાના વહેરની ભાખરી કરી આપી હોય તોય તું તો ચપાટી જાય ને જાડો થાય, માત્ર ખૂબ જથ્થામાં મળવી જોઇએ! પણ મને તો આ એક જ પ્રકારનો ખોરાક ફાવતો આવતો નથી.

જેમ્સ—વિવિધતાથી જીવન પ્રફુલ્લ બને છે એમ ફિલસુફો કહે છે અને ત્યારે તો તું પણ એક ફિલસુફ જણાય છે! હું તો એક વસ્તુ પર સદા ચલાવી શકું, માત્ર તે વસ્તુ સારી હોવી જોઇએ.

હેનરી—હું પણ ચલાવી શકું, પણ એક જ વસ્તુ જ્યાં સુધી બીજાની સાથે ભળી શકતી નથી, ત્યાં સુધી મને સારી લાગતી નથી. આપણે ખર્ચમાં કંઇક વધારો કરવો જોઇએ. હું ધારૂં છું કે દર અઠવાડિયે પચાસ સેન્ટ સુધી ખર્ચ કરીએ તો કોઇને હાનિ ન થાય.

વિલિયમ—મારી પણ એ જ ઇચ્છા છે, એટલાથી મને સંતોષ થશે.

જેમ્સ—તમારી ઇચ્છા વિરુદ્ધ મારે કંઇ કરવું નથી. તમારી મરજી છે તો ચાલો ઓગણીસ સેન્ટનો વધારે વિભાગ

ભોગવીશું. બાકી મારે મન તો ઘઉંની રોટલી ને વહેરની રોટલી સરખી જ છે. એક ફિલસુફ બોલતો હોય તેવો દમ્ભ કરી હેનરી બોલ્યો, "દેખ જેમ્સ, તું મોઢે ગમે તેમનું છાને છાંટે પણ મારું તો માનવું છે કે અમને સ્વાદિષ્ટ ભોજનની જેવી ઇચ્છા છે તેવી જ તને પણ છે, માત્ર એ ઇચ્છા તું શબ્દોમાં સ્વીકારતો નથી એટલું જ.

જેમ્સને સ્વાદિષ્ટ ભોજનની ઇચ્છા ન થાય એવું કંઇ નહોતું, પણ પ્રસંગને અનુસરી ગમે તેવી સ્થિતિમાં રહી શકે એવી તેની સહનશક્તિ હતી. તેનું શરીર એવું શક્ત હતું કે ગમે તેવા આહાર ઉપર પણ તે વિના હાનિએ જીવી શકે.

આખરે ખર્ચનું ધોરણ વધારીને પચાસ સેન્ટ સુધી લઇ જવામાં આવ્યું. ભોજનની મુખ્ય સામગ્રીમાં તો દૂધ હતું, પણ વિવિધતાની ખાતર બીજી વસ્તુઓ ઉમેરવામાં આવી. સત્રના બાકીના માસોમાં એ પ્રમાણે ખર્ચ કર્યું.

અધ્યાપક બ્રિન્ચ પણ જેમ્સની દરિદ્રતા વિષે સારી રીતે જાણતો હતો, અને તે ચંચળ હતો તેથી તેના પર તે વિશેષ ધ્યાન આપતો હતો. તેને લાગ્યું કે એના જેવા પ્રતિભાશાળી વિદ્યાર્થીએ આગળ અભ્યાસ કરવો જ જોઇએ અને તેથી પૈસા મેળવવા તેણે શિયાળામાં શાળા ભણાવવી જોઇએ. એક દિવસ અધ્યાપકે જેમ્સને કહ્યું, "જેમ્સ, તમે શિયાળામાં શાળા કહાડો તો શું?"

જેમ્સ આનંદિત થઇ બોલ્યો, "મારી ઇચ્છા પણ શાળા

કહાડવાની જ છે, સાહેબ. મારી મા રોજ કહ્યા કરે છે કે 'જો તારે આગળ ભણવું હોય તો તારે યોગ્ય શિક્ષક થવું જોઇએ ને શાળા કહાડવી જોઇએ.' "

અધ્યાપક—બહુ સારી યોજના છે. હું તમારી માતાના મતને અનુમોદન આપું છું અને વળી તમારો તમારી માતા પ્રત્યેનો આટલો ભક્તિભાવ જોઇ મને પરમ આનંદ થાય છે, કારણકે એવા છોકરાઓ ઘણું કરીને સત્ય માર્ગે રહી શકે છે.

અધ્યાપકના આ એકેએક શબ્દમાં જેમ્સ પરનો પરમ સ્નેહ પ્રકટ થતો હતો. અધ્યાપક ફરી બોલ્યો, "શાળા કહાડવાથી બીજા પણ લાભ છે. એથી તમારી જાતને સહાયતા મળશે એટલું જ નહિ, પણ બીજાઓને સહાયતા મળશે; અને તે અતિ ઉચ્ચ ભાવના છે. આપણે આ સંસારમાં સ્વાર્થને માટે જ જીવવું નહિ જોઇએ. કેવળ સ્વાર્થાન્ધ થઇ જીવન ધારણ કરવું એ એક જાતની ઘોર નીચતા છે."

જેમ્સ—ગુરુજી, હું શાળા ચલાવી શકું?

અધ્યાપક—શા માટે નહિ? પ્રથમના કરતાં શિક્ષકો હાલ વધી પડયા છે એ ખરૂં; તથાપિ શાળાઓ પણ એટલી જ વધી પડી છે. અને વળી, બધા જ શિક્ષકો વિજયી નીવડી શકતા નથી, પણ તમે તો સારી રીતે શાળા ચલાવી શકો તેમ છો.

છેલ્લા વાક્ય પરથી કેવા પ્રકારનો શિક્ષક વિજયી નીવડી શકે એ જાણવાની જેમ્સને ઇચ્છા થઇ આવી, તેથી તેણે પૂછ્યું, "હું શિક્ષક થવાને યોગ્ય છું?"

અધ્યાપક—બેશક, એક તો તમે ચંચળ છો. વળી તમે તમારા વિચારો સ્પષ્ટતાથી પ્રદર્શિત કરી શકો છો. શિક્ષકને માટે આ ગુણ અગત્યનો છે. વસ્તુઓનાં પૃથક્કરણ કરી શકે એવી તમારી વિવેકબુદ્ધિ પૂર્ણ અને તીવ્ર છે. તે પણ વિજયી શિક્ષકનો એક આવશ્યક ગુણ છે. તમે વિદ્યાર્થીઓને વિના પરિશ્રમે સ્નેહથી વશ કરી શકશો. જે શિષ્ય પોતાના સહચરોમાં અને સહાધ્યાયીઓમાં પ્રિય થઇ પડે છે, તે શિષ્ય શિક્ષક થાય છે, ત્યારે શિષ્યોમાં પણ પ્રિય થઇ પડે છે ને અંતે વિજયી થાય છે.

અધ્યાપકના આ શબ્દોથી જેમ્સને ઉત્તેજન મળ્યું ને શાળા કહાડવાના તેના મનસૂબાએ દૃઢ નિશ્ચયનું રૂપ લીધું.

આ સત્રમાં એક બનાવ બન્યો. આજની પેઠે તે દિવસે પણ શાળામાં તોફાની વિદ્યાર્થીઓ હતા, સદા હતા ને હશે. માનવસ્વભાવ સર્વ કાળે ને સર્વ સ્થળે મોટે ભાગે સરખો જ હોય છે. તોફાની વિદ્યાર્થીઓને અંકુશમાં રાખવાની તે કાળે પણ અધ્યાપકને જરૂર પડતી; અને ચેસ્ટરનો અધ્યાપક યોગ્ય અંકુશ રાખી પણ શકતો; તોફાની છોકરાઓ સજામાંથી છટકી શકતા નહિ. સર્વ વિદ્યાર્થીઓ અધ્યાપકનો અંકુશ જોઇ શકતા, તથાપિ પ્રસંગ મળ્યે તોફાની વિદ્યાર્થીઓને તોફાન કરવાનું, સજા ખમવાનું ને એમ કરી પોતાનામાં વધી ગયેલી ચરબી કઢાવી નંખાવાનું મન થઇ જતું.

એક વિદ્યાર્થીએ નગરમાં રસ્તે ચાલતાં એક ગૃહસ્થને બેચાર અપશબ્દો ચોપડી દીધા. તે ગૃહસ્થે અધ્યાપકને આ

વાત કહી. શાળાના તેમજ અધ્યાપકના પોતાના માનને ખાતર તે છોકરાને યોગ્ય સજા કરવાની આવશ્યકતા હતી.

સર્વત્ર જોઇએ છીએ કે શિષ્ય શિક્ષકના ઝઘડામાં શિષ્યો શિષ્યની વહારે ચડે છે; અને આ બાળનાગરિકો શાળા-રાજ્યમાં પોતાના એક નિર્જીવ હક્કને માટે અંત સુધી શિક્ષક-રાજ સ્હામે ઝુંબેશ ચલાવે છે.

વિદ્યાર્થીઓની ગુપ્ત સભા ભરાઈ. એક વિદ્યાર્થી બોલ્યો, "બેલને કહાડી મૂકશે, તો તેની સાથે જ આપણે પણ શાળામાંથી ચાલ્યા જવાના."

એક ચંચળ ન્હાનો બાળક બોલ્યો, "અને આપણે પણ."

ત્રીજો એક મઝા કરતો બોલ્યો, "મને તમારી સાથે લઇ જશો કે? એક કરતાં બે ભલા."

ચોથો બોલ્યો, "મને લઇ જશો તો તમારો પક્ષ સબળ થશે. કેટલાક મૂર્ખા કહે છે કે શાળાના વિદ્યાર્થીઓ ગુલામ છે, એમને કંઇ હક્ક જ નથી. આપણે સિદ્ધ કરી આપીશું કે આપણને પણ નાગરિકો જેટલા જ હક્ક છે."

"એમ કરતાં કરતાં હું પણ જઇશ"ની દોરી લંબાઇ ને વિસેક વિદ્યાર્થીઓ સુધી ફરી વળી. એકાદ બે કન્યાઓ પણ તેમાં ભળી. તે સર્વેએ નક્કી કર્યું કે જો બેલને કહાડી મૂકે તો આપણે સર્વેએ શાળા છોડી ચાલ્યા જવું. અંતે તેઓ જેમ્સ પાસે ગયા અને તેને એ વાત કહી. પણ આ તોફાની જલપ્રવાહ જેમ્સ રૂપી ખડકને અથડાઇ પાછો

વધ્યો. જેમ્સે ત્વરિત ઉત્તર આપો, "બીજા વિદ્યાર્થીને કહાડી મૂકે એટલા માટે મારે શા માટે જવું?"

વિદ્યાર્થીઓ ઉત્તર આપી શકયા નહિ. અંતે એક જણ બોલ્યો, "અધ્યાપક પ્રત્યેનો આપણો અભાવ ને તિરસ્કાર પ્રદર્શિત કરવા.

જેમ્સ—શી બાબતનો તિરસ્કાર?

"બેલને કહાડી મૂકવા બાબતનો."

"પણ હજી તો એને કહાડી મૂકયો નથીને?"

"પણ તેના તરફ એવું વર્તન થાય તે ઠીક નહિ."

જેમ્સ—કેવું?

"રસ્તે જનાર કોઇ ગૃહસ્થને કંઇ શબ્દ કહ્યો હોય તેમાં અધ્યાપકને શું લાગેવળગે? તે માટે એ સજા શાનો કરે?"

"કેવા શબ્દ કહ્યા હતા વારૂ?"

"તે ગૃહસ્થ કહે છે કે એ શબ્દો અપમાન ભર્યા હતા: પણ તેમાં આપણે શું? આપણે તો વિદ્યાર્થીઓનો પક્ષ સબળ કરવો રહ્યો."

"ખરી કે ખોટી ગમે તે રીતે?"

"બેશક."

"હું તેવી રીતે તમારા પક્ષમાં ભળી શકું એમ નથી. કોઇ વિદ્યાર્થી સત્ય માર્ગે ચાલતાં વિપત્તિમાં આવી પડે તો

સહાયતા આપવાને આપણે બંધાયેલા છીએ. આ કંઇ તેવો પ્રસંગ નથી."

"એવી સહજ વાતોને માટે ગૃહસ્થે વિદ્યાર્થીની વિરુદ્ધ ફરિયાદ કરવી એ નીચતા નથી?"

"જો બેલ પોતાની જીભને વશ ન રાખી શકે તો ઠપકાને પાત્ર એ ગૃહસ્થ નહિ પણ બેલ પોતે છે."

"એ ખરૂં, પણ અજાણતાં કોઇ વિદ્યાર્થી વિપત્તિમાં આવી પડે તો તેને સહાયતા આપવા આપણે બંધાયેલા છીએ."

"પણ તે કયારે કે જ્યારે તે તે કર્મને માટે પશ્ચાતાપ કરતો હોય ને વિપત્તિમાંથી નીકળવાને પ્રયત્ન કરતો હોય ત્યારે; તે સિવાય નહિ જ."

"ત્યારે, તેને બચાવવાની અમારી પદ્ધત્તિ સારી નથી?"

"ના, બેલે પ્રથમ તો તે ગૃહસ્થની માફી માગવી જોઇએ અને પછી અધ્યાપકને જઇ કહેવું જોઇએ કે હવેથી હું એવું નહિ કરૂં. જો તે પ્રમાણે કરે તો સૌથી પહેલો હું જ તેને સહાયતા આપવા દોડીશ."

કેટલાક વિદ્યાર્થીઓને આ વિચાર રૂચ્યો ને તેથી તેમનો સંપ તૂટી ગયો. પરિણામે બેલને માફી માગવી પડી અધ્યાપકે માફી આપી. જેમ્સના જીવનચરિત્રમાં આ ગુણ જ્યાં ત્યાં દૃષ્ટિએ પડે છે.

સત્ર પૂરૂં થયું. તેની વિદ્વતા સર્વાંશે સ્વીકારાઇ. બુદ્ધિ તેમજ અભ્યાસની બાબતમાં આખી શાળામાં તે સૌની

મોખરે આવ્યો. સત્ર દરમિયાન સાંજના ને સવારના સમયમાં તે સુતારને ત્યાં કામ કરતો ને પૈસા કમાતો. તેમાંથી તેણે શાળાનું ને ઘરનું બધું ખર્ચ કહાડયું તો કહાડયું, પણ સત્રને અંતે ઘેર ગયો ત્યારે પ્રિય માતાને દરિદ્રતામાં સહાયતા આપવાને સારૂ થોડા ડૉલર ગજવામાં પણ મૂકતો ગયો!

---

## : ૧૭ :

## શિક્ષકજીવન

જેમ્સ ઘેર આવ્યો અને શાળાને માટે તપાસ કરવા લાગ્યો. બીજે દિવસે એ હેતુસર તે ઘેરથી નીકળ્યો, ત્યારે તેની માતાએ પૂછયું, "કયાર સોરો આવીશ, બેટા?"

જેમ્સ—નોકરી મળી આવશે ત્યારે એક વાર આવી જઇશ. પણ મને લાગે છે કે નોકરીનો એમ જલદી પત્તો નહિ ખાય.

જેમ્સ ખલાસી નહિ પણ શિક્ષક થશે એ આશાએ વિધવા માતાનું હૃદય આનંદથી નાચી ઉઠયું હતું; તેણે જેમ્સને હિમ્મત આપતાં કહ્યું, "જલદી જ તું શિક્ષક થઇ શકશે, બેટા."

જેમ્સ માતાની વિદાય લઇ ઘેરથી નોકરી શોધવા નીકળ્યો. દસેક માઇલ પર એક ગામ હતું. ત્યાંની શાળામાં શિક્ષકની જગ્યા ખાલી હતી. તેથી ત્યાંની ગ્રામ્યપંચાયતના

અધ્યક્ષને તેણે અરજી આપી. પણ તુરતજ ઉત્તર મળ્યો, "તમે બહુ જ નાના છો. અમારી શાળામાં શીખવવાને બાળશિક્ષક રાખવાની અમારી ઇચ્છા નથી."

"પણ, મારી પાસે ગુગા શાળાના અધ્યાપકનું પ્રમાણપત્ર છે." એમ કહી જેમ્સ પોતાનું પ્રમાણપત્ર અધ્યક્ષને બતાવવા ગયો.

પણ તે પ્રમાણપત્ર તરફ દૃષ્ટિ પણ કર્યા વિના અધ્યક્ષ બોલ્યો, "કંઇ નહિ, તમે વિદ્વાન હશો, પણ તમારી વિદ્વતા તમારી વયમાં વર્ષો ઉમેરી આપી શકશે એમ હું માની શકતો નથી, અને મુખ્ય વાંધો તો તેજ છે. અમારી શાળામાં છોકરા તો ઘણાય છે"

આ બનાવથી જેમ્સનો શિક્ષક થવાનો ઉત્સાહ શાન્ત થઇ ગયો. તથાપિ શિક્ષણમાં વયની પણ કિમ્મત છે એમ વિચારતો વિચારતો તે આગળ ચાલ્યો. બીજી શાળામાં ગયો, તો ત્યાંના અધ્યક્ષે ઉત્તર આપ્યો, "અમે તો હમણાં જ નવો શિક્ષક રાખી લીધો. એક અઠવાડિયું વહેલા આવ્યા હોત તો તમને રાખત."

આ પરથી તેને એટલું તો આશ્વાસન મળ્યું કે બધી શાળાઓ ઉમ્મરનો બાધ કાઢતી નથી.

વળી અધ્યક્ષે કહ્યું, "આ પાસેના ગામવાળાને શિક્ષક જોઇએ છે ખરો."

જેમ્સ—તે ગામ અહીંથી કેટલું દૂર છે?

અધ્યક્ષ—ત્રણ માઇલ. ત્યાંના અધ્યક્ષ મિ. નેલ્સનને મળો. તેમણે જો શિક્ષક નહિ રાખ્યો હોય તો તમને રાખશે.

જેમ્સ ત્યાં ગયો ને સંધ્યા થતાં મિ. નેલ્સનને મળ્યો. નેલ્સનને તેણે વાત કરી, ત્યારે જેમ્સને ઉત્તર મળ્યો, "આજે જ અમે શિક્ષક રાખી લીધો. એટલે હવે એને કાઢીને તમને રાખી શકાય એમ નથી."

જેમ્સ—બેશક નહિ, જેટલી મને નોકરીની જરૂર છે, તેટલી જ તેને પણ હોવી જોઇએ.

નેલ્સન—હાસ્તો. એને આગળ અભ્યાસ કરવો છે.

જેમ્સ—મારે પણ એમજ છે.

નેલ્સન—કઇ શાળામાં?

જેમ્સ—ગુગા શાળામાં.

નેલ્સન—અહા! બે વર્ષ પર એ શાળાનો એક વિદ્યાર્થી અમારી શાળા ભણાવતો હતો, એના જેવો સારો શિક્ષક અમને કદાપિ મળેલો નહિ.

જેમ્સ—ખરૂ છે, અને માટેજ તમે સારા શિક્ષકને પસંદ કરો છો.

નેલ્સન—હા, પણ હવે રાત પડી ગઇ છે, એટલે અત્યારે આ જંગલમાં પ્રવાસ કરવો ભયંકર છે. માટે આજની રાત અહીંજ રહી જાઓ ને પ્રભાતે ઉઠી બીજે કયાંય જજો.

નેલ્સનનું સ્નેહપૂર્ણ આતિથ્ય જેમ્સે સ્વીકાર્યું ને તે રાત

એ ત્યાં રહ્યો. બીજે દિવસ ઉઠીને તે આગળ ચાલ્યો. એક શાળાના અધ્યક્ષે તેને રાખવા ના પાડી ને કહ્યું કે "ગુગા શાળાનો એક શિક્ષક અમને એવો મૂર્ખ મળ્યો કે હવે એવા મૂર્ખાઓનું સંગ્રહસ્થાન કરવા અમે ઇચ્છતા નથી!"

આમ બે દિવસના વ્યર્થ પ્રવાસ ને પરિશ્રમ પછી તે પાછો ઘેર આવ્યો. તે કેવળ નિરાશ થઇ ગયો હતો. નિરાશામાં ને નિરાશામાં તેણે માતાને કહ્યું, "બધી શાળાઓમાં શિક્ષકો ભરાઇ ગયા છે. હવે મને નોકરી મળવાની કંઇ જ આશા નથી." તેણે પ્રવાસનો ને પોતાને મળેલી નિરાશાનો સર્વ વૃત્તાન્ત માતાને કહ્યો.

વિધવા માતાએ પુત્રને આશ્વાસન આપ્યું, "બેટા, ગભરાવનું કંઇ કારણ નથી. કારણકે તે પરમ કૃપાળુ પરમાત્માએ કંઇક જુદો જ માર્ગ નિર્મ્યો હશે"

માતાએ આપેલા આશ્વાસનથી પુત્રને કાંઇક શાતા વળી, પણ ફરી વળી વિચાર આવ્યો કે પ્રભુએ જો મારા ભાગ્યમાં કંઇ સારૂં જ લખ્યું છે તો તે ભાગ્ય હવે જલદી ઉઘડે તો સારૂં; પણ આ વિચાર તેણે માતાને ન જણાવ્યો.

ફરી માતા બોલી, "પ્રભુ પર વિશ્વાસ રાખ, ને હવે તો આજે તું થાકી ગયો છે, માટે જા સૂઇ જા. કાલે એમોસની સલાહ પૂછજે." એમોસ સુખદુઃખના દિવસોમાં ગાર્ફિલ્ડ કુટુમ્બને સારી સલાહ આપતો.

માતાની સલાહ પ્રમાણે જેમ્સ સૂઇ ગયો. બીજે દિવસે પ્રભાતે તે પથારીમાંથી ઉઠે તે પહેલાં એક માણસે રસ્તા-

પરથીજ બૂમ મારી, "ઇલિઝા ગાર્ફિલ્ડ." ઇલિઝાએ બારણે જઇ ઉત્તર આપ્યો, "કેમ, ભાઈ?"

તે માણસે પૂછ્યું, "તમારો જીમ ક્યાં ગયો?"

અત્યારમાં જેમ્સનું શું કામ હશે એ વિચારથી આશ્ચર્યચકિત થઇ ઇલિઝા બોલી, "હજી તો તે સૂઇ રહ્યો છે."

"અમારા ગામની નિશાળમાં શિક્ષક જોઇએ છે; એ આવશે?"

'નિશાળ' અને 'શિક્ષક' શબ્દ સાંભળી અર્ધનિદ્રિત જેમ્સ ચમકી ઉભો થયો. 'પ્રભુએ મારૂં ભાગ્ય ઉકેલવા માંડયું છે,' એમ વિચાર કરતો કરતો એ બહાર આવ્યો. તે માણસને ઓળખ્યો. એ તો એક માઇલ દૂર આવેલા એક ગામડાનો રહીશ હતો, ને તેજ ગામની શાળા માટે શિક્ષક જોઇતો હતો.

તે માણસે જેમ્સને પૂછયું, "જીમ, તું અમારી શાળા ભણાવશે?"

"મારે જોઇએ છે તો એજ, પણ—" જેમ્સ જાણતો હતો કે એ શાળાના વિદ્યાર્થીઓ બહુ તોફાની છે, તેથી તે કંઇક આનાકાની કરવા લાગ્યો.

તે માણસે કહ્યું, "છોકરાઓ બધા બદમાસ છે, એમને વશ રાખવા પડશે."

જેમ્સ—હા, તમારી શાળા ભણાવવી બહુ કપરી છે. તમને લાગે છે કે હું એ શાળા ચલાવી શકીશ? બધા છોકરા મને ઓળખે છે.

તેના મનમાં શા વિચારો ઘોળાતા હશે તે આ શબ્દોથી જ જણાઇ આવે છે.

અધ્યક્ષે ઉત્તર આપ્યો, "બેશક, બધા વિદ્યાર્થીઓ તમને ઓળખે છે અને તેઓ જાણે પણ છે કે કંઇ પણ શ્રમ વિના તમે સર્વને વશ કરી શકશો. હું ધારૂં છું કે તમે શાળા ચલાવી શકશો. છોકરાઓએ બે શિક્ષકોને તો નસાડયા છે, અને હવે તો મારે એવો શિક્ષક જોઇએ છે કે સોટીથી બધા છોકરાઓને પાંસરા તીર કરી શકે. એવો રોફ રાખવો કે બધા છોકરાઓ કમ્પી- જાય એમાં જ એમને લાભ છે. બોલો શો ઉત્તર છે? ખાવાપીવા ઉપરાન્ત તમને મહિને બાર ડોલર આપીશું.

શાળાની સ્થિતિ અને અધ્યક્ષે કરેલી શિક્ષકની વ્યાખ્યા સાંભળી જેમ્સ સ્તબ્ધ થઇ ગયો, કંઇક નિરાશ પણ થયો. પણ તેની માતા તેને આપત્તિમાંથી ઉગારવા એકદમ બોલી ઉઠી, "જેમ્સને તમારૂં આ આમંત્રણ ઓચિંતુ છે, એટલે વિચાર કરી આજ સાંજ સુધીમાં ઉત્તર પહોંચાડી દઇશું."

જેમ્સે પણ ઉત્તર આપ્યો, "હા, આજ સાંજ સુધીમાં ઉત્તર પહોંચાડી દઇશું."

"ઠીક, પણ મને નિરાશ ના કરતા." એમ કહી અધ્યક્ષ ચાલતો થયો. માતાએ પુત્રને કહ્યું, "ભાઇ જેમ્સ, તું એમોસ પાસે જા ને તેની સલાહ લે કે હવે શું કરવું? પ્રથમ પ્રસંગે જ આવી શાળા હાથમાં લેવી એ જરા વિચારવા જેવું તો ખરૂં જ."

જેમ્સે ઉત્તર આપ્યો, "મા, પ્રથમ પ્રસંગે અજાણી શાળા લેવી એ જ સારૂં છે. પ્રભુએ મારૂં ભાગ્ય આ શાળા આપવામાં ઉકેલ્યું એમ તમે માની શકો છો?"

ઇલિઝા બોલી, "હા, તેમ હોય પણ. જો તું આ શાળામાં વિજયી નીવડે તો શિક્ષક તરીકે તો તારો યશ સર્વત્ર પ્રસરી જાય. પછી તને નોકરી મળતાં વાર ન લાગે."

જેમ્સ—એ ખરે, પણ બીજી કોઇ અજાણી શાળા મળી આવે, તો આ શાળા ચલાવવાની હું તો ના પાડું!

ઇલિઝા—પણ કદાચ એટલા જ માટે પ્રભુએ તને કોઇ શાળામાં નીમ્યો નહિ. વિધાતાએ એમ જ નિર્મ્યું હશે કે તારે આ શાળાથી જ કામનો આરંભ કરવો. મને લાગે છે કે પ્રભુની એ જ ઇચ્છા હશે.

જેમ્સને હસવું આવ્યું; તોપણ તેને માતાની ફિલસુફી માટે માન હતું.

પ્રભુની શી ઇચ્છા હશે એમ વિચારતો વિચારતો જેમ્સ એમોસ પાસે ગયો. ત્યાં જઇ તેણે એમોસને બધી હકીકત કહી. એમોસે ઉત્તર આપ્યો, "છે તો બેશક એ તોફાની શાળા. તોફાની છોકરાઓ તોફાનમાં એટલા ફાવ્યા છે કે તેમને વશ કરવા એકદમ તો મુશ્કેલ છે. તારી મરજી કેવી છે?"

જેમ્સ—જે શાળામાં વિદ્યાર્થીઓ મને ન ઓળખતા હોય તેવી શાળા ચલાવવાનું મને વધારે ઠીક લાગે છે.

એમોસ—કેટલાક શિક્ષકોના સંબંધમાં એમ હોય છે

ખરૂ, પણ આ શાળાના વિદ્યાર્થીઓને તારી વિરુદ્ધ થવાનુ કઇ કારણ નથી તેઓ તારી સાથે કદાચ સારી રીતે વર્તશે, કારણકે તેઓ તને ઓળખે છે હુ માનુ છુ કે તેઓ તને માન આપશે ને તેથી એક પ્રકારે તને સહાયતા થશે

જેમ્મ—ત્યારે, એનો ભાવાર્થ એ કે મારે એ શાળામા શિક્ષક થવુ?

એમોસ—એકન્દરે વિચાર કરતા મને એમ જ લાગે છે

જેમ્મ—પણ, બીજી કોઇ સારી શાળા મળી આવે તો હુ ધારૂ છુ કે તમે આ શાળાને માટે આગ્રહ ન કરો, ખરૂ ને?

કઇક વિચાર કરી એમોસ બોલ્યો, "પણ, જો તું આ શાળામા 'જીમ ગાર્ફિલ્ડ' તરીકે પ્રવેશ કરે ને માન સહિત 'મિ ગાર્ફિલ્ડ'ને નામે પ્રસિદ્ધ થઇ પાછો નીકળે તો તારી શિક્ષક તરીકેની કીર્તિ બહુ જ ઝળકી ઉઠે"

એમોસ ઘણો ડાહ્યો પુરુષ હતો, ને જેમ્સ પણ તેને ડાહ્યો માનતો ગાર્ફિલ્ડ કુટુબમા એનો અભિપ્રાય આજ્ઞા સમાન મનાતો આ પ્રસગે પણ એના અભિપ્રાયમા બહુ ડહાપણ હતું, એમ પરિણામ પરથી આપણને જણાશે

"ત્યારે, હુ એ જ શાળામા શિક્ષક થઇશ" એમ કહી જેમ્સ જવા માટે ઉભો થયો એમોસે કહ્યુ, "પરિણામે લાભ જ થશે"

ગ્રામ્યપચાયતના અધ્યક્ષને તે મુજબ ખબર મોકલી આપી આખા ગામમા વાત ચાલી કે 'જીમ ગાર્ફિલ્ડ આ

શિયાળામાં આપણી શાળા ભણાવશે.' વિદ્યાર્થીઓમાં વાતો ચાલી કે 'અધ્યક્ષે શિક્ષકને સોટી રાખવાની સૂચના કરી છે.'

શાળામાં જવા જેમ્સ પ્રભાતને પહોર નીકળ્યો, તે વખતે માતાને કહેતો ગયો, "કદાચ બપોર પહેલાં મારે પાછા આવવું પડશે, કારણકે વિદ્યાર્થીઓ બહુ તોફાની છે."

માતાએ જવાબમાં ઉત્તેજક શબ્દો કહ્યા, "મને લાગે છે કે તું વિજયી અને લોકપ્રિય શિક્ષક થઇ શકીશ."

જેમ્સે તો નિશ્ચય કર્યો હતો કે સોટી વિના જ વિદ્યાર્થીઓને વશ કરવા. તે માની શકેલો કે સખતાઇથી નહિ પણ સ્નેહથી વ્યવસ્થા સારી જાળવી શકાશે. તેનું હૃદય કદાપિ કઠોર નહોતું. પહેલી જ તકે તેણે વિદ્યાર્થીઓ પ્રતિ સ્નેહ દર્શાવીને તેમને બતાવી આપ્યું કે તે શાળામાં રાજ્ય ચલાવવા નહિ, પણ વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં સહાયતા આપવાને આવ્યો છે. વિદ્યાર્થીઓ તેનો સ્નેહ સમજી શક્યા અને સાથે એ પણ જોઇ શક્યા કે વિદ્યાર્થીઓ અને શિક્ષક જો સંપથી કામ કરે તો અભ્યાસ બહુ સારી રીતે થઇ શકે.

સારા છોકરાઓની સહાયતા ખસી જવાથી નઠારા છોકરાઓ પણ શાન્ત થઇ ગયા, ને તેથી શિક્ષકને અતિશય સન્તોષ થયો. જેમ્સને પજવવાને એક પણ પ્રયત્ન વિદ્યાર્થીઓ કરી શક્યા નહિ, તોફાન તદ્દન શાન્ત થઇ ગયું.

વિદ્યાર્થીઓએ પોતાનું બળ તોફાનમાંથી સંકેલી લીધું, ને આ પહેલી જ વાર પોતાની સર્વ શક્તિ અભ્યાસમાં પરોવી. રફતે રફતે જેમ્સ જોડણીની હરીફાઇઓ માટે

વિદ્યાર્થીઓમાં રસ પેદા કર્યો. એ રીતે વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવવા ઉપરાન્ત તેમની રમતોમાં પણ જેમ્સ ભળતો. તેની હાજરીથી રમતોનો અસભ્ય ભાગ અદૃશ્ય થઇ ગયો. થોડા જ સમયમાં તે વિદ્યાર્થીવર્ગમાં એવો તો પ્રિય થઇ પડયો કે મૂર્ખમાં મૂર્ખ છોકરાને પણ તેને માન આપ્યા સિવાય ચાલતું નહિ.

સાધારણ રિવાજ પ્રમાણે તે વારા ફરતી લોકોને ત્યાં જમતો. આ પ્રદ્ધતિથી એક મોટો લાભ એ થતો કે ગામનાં બધાં જ કુટુંબો સાથે શિક્ષકનો પરિચય થતો. તે મુજબ જેમ્સને પણ ગામનાં બધાં કુટુમ્બો સાથે પરિચય થયો. રાત્રે વિદ્યાર્થીઓ અને કુટુમ્બીજનોની પાસે બેસી તે કંઇ કંઇ વાતો કહેતો. આથી તેના તરફ બધાને માનવૃત્તિ પેદા થઇ.

રવિવાર તો બધા જ તે માતાની સાથે ગાળતો. એક ઉપદેશક નિયમિત રીતે ઉપદેશ આપ્યા જતો. જેમ્સ તે ઉપદેશ અંતરમાં ઉતારતો પછી તો જેમ્સ પણ વેદી પર બેસીને પ્રાર્થના કરી શકતો થયો. તે જોઇને તો તેની મા હર્ષઘેલી થઇ જતી અને પુત્રને સત્પથે વાળવા માટે પ્રભુનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનતી જેમ્સને પણ પ્રતીતિ થઇ કે પ્રભુએ મારે માટે ભાગ્યમાં કંઇક સારૂં જ નિર્મ્યું છે.

શિયાળો પૂરો થયો ને શાળા બંધ થઇ. વિદ્યાર્થીઓએ અને તેમનાં માબાપોએ ઉદ્‌ગાર કાઢયા: "આવો ઉત્તમ શિક્ષક અમને કદી મળેલો નહિ." વિદ્યાર્થીઓના સ્નેહ અને માન સહિત જેમ્સ વિદાય થયો. એમોસને પણ

સંતોષ થયો કે 'જેમ્સ ગાર્ફિલ્ડ' હવે 'મિ. ગાર્ફિલ્ડ' બની પાછો આવ્યો છે.

શુગા શાળાની રજાઓ પૂરી થઇ ને તેનું નવું સત્ર શરૂ થયું. એટલે જેમ્સ ફરી ત્યાં ગયો. પણ આ વેળા તેણે સ્વતંત્ર રીતે નહિ રાંધતાં સુતાર વૃડવર્થને ત્યાં રહેવા જમવાની વ્યવસ્થા રાખી. દર અઠવાડિયે એક ડોલર અને છ સેન્ટ આપવાના ઠરાવ્યા. આથી સુતાર અને જેમ્સને બન્નેને લાભ થયો. રાંધવાની કડાકૂટ જેમ્સને મટી ગઇ, ને તેથી તે વધારે કામ કરવા લાગ્યો. પહેલે જ શનિવારે તેણે એકાવન પાટિયાંને રંદો માર્યો ને તેમાંથી તેનું અઠવાડિયાનું બિલ તો પતી ગયું. સુતારને પણ વધારે કામ થવાથી લાભ થયો.

એમ કરતાં શાળાનું સત્ર પૂરૂ થયું એટલે જેમ્સને વોરેન્સ્વિલ ગામના લોકો પોતાની શાળા ભણાવવા બોલાવી ગયા. જમવા રહેવા ઉપરાન્ત મહિને સોળ ડોલર ( ચાળીસ રૂપિયા ) ઠરાવ્યા ગયા વર્ષની શાળા કરતાં આ શાળા સારી હતી, પાડોશ સારો હતો, શાળાનું મકાન પણ સારૂં હતું. આ શાળામાં એક બે પ્રસંગ બન્યા તે નોંધવા જેવા છે.

એક બાહોશ વિદ્યાર્થીને ભૂમિતિનો અભ્યાસ કરવાની ઇચ્છા થઇ. જેમ્સને ભૂમિતિ આવડતી નહોતી. જેમ્સને લાગ્યું કે પોતાનું અજ્ઞાન વિદ્યાર્થીઓને જણાવી દેવું એ તો ઠીક નહિ, કારણકે વિદ્યાર્થીઓને જે શીખવું હોય તે

શીખવવું એ શિક્ષકનો પરમ ધર્મ છે. આથી જેમ્સે ભૂમિતિની ચોપડી ખરીદી લીધી ને રોજ રાત્રે તેનો અભ્યાસ કરવા લાગ્યો. રાત્રે પોતે અભ્યાસ કરે ને દિવસે તે વિદ્યાર્થીને અભ્યાસ કરાવે. એ રીતે તે બન્ને વિદ્યાભ્યાસીઓ આગળ ચાલ્યા. જેમ્સ પોતાના વિદ્યાર્થી કરતાં થોડો આગળ ચાલતો, પણ તે એવી રીતે અભ્યાસ કરતો ને કરાવતો કે શિક્ષક પણ હમણાં જ ભૂમિતિ શીખે છે એવો ખ્યાલ વિદ્યાર્થીને સ્વપ્ને પણ નહિ આવેલો. જેમ્સને પણ આથી લાભ થયો. જેમ્સને આ પ્રસંગ ના આવ્યો હોત તો એ શિયાળામાં ભૂમિતિનો અભ્યાસ તે કરી શકત નહિ. પરિણામે એને ફાયદો જ થયો, કેમકે શાળા ખૂલતાં અભ્યાસ કરવાને વધારે વખત મળી શક્યો.

આ પ્રસંગને સંભારી ઉત્તર જીવનમાં પણ જેમ્સ કહેતો, "જે કાર્ય કરવાનું હોય તે કાર્યને પહોંચી વળાય તેના કરતાં પણ કંઇક વધારે શક્તિ માનવીએ સંઘરવી જોઇએ. કર્તવ્યને પહોંચી વળવા માટે આપણે થોડું થોડું આગળ ચાલવું જોઇએ." વિદ્યાર્થીને ભૂમિતિનો જે સિદ્ધાન્ત શીખવવાનો હોય તેના કરતાં તે રોજ થોડો થોડો આગળ ચાલતો.

બીજો પ્રસંગ એવો છે કે એકવાર જેમ્સ વિદ્યાર્થીઓ સાથે ખેલતો હતો. તેવામાં તે પડી ગયો ને તેનો સુરવાળ ચીરાઇ ગયો. એટલે ચટ તેણે એક ટાંકણી વતી તે ચીરાયલા ભાગને બાંધી લીધો ને ઉતરી ગયેલે મોંએ તે જમવા

ગયો. મિ. સ્ટાઇલ્સને ઘેર તે સમયે તે જમતો; તે ગૃહસ્થની સ્ત્રી માતા જેવી સ્નેહાળ હતી. તેણે ગુરુ મહાશયનું મોં જોયું ને કારણ પૂછ્યું.

જેમ્સે હૃદયભેદક સ્વરે ઉત્તર આપ્યો, "જુઓને, મારો આ સુરવાળ ચીરાઇ ગયો. હવે હું શું પહેરીશ?"

તે બાઇએ ઉત્તર આપ્યો, "તમે બીજો સુરવાળ બદલીને આ મને કહાડી આપજો. હું રાત્રે સાંધી આપીશ."

જેમ્સ—પણ બીજો લાવું ક્યાંથી? મારી પાસે આ એક જ સુરવાળ છે.

ગૃહિણી—હરકત નહિ, રાત્રે તમે સૂવો ત્યારે એક છોકરાને આ સુરવાળ આપજો. રાત્રે હું સાંધી મોકલીશ. કોઇ જાણી પણ શકશે નહિ કે સુરવાળ ફાટયો હતો.

સુરવાળ સંધાઇને બીજે પ્રભાતે તૈયાર થઇ આવ્યો ને જેમ્સે પહેર્યો. જેમ્સને હજી પણ કપડાંની જોડ સિવડાવવાનો જોગ આવ્યો નહોતો.

શિયાળો પૂરો થયો; એટલે શાળા બંધ થઇ ને જેમ્સ ઘેર આવ્યો. ત્યાર બાદ તે ફરી ગુગા શાળામાં ગયો, ત્યારે તેના ભાગ્યમાં કંઇ બીજું જ નિર્માયું હતું!

---

## : ૧૮ :

## શાળામાં ત્રીજું વર્ષ

ગુગા શાળામાં જેમ્સે ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો. ત્રીજા વર્ષના છેલ્લા સત્રમાં તેને ન્યુ ઇંગ્લેન્ડના કોઇ મહાવિદ્યાલયનો વિદ્યાર્થી મળ્યો. મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવાનું જેમ્સે સ્વપ્નમાં પણ વિચારેલું નહિ, દારિદ્રને લીધે તેને માટે એ અશક્ય હતું.

મહાવિદ્યાલયના તે વિદ્યાર્થીએ કહ્યું, "ઘણા ગરીબ વિદ્યાર્થીઓ મહાવિદ્યાલયમાં અભ્યાસ કરી શકે છે, હું પણ ગરીબ જ છું."

જેમ્સ—કેવી રીતે?

"પ્રથમ તો ન્યુ ઇંગ્લેન્ડની ઘણી મહાવિદ્યાલયમાં ગરીબ પણ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ માટે ફંડ હોય છે. વળી ત્યાં શિયાળામાં ઘણી શાળાઓ ઉઘડે છે, ને મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ શિક્ષકો તરીકે વધારે પસંદ થાય છે."

"કસર કરીએ તો વર્ષમાં કેટલા ખર્ચથી ચાલી રહે?"

"જુદાં જુદાં મહાવિદ્યાલયના ખર્ચમાં કંઇક કંઇક ફેર હોય છે, પણ સાધારણ રીતે બસો ડોલર (પાંચસો રૂપિયા)માં એક વર્ષ નીકળી જાય. શિયાળામાં શાળા ભણાવીએ, તો

એમાંનું ઘણું ખર્ચ કહાડી શકાય. કરકસરથી પણ બચાવી શકાય."

"જરૂર પડે છે ત્યારે તેના ઉપાયો શોધી શકાય છે, સસ્તામાં કેમ ગુજારો કરવો એ તો મને સારી રીતે આવડે છે."

"મહાવિદ્યાલયના સત્ર દરમિયાન પણ કેટલાક વિદ્યાર્થીઓ કામ કરી પૈસા મેળવે છે. એક વિદ્યાર્થી બાગમાં કામ કરતો અને તેમાંથી મળેલા પૈસા વડે તે શાળાનું આખું ખર્ચ કહાડતો. એક વિદ્યાર્થી કોઇ સદ્ગૃહસ્થના બાળકને ભણાવતો, ને એ રીતે પોતાને જરૂરી નાણાં મેળવી લેતો. ગૃહસ્થના તે બાળકનું શરીર સારૂં નહોતું, ને તેથી તે શાળામાં જઇ શકતો નહિ. એક વિદ્યાર્થી લાકડાં વહેરતો ને તેમાંથી પૈસા પ્રાપ્ત કરતો. વળી તે વિદ્યાર્થી તેના વર્ગમાં સૌથી વધારે ચાલાક હતો, એટલુંજ નહિ પણ તે સર્વપ્રિય થઇ પડયો હતો, અને વિદ્યા ઉપાર્જન કરવાના તેના આગ્રહને લીધે સૌ કોઇ તેને માન આપતું. મને લાગે છે કે લાકડાં વહેરીનેજ એણે શાળાનું અર્ધું ખર્ચ તો કહાડેલું હોવું જોઇએ."

આ વાતચિતને પરિણામે જેમ્સને પણ મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવાનું મન થયું. હવે તે મહાવિદ્યાલયની કલ્પના કરવા લાગ્યો. આજ સુધી મહાવિદ્યાલયનો માર્ગ બંધ હતો, તે આજ તેની કલ્પનામાં ઉઘડયો. જેને આજ સુધી તે અશક્ય માનતો, તેને હવે તે શક્યતાની કોટિમાં મૂકવા લાગ્યો.

જેમ્સે તે વિદ્યાર્થીને ઉત્સુકતાથી પૂછ્યું, "મહાવિદ્યાલયમાં દાખલ થવા માટે મારે કેટલો સમય તૈયારી કરવી પડે?"

"પ્રવેશક પરીક્ષાને માટે ચાર વર્ષ અભ્યાસ કરવો પડે. કોઇ કોઇ ચાલાક વિદ્યાર્થી ત્રણ વર્ષમાં પણ એટલો અભ્યાસ કરી શકે."

"પણ મારે તો મહાવિદ્યાલયનું ખર્ચ કહાડવા માટે બીજો શ્રમ કરવો પડે ને? તેથી ત્રણ વર્ષમાં તે અભ્યાસ મારાથી વખતે ન થઇ શકે. પણ એમાં શું? શાળાનું ખર્ચ કહાડવાને એથી પણ વધારે વર્ષો જાય તો યે શું?"

ના, હજી એક વાત કહેવાની રહી ગઇ. કેટલાક વિદ્યાર્થીઓ દરેક શિયાળામાં ગ્રામ્ય શાળા ભણાવવા કરતાં થોડા પૈસા એકઠા કરી મહાવિદ્યાલયમાં બે વર્ષ રહે છે ને પછી એક વર્ષ મહાવિદ્યાલયમાં ન જતાં કોઇ હાઇસ્કૂલમાં શિક્ષક થઇ રહે છે. ગ્રામ્યશાળા કરતાં હાઇસ્કૂલના શિક્ષકને બેશક સારો પગાર મળે છે, તેથી એ પગારમાં પછી તે નિરાંતે મહાવિદ્યાલયનું ખર્ચ કહાડી શકે છે. વળી કેટલાક વિદ્યાર્થીઓ સંબંધીજનો પાસેથી પૈસા લે છે અને મહાવિદ્યાલયમાંથી નીકળ્યા પછી એ કરેલું દેવું વાળી દે છે.

"પણ, મારે તો પૈસા આવી શકે એવો કોઇ સંબંધી પણ નથી. હું મહાવિદ્યાલયનું ખર્ચ મજુરી કરીને કહાડી શકીશ, ને મારી ઇચ્છા પણ એવી જ છે. મને હવે લાગે છે કે હું મહાવિદ્યાલયનો અભ્યાસ કરી શકીશ."

જેમ્સની બુદ્ધિ અને ચચળતાથી પ્રસન્ન થઇ તે વિદ્યાર્થી બોલ્યો, "તમે જરૂર ખર્ચ કહાડી શકશો ને મહાવિદ્યાલયમા અભ્યાસ કરી શકશો એ અભ્યાસ તમને બહુ ઉપયોગી થઇ પડશે, તમે બુદ્ધિમાન થઇ શકશો ને સભ્ય મડળોમા જઇ શકશો"

આજે જેમ્સનુ હૃદય આનદથી છલકાઇ ગયુ. આજે તેણે નિશ્ચય કર્યો કે કોઇ પણ પ્રકારે કાયિક શ્રમ વેઠીને પણ મહાવિદ્યાલયમા અભ્યાસ કરવો જ

ત્રીજા વર્ષને અત ભાગે જેમ્સે 'શિષ્ય' સપ્રદાયની દીક્ષા લીધી એણે આ કામ સપૂર્ણ વિચાર કરીને કર્યુ હતુ એટલે એણે તો પુષ્કળ જોરથી એ સપ્રદાયનુ કામ ચેસ્ટરના પ્રદેશમા ઉપાડયુ જાહેર સભામા તેણે ભાષણો તથા પ્રાર્થના વગેરે કરવા શરૂ કર્યા સહચરો અને સહાધ્યાયીનુ એણે ધર્મ ઉપર જાહેરમા તેમજ ખાનગીમા ધ્યાન ખેચ્યુ ધાર્મિક પ્રવૃત્તિમા એ મદદ પૂરેપુરી કરતો

સભાઓમા એનુ સારુ ને ભાવપૂર્ણ વ્યાખ્યાન સાભળી શ્રોતાવર્ગ મુગ્ધ થતો એની વકતૃત્વ શક્તિ અને અસાધારણ ભાવને લીધે સાભળનાર આશ્ચર્યચકિત થઇ જતા ઘણા તો સભામા આવતા તે જેમ્સને સાભળવાને માટે જ ખાસ આવતા

બ્રેન્ચે એક દિવસ પોતાના સાથીઓને કહ્યુ, "જેમ્સની અદર વકતૃત્વ શક્તિ નૈસર્ગિક છે, અને આગળ જતા એ ભારે વક્તા થશે"

એમાંથી એક જણાએ કહ્યું, "એનું ખરૂં કારણ તો એ છે કે એને પોતાને એ શક્તિની ખબર નથી. જે વિષય ઉપર ભાષણ કરવાનું હોય છે તે વિષયનાજ વિચારમાં એ ગરકાવ રહે છે અને એથીજ મને પણ લાગે છે કે આગળ જતાં એ મોટો વકતા થશે."

બ્રિન્ચે કહ્યું, "એમાં કંઇ શંકાજ ન રાખવી. એની પ્રગતિ કોઇ અજબ રીતે થાય છે."

સર્વ બોલવા લાગ્યા કે જેમ્સ ધર્મોપદેશક થવાનો. જેમ્સ તો આ સંબંધે એક શબ્દ પણ બોલતો નહોતો. તે અભ્યાસમાં એટલો બધો મગ્ન થઇ ગયો હતો કે એ પ્રશ્નનું નિરાકરણ કરવાનું તેના મનમાં પણ નહોતું. પણ ધાર્મિક વિષયો પર તેનો સદ્ભાવ જોઇને, તેની વકતૃત્વ શકિત જોઇને, બધા એવું અનુમાન કરી લેતા કે એ તો ધર્મગુરુજ થવાનો. વિદ્યાર્થીમંડળમાં પણ એવી જ ચર્ચા ચાલતી. આમ જ્યાં ને ત્યાં એ જ વાતો થવા લાગી કે જેમ્સ ધર્મોપદેશક થવાનો છે.

ઉનાળાની રજામાં જેમ્સ તેના એક સહાધ્યાયી સાથે કોઇ ખેડુત પાસે કંઇ કામની માગણી કરવા ગયો. ત્યાં એક રમૂજી બનાવ બન્યો. ખેડુતે પૂછયું, "તમે શું કામ કરી શકશો?"

"અમે ખેતીનું કામ કર્યું છે." જેમ્સે જવાબ આપ્યો.

"તમે ઘાસ કાપી શકશો?"

"એ તો કામ જોયે આપ જાણી શકશો."

"મજુરી શી લેશો?"

"તમને જે યોગ્ય લાગે તે."

"ઠીક." કહી ખેડુતે તેમને દાતરડાં આપ્યાં. ખેતરમાં ત્રણ માણસો ઘાસ કાપતા જ હતા, તેમને કહ્યું, "આ બે છોકરાઓ તમને ઘાસ કાપવા લાગશે." જેમ્સે તેના મિત્ર સામે જોયું, બન્ને હસ્યા અને એવો ભાવ દર્શાવ્યો કે આપણે છોકરાઓ છીએ, તથાપિ આ માણસોને પાછા પાડીએ. જેમ્સને [ એમ લાગ્યું હતું કે ખેડુતોએ 'છોકરાઓ' શબ્દ પર જોઇએ તે કરતાં વધારે ભાર મૂક્યો હતો, તેથી તે પોતાનું બળ બતાવવાને ઉશ્કેરાયો હતો.

છોકરાઓ કામે વળગી પડયા. ખેડુત ચકિત દૃષ્ટિએ જોઇ રહ્યો. એક કલાક એમ જોઇ રહ્યા પછી તેણે પેલા ત્રણ માણસોને કહ્યું, "અરે મૂર્ખાઓ, જુઓ આ છોકરાઓ તમને હઠાવી પાડે છે; શરમાઓ, જરા શરમાઓ."

તે માણસોએ કંઇ ઉત્તર આપ્યો નહિ, પણ બળપૂર્વક કામ કરવા લાગ્યા. છોકરાઓ પણ ખેડુતે કરેલી સ્તુતિથી ઉશ્કેરાઇ કામ કરવા લાગ્યા.

એક દિવસે જેમ્સ અને તેનો સહચર પેલા મજુરોની સાથે ઘાસ કાપતા હતા, ત્યારે તેમાંનો એક મજુર બોલ્યો, "તમે વિદ્યાર્થીઓ છો?"

જેમ્સ—હા.

"તમે ખેતીનું કામ કયાં શીખેલા?"

"ઘર આગળ. અમારા ગુજરાન માટે અમારે મજુરી કરવી પડે છે."

"પણ, મજુરીથી તમારા અભ્યાસને નુકસાન નહિ થાય?"

"ના રે ના. અમને જો એમજ લાગે તો તો આ દાતરડાંને અમે તરત જ રજા આપી દઇએ. પણ અત્યારે તો આ દાતરડાંને રજા આપતાં અમારે અમારા અભ્યાસનેય રજા આપવી પડે."

"તમે શો ધંધો કરવા ઇચ્છો છો? ઉપદેશકનો?"

જેમ્સ—એનો હજી મેં નિર્ણય કર્યો નથી. પણ પ્રથમ તો મારે મનુષ્ય થવાનું છે. જો મનુષ્ય થઇ શકીશ, તો પછી ગમે તે ધંધો હું કરી શકીશ, અને તેમ નહિ તો કશા ધંધાને માટે મારામાં યોગ્યતા આવવાની નથી.

ખેતરની મજુરી થઇ રહી. પૈસા ચૂકવવાને પ્રસંગે ખેડુતે કહ્યું, "હવે છોકરાઓ, તમને શું આપવાનું છે?"

જેમ્સે જાણ્યુ કે 'છોકરાઓ' શબ્દ ખેડુત એટલા માટે બોલ્યો કે ઓછા પૈસા આપવા પડે, તોપણ એણે ઉત્તર આપ્યો, "તમને જે યોગ્ય લાગે તે."

"મને લાગે છે કે તમને મોટા માણસો જેટલો રોજ તો આપી શકાય નહિ, કારણકે તમે છોકરાઓ છો."

"કામના પ્રમાણમાં રોજ આપવાનો છે કે ઉંમરના પ્રમાણમાં? છોકરાઓ મોટા જેટલું કામ કરે તો તેમને તેવો રોજ કેમ ન આપવો?"

"પણ, છોકરાઓ મોટા માણસ જેટલું કામ કરી શકે જ નહિ. છોકરાઓને છોકરાઓનો રોજ મળે ને માણસોને માણસોનો રોજ મળે. બેશક કેટલાક છોકરાઓ સારું કામ કરી શકે છે, પણ માણસો જેટલું કદાપિ નહિ."

"પણ તેજ દિવસે પેલા મજુરોને તમે કહેલું કે આ છોકરાઓ તમારા કરતાં સારું કામ કરે છે. કબૂલ છે કે અમે છોકરાઓ છીએ, પણ માણસોને હઠાવીએ એટલું કામ કરીએ તો તે માણસોને હઠાવી શકાય એટલો રોજ અમને શા માટે ન મળે? તમને પ્રથમ જ કહેલું કે અમને યોગ્ય રોજ આપજો. હવે અમે તમારા પેલા મજુરોના કરતાં પણ વધારે કામ કર્યું, ત્યારે તેમના જેટલો રોજ પણ અમને આપવો શું યોગ્ય નથી?"

ખેડુત સમજી શકયો કે મજુરીમાં તેમજ તર્કમાં શાળાના આ વિદ્યાર્થીઓ મોટા માણસોથી પાછા હઠે તેમ નથી. તેથી પ્રસન્ન થઇ તે બોલ્યો, "છોકરાઓ, ન્યાયને ખાતર કહેવું જોઇએ કે તમને માણસના જેટલા પૈસા આપવા જ જોઇએ અને હું તે આપીશ; પણ હકીકતની ખાતર કહેવું જોઇએ કે છોકરાઓને મોટા માણસના જેટલા પૈસા આજે હું પ્રથમ જ આપું છું."

જેમ્સે હસતાં હસતાં કહ્યું, "અમારા જેવા છોકરાઓ પણ કદાચ આપને પ્રથમ જ મળ્યા હશે!"

ખેડુતે તેમને પૂરા પૈસા આપ્યા, ને અભ્યાસમાં સફળતા મળે એટલા માટે આશીર્વાદ આપી ખેડુતે જેમ્સને કહ્યું,

"ઘાસ કાપતાં કાપતાં તમે ઉપદેશ આપો, તોપણ હું ધ્યાનપૂર્વક સાંભળું એવી તમારી વાણી છે."

ખેડુત ચાલતો થયો. ત્યાર પછી જેમ્સે પોતાના સોબતીને કહ્યું, "બધા એમ જ ધારે છે કે હું ધર્મોપદેશક થવાનો છું, આનું કારણ શું હશે?" પોતાની શક્તિઓથી તે એટલો અજાણ્યો હતો કે તે આમ વારે વારે ગૂંચવાતો.

તેના સોબતીએ ઉત્તર આપ્યો, "કારણકે તેઓ એમ ધારે છે કે બધા ધંધા કરતાં તારામાં એ ધંધાને માટે વધારે યોગ્યતા છે. તું પોતે કયો ધંધો પસંદ કરે છે?"

"હજી મેં એનો નિર્ણય કર્યો નથી, વખત આવશે ત્યારે સૌ થઇ રહેશે. મને ઉપદેશક થવાનું ગમે છે; શિક્ષક થવાનું પણ ગમે છે; કંઇ કહી શકાય નહિ, તોપણ કદાચ વકીલ થવાનું યે ગમે; અને ડાકટર થવાનું તો મને હરગીજ નહિ ગમે."

એ અરસામાં ગુલામોના વ્યાપારની વિરુદ્ધ મહા કોલાહલ મચી રહ્યો હતો. આહિયોમાં તો એના મિત્રો ઉત્સાહી અને નિર્ભય હતા. તે વખતે માત્ર નગરોની સભાઓમા જ આ વિષય ચર્ચાતો હતો એમજ નહિ પણ ગામડાંમાં, ચોરચૌટે, વાટેઘાટે ને નિશાળોમાં પણ ચર્ચાતો હતો. એક વખત આ ગુગા શાળાની વાગ્વર્ધિની સભામાં પણ આ વિષય ચર્ચાયેલો. "પ્રજાસત્તાક રાજ્યમાં ગુલામી હોઇ શકે?" એ વિષય જેમ્સે ચર્ચાને માટે લીધો, કારણકે એ તો આ ગુલામી પદ્ધતિને તિરસ્કારતો હતો. આ એટલું ભયંકર કામ

હતું કે એ પોતાનો તિરસ્કાર દર્શાવ્યા સિવાય રહી જ શક્યો નહિ.

વાત કરતાં એક વખત તેણે મિત્રને કહ્યું, "જે જાતિએ સ્વતંત્રતાને માટે પોતાનું લોહી રેડયું છે તે જાતિ બીજાઓને પરાધીન રાખવા ઇચ્છે, તેના જેવું જગતમાં બીજું કંઇ જ તિરસ્કારપાત્ર નથી."

મિત્રે ઉત્તર આપ્યો, "રાજપુરુષોને એ ખ્યાલ જ આવેલો નહિ હોવો જોઇએ, નહિ તો એવો કાયદો તેઓ કરે જ કેમ?"

જેમ્સે ગર્જના કરી, "અને એ તો વળી વધારે અધમ! જે માણસોએ પોતાની સ્વતંત્રતા માટે ઈંગ્લેન્ડ સામે જંગ મચાવ્યો, તે માણસોએ જ ગુલામગીરીના કાયદા બાંધ્યા, એથી બીજું શું અધમ! મારૂં લોહી એથી જ ઊકળી આવે છે. બુદ્ધિમાન ને કીર્તિમાન પુરુષો આવા ક્રૂર કેમ થઇ શકે છે તે જ હું સમજી શકતો નથી. બ્રિટિશસિંહ સામે જે દંડ પકડયો, તે શું અનાથ નરનારીને ગળે સાંકળો જડવા?"

તેના મિત્રે શંકા ઉઠાવી કે "પણ માનો કે અત્યારે જ દેશના બધા ગુલામોને મુક્ત કરી દઇએ, તો આપણે અહીં સહીસલામત રહી શકીએ ખરા કે?"

જેમ્સ ગાર્ફિલ્ડ ગર્જ્યો, "સલામત! જે ન્યાયી છે, જે ધર્મ્ય છે, તે સદા સલામત છે. જે અન્યાયી છે, જે અધર્મ્ય છે તે કદાપિ સલામત નથી જ. માનવીને વેચવાનો ને રાખવાનો ધંધો કદાપિ સલામત નથી."

માનવીના પગમાં માનવી બેડીઓ જડે એ તેને એટલું ક્રૂર લાગ્યું કે ગુલામગીરીનો સવાલ હવે શાળામાં તેનો મુખ્ય સંવાદવિષય થઇ પડયો. એ સંબંધે જે જે પુસ્તકો મળે તે તે એ વાંચવા લાગ્યો, ને ગમે તેની સાથે. એ જ વિષયની ચર્ચા કરવા લાગ્યો, તેની ચર્ચાથી વિદ્યાર્થીઓ તો મોહ પામી જ ગયા હતા, પણ આ પ્રસંગે તો વિષય ચર્ચવાની તેની સ્વતંત્રતાથી અને શક્તિથી સૌ કોઇ ચકિત થઇ ગયા. એ વિષય તેણે એવી સહૃદયતાથી અને ભવ્યતાથી ચર્ચવા માંડયો કે તેના સર્વ સંગીઓ તેના પક્ષનું સમર્થન કરવા લાગ્યા. કોઇ પણ વિષયને માટે જેમ્સે આટલો પક્ષપાત બતાવેલો નહિ. આજ તેણે આ વિષય એવી તો મમતાથી ચર્ચવા માંડયો કે તેની સ્વાભાવિક વક્તૃત્વ શકિત પણ ઓર ખીલી ઉઠી, ને તેના પ્રભાવથી તે સમસ્ત શ્રોતાવર્ગ પણ ચકિત અને સ્તબ્ધ બની ગયો.

એક દિવસે મિત્રમંડળ ભરાયું છે, વાર્તાલાપ ચાલે છે, જેમ્સ પણ ત્યાંની વાતોમાં રસ લે છે, એવામાં તેની સ્તુતિ અને મશ્કરી બન્ને કરવાના ઇરાદાથી એક વિદ્યાર્થી બોલ્યો, "પણ, ત્યારે તો હવે આપણે જેમ્સને કોન્ગ્રેસમાં મોકલવો જોઇએ."

જેમ્સે ગમ્મતમાં જ ઉત્તર આપ્યો, "પણ હું ગુગા શાળાનો અભ્યાસ પૂરો કરી રહું, ત્યાં સુધી થોભી જાઓ તો સારૂં!"

પેલાઓ ઉત્તર આપ્યો, "ઠીક, તેમ કરીશું. પણ ત્યાં સુધીમાં તો તારે માટે મત મેળવવાના પ્રયત્નો કરી રાખવા

જોઇએ. હું ગામે ગામ ને નગરે નગર ઉપદેશ કરતો ફરીશ, માત્ર તેનું ખર્ચ આપવું પડશે."

જેમ્સે પૂછયું, "કોણે?"

"બેશક ઉમેદવારે. ઑનરેબલ જેમ્સ એ. ગાર્ફિલ્ડ."

સર્વે હસી પડયા, જેમ્સ પણ હસી પડયો. આ વાત માત્ર હસવાની જ નહોતી, વિદ્યાર્થીઓને તેને માટે તેટલું માન પણ હતું. વિદ્યાર્થીઓ અને બીજા સંબંધીઓ હવે સ્પષ્ટ રીતે જોઇ શકતા હતા કે ભાવિકાળના પડદાની પેલી પાર જેમ્સ મહા પુરુષ થવાનો છે, એ વિધિના લેખ છે.

એ વર્ષે બીજા સત્રમાં લુક્રેશિયા રુડોલ્ફ નામની એક સભ્ય, સરળ અને બુદ્ધિમાન કુમારિકા એ શાળામાં દાખલ થઇ. શાળાની કુમારિકાઓ સાથે પરિચય કરતાં જેમ્સ કંઇક શરમાતો. પરંતુ આ સુન્દર કુમારિકા તરફ અજાણતાં જ તેનું હૃદય આકર્ષાયું; પ્રથમ તો તેની સભ્યતાથી જ કંઇક આકર્ષણ થયું, પછી તેના વાર્તાલાપમાં સુન્દરતા અને બુદ્ધિબળ દેખાયાં ને તેથી તે વધારે આકર્ષાયો. એ શાળાની કોઇ શિષ્યાથી આ પહેલાં તેનું હૃદય આકર્ષાયેલું નહિ. આ કુમારિકા પર તેને પક્ષપાત પણ થવા લાગ્યો. તેઓ મિત્ર બની રહ્યાં. તેઓ વિદ્યાભ્યાસમાં પરસ્પર સહાયતા આપતાં અને સારા વિષયો પર સુન્દર અને સભ્ય ચર્ચાઓ પણ કરતાં. મિત્રતાથી બીજી વિશેષ ભાવના હજી જાગૃત થઇ નહોતી. સત્રને અંતે તેઓ જુદાં પડયાં, ને પછી પુનર્મિલન થશે એવું તે સમયે તો માનેલું પણ નહિ. તેઓના ભાગ્યમાં

ફરી મળવાનું છે ને તેથી આ વાત આપણે અહીં જ પડતી મૂકીશું.

લેટિન ભાષામાં જેમ્સ ત્વરાથી પ્રવીણ થતો ગયો. જ્યારે જ્યારે તેને સમય મળતો ત્યારે ત્યારે તે તેનો જ અભ્યાસ કરતો. તે સત્રમાં શાળાના વાર્ષિક મહોત્સવને પ્રસંગે તેણે એક વ્યાખ્યાન આપ્યું. વાસ્તવિક રીતે આ તેનું પ્રથમજ વ્યાખ્યાન હતું. આ વ્યાખ્યાનથી જેમ્સનું પાણ્ડિત્ય પ્રકટ થયું. શ્રોતાઓ આશ્ચર્ય પામ્યા ને તેના જ્ઞાનની તથા શક્તિની મુક્ત કંઠે પ્રશંસા કરવા લાગ્યા.

ઇ. સ. ૧૮૫૦માં શાળાનો બધો અભ્યાસ પૂરો કરી જેમ્સ ગુગા શાળામાંથી માન સહિત વિદાય થયો. ત્યાર પછીને શિયાળે તેણે પાછી ફરી ગ્રામ્ય શાળા ભણાવવા માંડી. આ વખતે તેને ખાધા ઉપરાન્ત અઢાર ડોલરનો પગાર મળ્યો.

આ સમયે હિરમમાં એક નવું વિદ્યાલય સ્થપાયું. એ વિદ્યાલયનો એક વિદ્યાર્થી જેમ્સને મળ્યો, તેણે જેમ્સને કહ્યું, "એવું વિદ્યાલય આખા પ્રદેશમાં નથી. સ્થપાતાની સાથે જ સો વિદ્યાર્થીઓ તો દાખલ થયા ને હજી વધ્યાં જ જાય છે, દરિદ્ર વિદ્યાર્થીઓને સહાયતા આપવા માટે ફંડ છે. શિક્ષકો અતિશય ધાર્મિક, સચ્ચરિત્ર અને વિદ્વાન છે. એમાં રહીને તમે મહાવિદ્યાલયમાં દાખલ થવા જેટલો અભ્યાસ ખુશીથી કરી શકશો." જેમ્સે એ વિદ્યાલયમાં અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો.

ગ્રામ્યશાળા બંધ થઇ એટલે જેમ્સ ઘેર ગયો. એ સમયે

માતા ઇલિઝા મસ્કિંગમ પ્રદેશમાં રહેતાં પોતાનાં કેટલાંક સંબંધીજનોને મળવા જવાની તૈયારી કરી રહી હતી. માતાની તૈયારી જોઇ જેમ્સે પૂછયું, "મા, આ બધું શું ચાલે છે?"

"મસ્કિંગમ જવું છે, તું પણ તૈયાર થજે."

"ત્યાં કેટલુંક રહેવું છે?"

"વસંત અને ગ્રીષ્મ ત્યાં જ રહેવા વિચાર છે."

"મારે તો હિરમવાળા વિદ્યાલયમાં ભણવા જવું છે, અને એ વસંતમાં તો ઉઘડવાનું!"

"કેમ, ત્યાં જવાનો વિચાર રાખ્યો?"

"મારે મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવો છે ને તે માટે આ વિદ્યાલયમાં પ્રથમ અભ્યાસ કરવો પડશે."

"મહાવિદ્યાલયમાં તું જઇ શકશે?"

"હા, જઇ શકીશ. ગરીબ વિદ્યાર્થીઓને ત્યાં સહાયતા અપાય છે."

"ઠીક ત્યારે, પણ આ વખતે તો તારે મારી સાથે આવવું પડશે; બીજા સત્રમાં તું એ વિદ્યાલયમાં દાખલ થજે."

"પણ, એથી મારો બહુ વખત નકામો ચાલ્યો જશે."

"તારાં અભ્યાસપુસ્તકો સાથે લઇ લે; વળી કદાચ ત્યાં તને કોઇ શાળામાં નોકરી પણ મળી શકશે."

બીજે દિને પ્રભાતે તેઓ નીકળ્યાં. પ્રથમ તો માર્ગમાં કલીવલેન્ડ આવ્યું. અહીં જેમ્સને પેલો મદિરામત્ત કેપ્ટન યાદ આવ્યો, મછવો યાદ આવ્યો. કલીવલેન્ડ અને કોલંબ-

સનો રેલ્વે વ્યવહાર હમણાં નવો જ ઉઘડયો હતો. જેમ્સ અને તેની માતા રેલ્વેગાડીમાં બેઠાં. જેમ્સે આજે પ્રથમ જ વાર રેલગાડીનાં દર્શન કર્યાં. જગત પરના આ અદ્ભુત દેખાવથી તેને બહુ વિચારવાનું મળી આવ્યું. બુદ્ધિ અને સાહસની અગાધ શક્તિથી તે ચકિત થઇ ગયો.

કોલંબસનાં ભવ્ય મકાનો, ટાઉનહોલ અને ત્યાંની ધારાસભાની બેઠક જોઇને પણ તે ચકિત થઇ ગયો. ગાડીમાં બેઠા પછી તેણે માતાને કહ્યું, "પ્રવાસ આવો મજાનો છે, એમ જાણ્યું હોત તો કદીએ હું ના પાડત નહિ. ટાઉનહોલ જોયો એટલે તો મને લાગે છે કે શાળામાં એક માસ સુધી શિક્ષણ લેત, તોપણ મને આવું શિક્ષણ મળી શકત નહિ. સાર્વજનિક સંસ્થાઓનો મને કદી આવો ખ્યાલ આવેલો જ નહિ."

ઇલિઝા—સારૂં થયું તે તું આવ્યો, તને ઘણું વિચારવાનું મળી આવશે.

જેમ્સ—અને ખરેખર, મા, આ જગતમાં સર્વને વિચાવાની જરૂર છે.

"ખરી રીતે વિચારવાની."

"પણ અધ્યાપક બ્રેન્ચ તો કહેતા હતા કે વિદ્યાર્થીઓ બિલકુલ ન વિચારે તેના કરતાં તો ભૂલભરેલે વિચારમાર્ગે ચઢે તોપણ વાંધો નહિ."

"હું બ્રેન્ચની સાથે એકમત થઇ શકતી નથી. ખોટું વિચારવું તેના કરતાં ના વિચારવું સારૂં છે."

"વખતે એમ હોય કે જે મૂર્ખ વિદ્યાર્થીઓ કંઇ પણ શંકા કર્યા વિના પુસ્તકોમાં લખેલી હકીકતો ખરી માની લેતા હોય, તેમને વિચાર કરતાં શીખવવા સારૂ અધ્યાપકે એમ કહ્યું હોય."

એમ વાર્તાલાપ કરતાં તેઓ મસ્કિંગમ જઇ પહોંચ્યાં, ને સંબંધીઓને મળ્યાં. તેમણે તેમનો સાદર સત્કાર કર્યો. બેચાર દિવસ ત્યાં રહ્યાં ને કંઇક ઠર્યાં એટલે જેમ્સે પાછો કંઇક ધંધો શોધવા માંડ્યો. તુરત જ એક શાળા મળી આવી. વિદ્યાર્થીઓ અને લોકો જેમ્સની વિદ્યા ને વર્તણુકથી અતિશય સંતુષ્ટ થયા.

ગ્રીષ્મ ગઇ ને ચોમાસું આવ્યું, એટલે જેમ્સ માતાની સંગે પાછો ફર્યો અને ત્રણ માસે ઘર ભેગો થયો. જેમ્સે આ વખતે ઠીક પૈસા ભેગા કર્યા હતા.

---

: ૧૯ :

## હિરમ વિદ્યાલય

ઇ. સ. ૧૮૫૧ના ઑગસ્ટની આખરે જેમ્સ હિરમ જઇ પહોંચ્યો. વિદ્યાલયના કારભારીઓની અન્તરંગ સભા મળી હતી, ત્યાં જઇને તેણે દ્વારપાળને કહ્યું, "મારે અધ્યક્ષને મળવું છે."

દ્વારપાળે ઉત્તર આપ્યો, "એ તો સભામાં બેઠા છે."

જેમ્સ—હું ત્યાં ન જઇ શકું ?

દ્વારપાળ સુજન હતો તેથી તેણે અંદર જઇ અધ્યક્ષને સમાચાર આપ્યા, "એક યુવક આપને મળવા ઇચ્છે છે."

અધ્યાપકે કહ્યું, "અંદર બોલાવો."

જેમ્સ પોતાના ફાટેલા પોશાકથી અંદર ગયો. તે બોલ્યો, "મહાશય અભ્યાસ કરવાની મને આકાંક્ષા છે, ને તેથી હું અહીં આવ્યો છું."

અધ્યાપક—તમે ક્યાંથી આવ્યા છો ?

જેમ્સ—ઓરેન્જ પ્રદેશમાંથી. મારૂં નામ જેમ્સ એબ્રામ ગાર્ફિલ્ડ છે. મારા પિતા દેવલોક પામ્યા છે, મને બહુ ન્હાનો મૂકી તેઓ દેવલોક પામ્યા છે. મારી વિધવા માતાનું નામ ઇલિઝા ગાર્ફિલ્ડ છે.

અધ્યાપક—ત્યારે, તમે ગરીબ છો, એમ જ ને?

જેમ્સ—હા મહાશય, હું ગરીબ છું; પણ ધંધો કરી હું મારૂં ખર્ચ પૂરૂં કરી શકીશ. જો મને શાળામાં ઘંટ વગાડવાનું અને કચરો વાળવાનું કામ આપો તો મને કંઇક સહાયતા થાય.

અધ્યાપક—તમે કેટલો અભ્યાસ કરેલો છે?

જેમ્સ—શિયાળામાં શાળા ભણાવતે ભણાવતે ગુગા શાળામાં ત્રણ વર્ષ અભ્યાસ કર્યો છે. ગ્રીક અને લૅટિન શરૂ કર્યું છે. મહાવિદ્યાલયમાં જવાની ઇચ્છા છે.

એક સભાસદ બોલી ઉઠયો, "આવા વિદ્યાર્થીને આપણે

અવશ્ય સહાયતા આપવી જોઇએ." જેમ્સની ચપળતા, બુદ્ધિ ને ઉત્સાહથી સર્વે ચકિત થઇ ગયા હતા. તેની નિર્ધનતા છતાં આગળ ભણુવા માટેની ઉત્સુકતાથી સર્વેને લાગણી થઇ આવી હતી.

અધ્યક્ષ બોલ્યો, "જરૂર સહાયતા આપવી જોઇએ. એણે સારો માર્ગ ગ્રહણ કર્યો છે. ને એ માર્ગે આપણે એને સહાયતા આપવી જ જોઇએ."

બીજો સભાસદ બોલ્યો, "ઘંટ વગાડવાનું ને કચરો વાળવાનું કામ તમે સારીરીતે કરી શકશો, એની ખાતરી શી?"

જેમ્સે દૃઢતાથી ઉત્તર આપ્યો, "બે અઠવાડિયાં મારૂ કામ જુઓ ને તેથી જો આપને સંપૂર્ણ રીતે સંતોષ ન થાય, તો મારે એક શબ્દ પણ બોલ્યા વિના એ કામ છોડી દેવું." જેમ્સના આ સ્પષ્ટ અને પ્રામાણિક ઉત્તરથી બધા સંતુષ્ટ થયા. એટલે ઘંટ વગાડવાનું અને કચરો કહાડવાનું કામ એને સોંપવામા આવ્યું જેમ્સ આ સમયે વીસ વર્ષનો થયો હતો.

એક દિવસે તે અધ્યાપક પાસે ગયો ને તેમને વિનયથી કહેવા લાગ્યો, "ગુરુ મહાશય, મારે મહાવિદ્યાલયનો અભ્યાસ કરવો છે, ને તે માટે તૈયારી કરવા હું અહીં આવ્યો છું. ત્યારે, હવે મારે કેવી રીતે અભ્યાસ કરવો, એ સંબંધે કંઇ સૂચનાઓ આપવા કૃપા કરશો?"

અધ્યાપકે પ્રશ્નના રૂપમાં ઉત્તર આપ્યો, "ત્યારે તમારે અભ્યાસ પરિપૂર્ણ કરવો છે, કેમ?"

ઘટે. જે વિદ્યાર્થીઓ સારી રીતે કચરો વાળી શકે નહિ, તે વિદ્યાર્થીઓ સારી રીતે અભ્યાસ પણ કરી શકે નહિ; આ નિયમમાં અપવાદ હશે; પણ નિયમ તો ખરોજ છે.

સહવાસી બોલ્યો, "નિયમ ખરો છે, પણ કેટલાક એવા પણ હોય છે કે તેઓ એક વાત તરફ વધારે ધ્યાન આપે છે ને બીજી તરફ ઓછું ધ્યાન આપે છે."

જેમ્સ—એમ હશે, અને તેથી જ જગતમાં તેઓ નિષ્ફળ નીવડે છે. જે માણસમાં સર્વવ્યાપી ખંત હોય છે, તે જ બધાં કાર્યોમાં પરિપૂર્ણ ધ્યાન આપી શકે છે. મેં થોડા જ સમય પર ફ્રેન્કલિનનું જીવનચરિત્ર વાંચ્યું હતું, તે મહાપુરુષનું કહેવું છે કે સંપૂર્ણતાથી જ વિજય પ્રાપ્ત કરી શકાય.

સહવાસી—માટે તમે કચરો વાળવા તરફ આટલું બધું ધ્યાન આપો છો, નહિ?

જેમ્સ—બેશક, અને વળી કોઇ કામ અધું કરવું તેના કરતાં પૂરૂં કરવું એ કંઇ એકંદરે કઠણ નથી. કાચી રહી ગયેલી કવિતા બોલતાં જેટલો પ્રયાસ પડે છે તેટલો પ્રયાસ પાકી કરેલી બોલતાં પડતો નથી.

સહવાસી—એ તો ખરૂં.

જેમ્સ—કચરો વાળવામાં પણ એમ જ છે. જેવો તેવો કચરો કાઢ્યો હોય તો તે ખંડ એક વાર તો મારી આંખને જ ગમે નહિ. વળી સ્વચ્છ સ્થળ ઉપર કચરો પાડતાં સૌ કોઇ વિચારે ને કચરાવાળે સ્થળે કચરો નાખતાં વાર ન લગાડે.

જેમ્સે ઘંટ વગાડવા અને કચરો વાળવાની બે અઠવાડિયાંની મુદત માગી હતી અને તે સમયમાં અધ્યાપક તેના કાર્યથી ખૂબ સન્તુષ્ટ થયા અને એ કાર્ય પર તેની કાયમની નિમણૂક કરી.

ઇલિનોઇસ પ્રદેશની એક યુવતી આ સમયે આ પાઠશાળામાં અભ્યાસ કરતી હતી. તે જેમ્સના સંબંધમાં લખે છેઃ "જ્યારે તે શાળામાં દાખલ થયો ત્યારે પોતાનું ખર્ચ કાઢવા તેણે ઘંટ વગાડવાનું ને કચરો કાઢવાનું કામ કરવા માંડયું. એને પ્રભાતમાં ઘંટ વગાડતાં અને શિક્ષકો તથા શિષ્યોને કામે લગાડવા ઘંટ પર હાથ લગાડી ઉભેલો હું એને હજી યે ઘણી વાર જોઉં છું. શાળામાં સર્વની સાથે તે આનંદથી વાતો કરતો. શાળામાં તે સર્વને પ્રિય થઇ પડયો હતો. તે સરળ સ્વભાવનો હતો, સર્વની સાથે વાત કરવા ઉત્સુક હતો અને વળી ઘણો નમ્ર પણ હતો. તેના શબ્દોમાથી હાસ્યરસ ઝરતો, તથાપિ કોઇ વિદ્યાર્થીને માઠું લાગે તેવો તે કદી ઉપહાસ કરતો નહિ."

વાચક જોઇ શકશે કે ઘંટ વગાડનાર ને કચરો વાળનાર વિદ્યાર્થી સર્વપ્રિય થઇ પડયો હતો. અક્ષરગણિતમાં જેટલો રસ તે લેતો તેટલો જ રસ ઘંટ વગાડવામાં ને કચરો વાળવામાં તે લેતો. આ ઘંટ વગાડનારમાં ખાસ બીજા પણ અસાધારણ ગુણ હોવા જ જોઇએ, નહિ તો તે સર્વપ્રિય થઇ શકે નહિ. આનન્દની વાત તો એ છે કે તે પોતાની વર્તણુકથી ઘંટ વગાડવાના કે કચરો વાળવાના હલકા ધંધાને પણ માનપ્રદ બનાવી શકયો. જે વિદ્યાર્થીઓ પ્રથમ

ઘંટ ને સાવરણીને હાથ અડાડવા ના પાડતા, તેઓ પણ હવે એ ધંધાને માનપ્રદ માનવા લાગ્યા અને પછી તો એવી સ્થિતિ થઇ પડી કે ઘણા પ્રયાસે પણ જે વિદ્યાર્થી આ કામ મેળવી શકતો તે મહા ભાગ્યશાળી મનાતો. એ રીતે જેમ્સે અત્યાર સુધી હલકા મનાતા કામોને પોતાના ચારિત્ર્યબળે ગૌરવમંડિત કર્યાં.

શાળાના પુસ્તકાલયમાં આશરે બે હજાર પુસ્તકો હતાં. આ જ્ઞાનભંડારમાંનું અમૃત તેણે ધીરે ધીરે પીવા માંડ્યું. અવકાશનો બધો સમય તે પુસ્તકોને આપતો. ગુણાશાળામાંથી જ શિષ્ટ સાહિત્યના વાચનનો તેનો શોખ ખીલેલો. "ઘણું, ઘણાં નહિ," એ સૂત્રને અવલંબી તેણે ત્યાંથી જ ધીરે ધીરે પદ્ધતિસર અભ્યાસ કરવા માંડેલો. એક વખત એક પુસ્તકમાંથી તે કંઇક નોંધી લેતો હતો, તે જોઇ તેનો એક સહવાસી બોલ્યો, "શું કરે છે, જેમ્સ? પુસ્તકનો ઉતારો કરી લે છે?"

જેમ્સ—ઉતારો તો નહિ, પણ ઉપયોગી ભાગો નોંધી લઉં છું. પુસ્તક જેમ બને તેમ મારૂં કરી લેવું એ હેતુ છે.

સહવાસી—એમ ક્યારે પાર આવે?

જેમ્સ—જલદી પાર આણી નાખવાના હેતુથી હું વાંચતો જ નથી. અભ્યાસ કરવાના હેતુથી વાંચું છું.

સહવાસી—પણ તું કરે છે શું?

જેમ્સ—પુસ્તકમાંના વિષયોને પૃથ્થકવાર નોંધી રાખું છું, કે જ્યારે જોઇએ ત્યારે ઉપયોગ થઇ શકે. બધાં પુસ્તકની

હુ તો એ પ્રમાણે નોધ રાખુ છુ

સહવાસી—ધીરજ હોય તો પદ્ધતિ તો સારી છે, પણ મારાથી તો એ ન બની શકે, મારાથી તો આમ વાર લગાડી લગાડી વાચી શકાય જ નહિ મને તો જલદી જલદી વાચી નાખવાનુ ગમે

જેમ્સ—પણ, પરિણામે મને પણ બહુ વાર નથી લાગતી તને કોઇ વિષયની હકીકત જોઇએ ત્યારે તારે બધુ ખોળવુ પડે, હુ તો આ નોટબૂકમાથી તુરતજ શોધી શકુ

જેમ્સ સદા આ પદ્ધતિથી અભ્યાસ કરતો, વિદ્યાર્થી-જીવન સમાપ્ત કરી તે સસારમા ગયો ને નાગરિક-જીવન જીવતો થયો ત્યારે પણ તેણે એ પદ્ધતિથી જ જે તે વિષયોનો અભ્યાસ કરેલો ને તેથીજ તેનો જગતપ્રખ્યાત વિજય થયો હતો

વસન્ત ઋતુ આવી અને અધ્યાપકે વિદ્યાર્થીઓને સૂચના કરી કે જગલમાથી વૃક્ષો લાવીને વિદ્યાલયની ચારે બાજુએ રોપી દીધા હોય તો પચ્ચીસ ત્રીસ વર્ષ પછી ભણવા આવનાર વિદ્યાર્થીને બહુ સુખ પડે

જેમ્સે બેકરને કહ્યુ, "બહુ સુન્દર સૂચના! જો પ્રત્યેક વિદ્યાર્થી અને વિદ્યાર્થીની એકેકુ વૃક્ષ રોપે, તોય ત્રીસ વર્ષ પછી અહીં વૃક્ષોની ઘટા થઇ જાય હુ ધારૂ છુ કે આવતે શનિવારે જ આપણે રોપી દઇએ"

બેકર—પણ હુ ધારૂ છુ કે વિદ્યાર્થીનીઓથી રોપવાનુ કામ નહિ થઇ શકે

જેમ્સ—તેમને આપણે રોપી આપીશું, એવી સહાયતામાં તો આપણે અભિમાન લેવું જોઇએ.

બેકરે સૂચના કરી, "અને વૃક્ષનાં નામો તો એ વિદ્યાર્થીનીઓને નામે જ રાખવાં."

જેમ્સ—બહુ સારો વિચાર! તારા મસ્તકમાંથી બહુ સુન્દર વિચારો જન્મ પામી શકે છે, મને તો એ ખ્યાલ પણ નહોતો. લાગે છે કે તને નારીજાતિ તરફ બહુ માનવૃત્તિ છે.

બેકર—પણ વિદ્યાર્થીનીઓને વૃક્ષ રોપી આપવાની કલ્પના તો તારા મગજમાંથી જ નીકળીને.

જેમ્સ—આપણને સ્ત્રીજાતિ પ્રત્યે માન હોવું જ જોઇએ.

બીજે શનિવારે વિદ્યાલયના વિદ્યાર્થીઓએ ઝાડ રોપ્યાં. જેમ્સને પ્રથમથી જ પુષ્પવેલીઓ ને પુષ્પવૃક્ષો તરફ સ્નેહ હતો, આજ એણે વૃક્ષ રોપવામાં ઉત્સાહે ભાગ લીધો. ત્રીસ વર્ષ પછીના વિદ્યાર્થીઓને આપણે રોપેલાં વૃક્ષોની છાયા અને પુષ્પો સુખકર થશે, એ વિચારથી વિદ્યાર્થીઓનાં મન પ્રફુલ્લ થયાં.

જેમ્સને બાળકો વધારે ગમતાં ને તેમને તે બહુ રમાડતો. વિદ્યાલયમાં પણ તે રમવા જતો, ત્યારે ન્હાનાં બાળકોને રમવા દેતો. એક દિવસ બધા મ્હોટા વિદ્યાર્થીઓ ક્રિકેટ રમવા જતા હતા, ત્યારે ન્હાનાં બાળકો રમવાને માટે બહુ ઉત્સુક બની ગયાં છે એમ જેમ્સને લાગ્યું. એટલે તેણે પોતાના સંગીઓને કહ્યું, "આજે આ વિદ્યાર્થીઓને પણ સાથે લો."

સંગી—આ બાળકોને ? નહિ, તેઓ ઊલટી રમત ખરાબ કરી નાખશે.

જેમ્સ—પણ રમવાની આપણને જેટલી હોંશ છે તેટલી જ તેમને છે.

સંગી—તેથી શું? એમને માટે આપણી રમત ખગબ કરવી?

જેમ્સ—ત્યારે, મારે પણ નથી આવવું, હું તો આજે એમની જ સાથે રમીશ.

એક રમતનો ઉમંગી વિદ્યાર્થી બોલી ઉઠયો, "અરે ભાઇ, એમને પણ લો. જેમ્સ જેને કહે તેને લો. રમત બગડે તો ભલે બગડે."

જેમ્સ—રમતના નિયમો શાસ્ત્ર સ્ચવાને માટે નહિ પણ ગમ્મત કરવાને માટે છે; આપણી રમત એમને લીધે શાસ્ત્રીય નહિ નીવડે પણ ગમ્મત તો પડશે જ.

---

: ૨૦ :

## પઠન-પાઠન

એક વર્ષ પૂરૂં થયું, કાર્યવાહક મંડળે જેમ્સને ઘંટ-વગાડવાના તથા કચરો કહાડવાના કામમાંથી મુક્ત કર્યો અને ઉપશિક્ષકની જગ્યા આપી. ઈંગ્લિશ અને પ્રાચીન ભાષાઓ શીખવવાનું કામ તેને સોંપ્યું.

ઈ. સ. ૧૮૫૩–૫૪ના પાઠશાળાના પત્રકમાં જેમ્સનું નામ શિક્ષક અને શિષ્ય બન્ને તરીકે લખાયું: “જે. એ. ગાર્ફિલ્ડ ઇંગ્લિશ ને પ્રાચીન ભાષાઓનો શિક્ષક” અને “જેમ્સ એ. ગાર્ફિલ્ડ ઓહિઓ પ્રદેશનો વિદ્યાર્થી.” પણ એથી પતે એમ નહોતું. હવે જેમ્સ શિક્ષક, શિષ્ય અને સુતાર ત્રણે બન્યો. તેને મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવો હતો, તેથી પૈસાની તેને જરૂર હતી. શિક્ષકના પગારમાંથી બધું બચે એમ નહોતું તેથી તેણે સુતારનું કામ પણ સાથે સાથે કરવા માંડયું. તેની હથોડીનો અવાજ શાળાના વખત પ્હેલાં ને પછી શિક્ષકો અને વિદ્યાર્થીઓ હંમેશ સાંભળતા.

એ વિદ્યાલયમાં એલ્મેડા એ. બૂથ નામની એક કુમારીકા હતી, તે એક ધર્મગુરુની પુત્રી હતી. તેનું વય ત્રીસ વર્ષનું હતું. પ્રકૃતિએ તે અતિ પવિત્ર અને બુદ્ધિએ અતિ તીક્ષ્ણ હતી. શાળામાં તે શિક્ષકનું કાર્ય કરતી, ને ગણિતશાસ્ત્રનો તથા પ્રાચીન ભાષાઓનો અભ્યાસ કરતી. એક યુવકની સાથે તેનો વિવાહસંબંધ નક્કી થયો હતો, પણ દુર્ભાગ્યે લગ્ન થતા પૂર્વે જ તે મૃત્યુ પામ્યો. ધર્મગુરુની એ ગુણવંતી કન્યાને આથી વૈરાગ્ય ઉત્પન્ન થયો. ને પછી સંસારત્યાગ કરી કેવળ જ્ઞાનજીવન ગ્રહણ કરવાનો તેણે નિશ્ચય કર્યો. જેમ્સના સાત્ત્વિક અને ધર્મભાવપૂર્ણ પવિત્ર જીવનથી તેના પર આ સાધ્વીના હૃદયમા વાત્સલ્યભાવ સ્ફૂર્યો, અભ્યાસમાં તેણે તેને પોતાનો સંગી બનાવ્યો. પુસ્તકાલયમાંથી પુસ્તકો લાવવા માંડયાં ને બન્નેએ સાથે અભ્યાસ કરવા માંડયો. જેમ્સે પોતે

સ્વીકારેલું કે એ સાધ્વીથી મારા અભ્યાસમાં મને બહુ સહાયતા મળેલી.

કુમારીકા બૂચે એક દિવસ આચાર્યને કહ્યું, "જેમ્સ જેવો વિચક્ષણ વિદ્યાર્થી હજી મેં જોયો નથી. તેના ભાગ્યમાં કંઇક અલૌકિક પરિણામ લખ્યું લાગે છે."

આચાર્યે કહ્યું, "હા, પણ જો કુમાર્ગે ન ચઢી જાય તો."

કુમારીકાએ ઉત્તર આપ્યો, "નહિ, તેનું જીવન સાત્વિક છે. એટલે એ સંબંધે મને કંઇજ ભય નથી. મને લાગે છે કે એ પોતાનું નામ અમર કરી જશે."

આચાર્યે માથું હલાવી કહ્યું, "હું પણ એમ જ માનું છું, તથાપિ આપણા ઘણા બુદ્ધિશાળી યુવકો કુપથે ચઢી જાય છે ને જીવન નષ્ટ કરી નાખે છે."

આચાર્યે કુમારીકા કરતાં સંસાર વધારે જોયો હતો તેથી તે કોઇપણ વસ્તુ માટે પોતાનો અભિપ્રાય આપતાં આચકો ખાતો.

સાથે સાથે જેમ્સનો ધર્મચર્ચા કરવાનો ઉત્સાહ પણ વધતો ગયો. વિદ્યાલયમાં આવતાંજ તેણે એ સંબંધે ભાષણો આપવા માંડયાં હતાં તેનાં ભાષણોથી અને ધર્મભાવથી સર્વની તેના પર ને ધર્મ પર પ્રીતિ બંધાઇ. ભાષણોમાં જે બુદ્ધિ, વિવેક, વિવેચન, પ્રમાણ વગેરેનો તે ઉપયોગ કરતો, તેથી શ્રોતાવર્ગ સ્તબ્ધ થઇ જતો. એક સમયે એક ધર્મ મન્દિરમાં ધર્મોપદેશક બેન્ટલી ઉપદેશ આપવાનો હતો. જેમ્સ ઉપદેશકની પાસે જ બેઠો હતો ને બેન્ટલી ઉપદેશ આપી

રહે ત્યાર પછી કંઇક બોલવાનો વિચાર કરતો હતો. એવામાં એક માણસ આવ્યો ને જેમ્સને કહેવા લાગ્યો, "સામે એક રાજકીય સભા ભરાઇ છે. તેમાં બધા વક્તાઓ અત્યાર સુધી લોકને સંતોષ આપવામાં નિષ્ફળ નીવડયા છે, માટે પ્રમુખ તમને ભાષણ આપવા તેડે છે."

તત્કાળ જેમ્સ ઉઠયો. તે જોઇ બેન્ટલી ઉપદેશ આપતાં આપતાં જ બોલી ઉઠયો, "અરે જેમ્સ! જતા ના. તુરત જ વળી વિચાર આવ્યો ને લાગ્યું કે યોગ્ય કારણ વિના પેલા માણસ સાથે તે નહિ જ જતો હોય. તેથી સભાજનોને ઉદ્દેશી તે બોલ્યો, "જવા દો, એને જવા દો; હજુ તો એને સંયુક્ત સંસ્થાનોના પ્રમુખનું સ્થાન લેવાનું છે."

આ સમયે સંયુક્ત સંસ્થાનોની કોંગ્રેસમાં નાસી ગયેલા ગુલામોને પકડી તેમના શેઠોને સોંપવાના કાયદા વિષે આંદોલન થતું હતું. વૃદ્ધો અને યુવકોએ એકઠા થઇ કોલાહલ મચાવી મૂકયો. શાળાઓ અને પાઠશાળાઓમાં એ કોલાહલ જઇ પહોંચ્યો. આપણે જોઇ ગયા છીએ કે સર્વ પ્રકારની ગુલામગીરી વિરુદ્ધ જેમ્સનો પોકાર હતો. આ પ્રસંગે તેનો પિત્તો ઉછળી આવ્યો ને વાગ્વર્ધિની સભામાં તેનાં તીખાં તમતમાં ભાષણો સંભાળવા માંડયાં. ડેનિયલ વેબ્સ્ટર પ્રત્યે તેને બહુ માનવૃત્તિ હતી. પણ સાંભળ્યું કે તે પુરુષ પણ આ કાયદાના પક્ષમાં ઉભો છે, ત્યારે તેને તેના પર બહુ તિરસ્કાર વછૂટયો. તે પોતાના વિચારો ગુપ્ત રાખી શકે એમાંનો નહોતો. તે એ પ્રસંગે 'ઇસાયા'ના શબ્દોમાં બોલેલો કે "એબેલના રૂધિરની પેઠે પીડિતોનો અને

દલિતોનો આર્તનાદ પ્રભુ પાસે પહોંચશે ને મુક્તિને માટે પોકાર ઉઠાવશે. દાસત્વના વૃદ્ધ વૃક્ષ ઉપર પ્રભુકોપજનિત વીજળી પડશે; ને તે શાખામૂળસમેત ભૂમિસાત્ થશે.

જેમ્સ પ્રાચીન ભાષાઓનો મદદનીશ શિક્ષક થયો, ત્યારે ગ્રીક ભાષાના વર્ગમાં કુમારીકા લુકેશીઆ રૂડૉલ્ફ દાખલ થઇ. આ કુમારીકાનો જેમ્સની સાથે આપણને પણ ચેસ્ટર શાળામાં સમાગમ થયો હતો, એ તો વાચકને યાદ હશેજ. કુમારીકાને સારૂં શિક્ષણ આપી શકાય એ હેતુથી તેનો પિતા હવે હિરમમાં આવી રહ્યો.

એ કુમારીકાનાં ફરી દર્શન થવાથી જેમ્સને બહુ આનન્દ થયો અને એક બુદ્ધિમતી શિષ્યા પ્રાપ્ત થઇ તેથી તેને સન્તોષ પણ થયો. શિષ્ય કરતાં પણ બીજો પ્રિયતર સંબંધ એની સાથે થવા નિર્માયો છે એવું તો તે સમયે જેમ્સને સ્વપ્નું પણ નહોતું. દિવસો વહી ચાલ્યા અને મહિના વીત્યા; છતાં તે તેની શિષ્યાજ રહી હતી. ગ્રીકમાં ને બીજા વિષયમાં પણ શિષ્યાના સત્સ્વભાવથી ગુરુના હૃદયમાં કંઇક અલૌકિક ભાવ ઉત્પન્ન થતો ગયો. જેમ્સ પોતે પણ પ્રથમ તો આ ભાવ સમજી શકેલો નહિ. ધીરે ધીરે સંવનન ચાલ્યું. શિષ્યા વિનતા બની, અન્તે નક્કી થયું કે જ્યારે વિદ્યાર્થીજીવન પૂરૂં થઇ રહે ત્યારે એ વનિતા–શિષ્યાને સહધર્મચારિણી રૂપે જેમ્સે ગ્રહણ કરવી. આ સમયે જેમ્સ બાવીસ વર્ષનો હતો ને કુમારીકા રૂડૉલ્ફ એકવીસ વર્ષની હતી.

અનુભવીઓએ અનુમાન કર્યું કે જેમ્સ હવે મોહ-

જાળમાં ફસાયો ને તેથી તે બરાબર અભ્યાસ કરી શકવાનો નહિ. પણ એમ કહી શકાય કે તેઓ જેમ્સની પ્રકૃતિથી અને તેના ચારિત્રબળથી હજુ અજ્ઞાત હતા. ઊલટું એક બીજાની સહાયતાથી તેઓનો અભ્યાસ વધ્યો ને જેમ્સના કેટલાક ગુણોપર સુન્દર ઓપ ચઢયો. તીક્ષ્ણ બુદ્ધિ કરતાં નિર્મળ સ્નેહ સુન્દર અને ભવ્ય છે, અને જ્યારે એ સ્નેહરસથી બુદ્ધિપાત્ર રસાય છે, ત્યારે તેનામાં અલૌકિક જગદુદ્ધારક શક્તિ આવે છે. માત્ર સાધુ પુરુષોના-ભાગ્યમાં આ દિવ્ય સંયોગ લખાયો હોય છે. જેમ્સ આ સાધુ પંક્તિમાં સ્થાન પામવા ભાગ્યશાળી બન્યો.

ઘણા વિદ્યાર્થીઓમાં એવી ટેવ હોય છે કે તેઓ માત્ર અભ્યાસમાં રચ્યાપચ્યા રહે છે. રમતગમતમાં ભાગ લઇ શકે એવું તત્ત્વ તેમના સ્વભાવમાં હોતું જ નથી. પરંતુ જેમ્સ તો વિદ્યાર્થીમંડળની રમતોમાં મુખ્ય ભાગ લઇ શકતો ને બધાંને આનંદ આપી શકતો. તેના શબ્દોમાં એવું માધુર્ય હતું કે બધા તેના હોઠ તરફ જોઇ રહેતા. એક સમયે શાળાના બધા વિદ્યાર્થીઓ પ્રવાસે નીકળ્યા. સત્તાવીસ માઇલ પર એક સુન્દર વન હતું, ત્યાંની લીલાનો રસ લેવા તેઓ ચાલ્યા. માર્ગમાં સર્વને ગમ્મત કરાવનાર ને પ્રવાસમાં રસ આપનાર જેમ્સ જ હતો.

તેણે ચિત્રવિદ્યાનો અભ્યાસ કરવા માંડયો, ને તેમાં પણ તે એવો નિપુણ નીવડયો કે અંતે તેજ શાળામાં તે ચિત્ર શિક્ષક પણ બની શકયો. જે વિષયપર તે ધ્યાન આપતો, તેમાં પારંગત થયા વિના તે તેને છોડતો નહિ. એના

સ્વભાવમાં જ એવું કંઇક હતું. 'સંપૂર્ણ કરવું અથવા આરંભવું જ નહિ.' એ એનું કાર્યસૂત્ર હતું.

અભ્યાસ પૂરો થયો. હવે મહાવિદ્યાલયમાં જવાની તૈયારી થવા માંડી. શાળાના કારભારીઓએ ઠરાવ્યું કે મહાવિદ્યાલયનો અભ્યાસ પૂરો કરી રહે એટલે જેમ્સને અધ્યાપક સ્થાને યોજવો. હિરમ વિદ્યાલયે તેના ઉપર એટલા ઉપકાર કર્યા હતા કે જેમ્સે પણ વિદ્યાલયની સેવા કરવાનું સ્વીકાર્યું. બે વર્ષ તે શિક્ષક પદે રહ્યો, તે સમયમાં તેણે શિષ્યોની અતિશય પ્રીતિ સંપાદન કરી. કારભારી મંડળનો પ્રમુખ લખે છે, "તેનામાં અતિશય બુદ્ધિ છે, એ આ બે વર્ષમાં સિદ્ધ થઇ ચૂક્યું છે. વિદ્યાર્થીઓના હૃદયમાં પ્રીતિભાવ ઉત્પન્ન થયો છે. અને અમને પ્રતીતિ થઇ છે કે જેમ્સ જો શાળાનો અધ્યાપક થાય તો શાળાને, શિક્ષકોને અને શિષ્યોને અનુપમ લાભ થાય."

એ સમયે 'શિષ્ય' પંથના સ્થાપક એલેકઝાન્ડર કેમ્પબેલે બેથેની મહાવિદ્યાલય સ્થાપ્યું હતું, તેમાં જવાનો જેમ્સે પ્રથમ વિચાર કર્યો. પણ પછી તે વિચાર ફેરવી નાખ્યો. અધ્યાપકે તેનું કારણ પૂછ્યું, "કેમ એ વિચાર માંડી વાળ્યો, જેમ્સ? એ મહાવિદ્યાલય આપણા પન્થનું છે."

જેમ્સ—એ જ કારણથી મેં વિચાર માંડી વાળ્યો છે. અવલોકન શક્તિ વિશાળ થાય, એ હેતુથી મારે બીજા કોઇ પંથના મહાવિદ્યાલયમાં દાખલ થવું જોઇએ, એવું મને લાગે છે. એક જ તરેહના વિચારોથી વિચારશક્તિ સંકુચિત

રહે એવો મને ભય રહે છે. આથી મેં ન્યુ ઇંગ્લેન્ડની કોઇ મહાવિદ્યાલયમાં દાખલ થવાનો વિચાર કર્યો છે.

તેજ સમયે આ સંબંધે તેણે એક મિત્રને આ પ્રમાણે પત્ર લખેલો, "બેથેની મહાવિદ્યાલયમાં નહિ જવાને મુખ્ય ત્રણ કારણો છે. પ્રથમ તો એ મહાવિદ્યાલયમાં અભ્યાસક્રમ વિશાળ અને ઉદાર નથી; બીજું એ મહાવિદ્યાલય ગુલામગીરીના કાયદાને અનુમોદન આપે છે અને ત્રીજું હું 'શિષ્ય' સંપ્રદાયનો અનુયાયી હોઇ મને બીજા સંપ્રદાયોનું કંઇ જ્ઞાન નથી, એટલે મને લાગે છે કે મારે નવા સમાજોનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ; કારણકે તે વિના હૃદય વિશાળ અને ઉદાર થઇ શકતું નથી. બ્રાઉન યુનિવર્સિટી, યેલ મહાવિદ્યાલય અને વિલિયમ્સ મહાવિદ્યાલયના પ્રમુખોને મેં પત્રો લખ્યા હતા ને તેમના ઉત્તરો પણ આવી ગયા છે.

"બધા લખે છે કે હું બે વર્ષમાં સ્નાતક થઇ શકીશ. બધા પત્રો વ્યાપારી પદ્ધતિએ ટૂંકા લખાયા છે, પણ વિલિયમ્સ મહાવિદ્યાલયના પ્રમુખ હોપ્કિન્સે પોતાના પત્રને અન્તે એક સ્નેહવાક્ય ઉમેર્યું છે, કે 'જો તમે અહીં આવશો, તો મારાથી થશે તે સહાયતા આપવા તત્પર રહીશ.' આ વાક્ય તેની સહૃદયતા દર્શાવે છે અને તેથી મેં વિલિયમ્સ મહાવિદ્યાલયમાં જવાનો નિશ્ચય કર્યો છે. આવતા અઠવાડિયામાં હું વિલિયમ્સ જવાનો છું."

હિરમ વિદ્યાલયમાં અભ્યાસ પૂરો કરી જેમ્સ ઘેર ગયો અને વિલિયમ્સ મહાવિદ્યાલયમાં જવાની તૈયારી કરવા લાગ્યો. માતાની સલાહ લીધી.

ટૉમસે તેને પૂછ્યું, "ભાઇ, પૈસા માટે શી યોજના કરી? પૈસા તો કને નહિ હોય?"

જેમ્સ—શિયાળામાં શાળા ભણાવીશ.

ટૉમસ—પણ તું બે વર્ષો કૂદાવીને મહાવિદ્યાલયમાં જાય છે, એટલે શિયાળામાં તો અભ્યાસ કરવો એજ સારૂં છે.

જેમ્સ—ત્યારે, પૈસાનું શું કરવું?

ટૉમસ—પૈસા હું ધીરીશ. તું જ્યારે ભણી રહે ને કમાય ત્યારે આપજે.

જેમ્સ—અને હું મરી ગયો તો?

ટૉમસ—ગયા!

જેમ્સ—નહિ, હું તમને જોખમમાં નાખવા ઇચ્છતો નથી. હું પાંચસો ડોલરનો વીમો ઉતરાવું અને તેથી કદાચ મારૂં મૃત્યુ થશે તોપણ તમારા પૈસા ડૂબશે નહિ.

ટૉમસ—તારી ઇચ્છા હોય તો મને વાંધો નથી.

જેમ્સ—હા, મારી ઇચ્છા છે, કારણકે એથી મારી ચિન્તા દૂર થશે.

જેમ્સે પોતાની જીંદગીનો વીમો ઉતરાવ્યો અને ભાઇના હાથમાં એ પોલિસીનું કાગળીઉં મૂકતાં બોલ્યો, "જો હું જીવીશ તો તમને રૂપીઆ આપીશ અને જો હું મરી ગયો તો તમારે કંઇ ખોટ જશે નહિ."

જેમ્સ ત્રણ વર્ષ હિરમ વિદ્યાલયમાં રહ્યો, તે દરમિયાન

એના કાર્યક્રમમાં કંઇ ખાસ' નવીનતા નહોતી. હમ્મેશની માફકજ તે નિયમિત અભ્યાસ કરતો. જે અભ્યાસ છ વર્ષમાં પૂરો થાય તે એણે ત્રણ વર્ષમાં પૂરો કર્યો. વિશેષમાં એણે પોતાનું ખર્ચ પણ સુતારીકામ, શિક્ષકનું કામ વગેરે કરી મેળવ્યું ને થોડા પૈસા પણ મહાવિદ્યાલયના ખર્ચ માટે બચાવ્યા.

---

## : ૨૧ :

## મહાવિદ્યાલયમાં

ગ્રીષ્મ ઋતુની રજાઓ પડતાં પહેલાં વિલિયમ્સ મહાવિદ્યાલયના પ્રમુખ ડૉ. હોપ્કિન્સ પાસે જઇ જેમ્સ ઉભો. તેણે પોતાનું નામઠામ આપ્યું. પંડિત હોપ્કિન્સને જેમ્સે લખેલો પત્ર એટલો બધો સારો લાગેલો, કે તેનું નામ સાંભળતાં જ તેણે તેને સ્નેહપૂર્વક આવકાર આપ્યો. જાણે પોતાના ઘરમાં જ પિતાની સાથે વાત કરતો હોય એવો અનુભવ જેમ્સ અનુભવવા લાગ્યો. તેનો પિતા એબ્રામ તો તેની બાલ્યાવસ્થામાં જ મૃત્યુ પામ્યો હતો, પણ જાણે આજે ધર્મનો પિતા આવ્યો હોય તેવું સુખ તેને થયું. પંડિત મહાશય અત્યંત વિદ્વાન અને સ્નેહાળ હતા. જેમ્સને લાગ્યું કે હિમગિરિ સમાન કોઇ ઉન્નત હૃદય અને સાગર સમાન કોઇ મહા ગંભીર ગુરુને ચરણે આવીને તે ઉભો છે. આવા

ગુરુની પાસે જ્ઞાન લેવા આવ્યો છે, એ વિચારથી તે પોતાને પરમ ભાગ્યશાળી માનવા લાગ્યો.

મહાવિદ્યાલયની પ્રાવેશિક પરીક્ષા તેણે પાસ કરી, ને મહાવિદ્યાલયમાં તે દાખલ થયો. તુરત જ રજાઓ પડી. હોપ્કિન્સ સાહેબે સૂચના કરી કે રજાઓમાં મહાવિદ્યાલયમાં જ રહી પુસ્તકાલયમાંનાં પુસ્તકો વાંચવાથી બહુ લાભ થશે. જેમ્સે એમ કરવાની પોતાની ઇચ્છા જણાવી. પુસ્તકો વાંચવા તેને રીતસર પરવાનગી મળી એટલે અત્યંત આગ્રહથી પુસ્તકો આણી તેણે વાંચવા માંડયાં. આવું પુસ્તકાલય તેણે કોઇ દિવસ જોયેલું નહિ, તેથી આ જ્ઞાનસાગરમાં જેટલું સ્નાન કરી લેવાય તેટલું કરવા તે તત્પર બન્યો. શેક્સપિયરનું આખું પુસ્તક તેણે કદી જોયેલું નહિ; માત્ર છૂટક છૂટક ગ્રંથોમાં એ કવિવરની કૃતિઓમાંથી જે અવતરણો લીધેલાં તે જ તેણે વાંચેલાં. આજે એ સમગ્ર પુસ્તકો આ પુસ્તકાલયમાં મળી આવતાં જિજ્ઞાસા તૃપ્ત કરવાનો સુપ્રસંગ આવેલો જોઇ જેમ્સ પોતાને અહોભાગ્ય માનવા લાગ્યો. કવિવરનાં નાટકોમાંથી ઘણી કવિતાઓ અને બીજા ફકરાઓ તેણે મોઢે કરી લીધા. જેમ્સ નવલકથાઓ વાંચતો નહિ. 'શિષ્ય' સંપ્રદાયની દીક્ષા લીધી ત્યારથી જ ગુરુની આજ્ઞાથી નવલકથાઓ નહિ વાંચવાનો તેણે નિશ્ચય કર્યો હતો. રજા પૂરી થતા સુધી તેણે આ રીતે જ્ઞાનસમુદ્રમાં સ્નાન કર્યા કર્યું.

પુસ્તકો વાંચવાથી જ્યારે કંઇક થાક લાગતો ત્યારે તે વિશ્રામને માટે પાસેના પર્વત ઉપર જતો. ત્યાં તે વનમાં,

ખીણમાં અને મેદાનમાં ફરતો અને પ્રકૃતિલીલાનો શાન્તિપ્રદ અમૃતરસ મહા આનંદથી પીતો. કદી કદી તે તરુલતા નીચે બેસતો, પક્ષીઓનાં સુન્દર ગીતો સાંભળતો, હૃદયમાંની કંઇ કંઇ રહીસહી કઠોરતાનો ત્યાગ કરતો ને તેને બદલે આર્દ્રરસ ભરી લેતો. કદી કદી તો એ બહુ દૂર સુધી ચાલ્યો જતો ને કદી કદી પર્વત શિખરો ઉપર ચઢીને ત્યાંથી ચારે દિશાનો દેખાવ ઉલ્લાસપૂર્વક જોતો અને અવર્ણનીય સુખસાગરમ ડૂબી જતો. રજા પૂર્ણ થતાંમાં તો તેણે આજુબાજુનો સર્વ પ્રદેશ જોઇ કાઢ્યો. મેદાન, પર્વત, ખીણો કશું તેનાથી હવે અજાણ્યુ રહ્યું નહોતું.

મહાવિદ્યાલય ઉઘડયું. તેના વિચિત્ર પોશાકથી વિદ્યાર્થીઓ તાળી લઇ હસતા. દરજીઓની સલાહ લેનારા વિદ્યાર્થીઓને જેમ્સનો પોશાક વિચિત્ર લાગે એમાં શું આશ્ચર્ય? પણ થોડા જ સમયમાં તે વિદ્યાર્થીઓ સાથે ભળી ગયો. થોડા જ સમયમાં વિદ્યાર્થીઓ તેના જ્ઞાનથી અને સરળ સ્વભાવથી મુગ્ધ થઇ ગયા. એને માટે બે મિત્રો વાતો કરવા લાગ્યા, કે "અત્યાર સુધી આવો અભ્યાસી વિદ્યાર્થી આપણે જોયો નહોતો. તે એક પણ પ્રશ્નનો જવાબ આપ્યા સિવાય રહેતો નથી, એનું કારણ એ છે કે એણે બધું વાંચ્યું છે. અને વિશેષમાં એ જે અભ્યાસ કરે છે તે સંપૂર્ણ કરે છે, ઉપર ઉપરથી વાંચી નથી જતો. એ જે વિષય લે છે એનો પૂરેપુરો અભ્યાસ કરે છે. એણે પુષ્કળ વાંચ્યું છે. વળી એની વિશેષતા તો એ જોવામાં આવે છે કે એ જેટલું વાંચે છે તેટલું એને યાદ પણ રહે છે. અરે! આપણી મહા-

વિદ્યાલયમાં ગયે શનિવારે વાગ્વર્ધિની સભામાં એ જેવું બોલ્યો એવું બોલવાની કોની તાકાત છે? એની ચર્ચાશક્તિ ખરેખર અદ્ભુત છે. બસ, આપણને તો એમજ લાગે છે કે એ જન્મ થકીજ વક્તા થઇ અવતર્યો છે. એને મન ભાષણ કરવું અને શ્વાસ લેવો એ બે સરખાં સરલ છે."

ઉપર જે વાત આપણે જોઇ ગયા એમાં જરા પણ અતિશયોક્તિ નથી. એની સાથેજ ભણનાર એક વિદ્યાર્થી પચીસ વર્ષ પછી એને માટે લખે છે કે "અમારા ચાળીસ પચાસના વર્ગમાં બધાંના પર આવતાં એને વાર લાગી નહોતી. એ સર્વ વાતે હોશિયાર હતો. એ સારામાં સારૂં લખી શકતો હતો. તર્કશક્તિઓ એની અજબ હતી. અને ચર્ચામાં તો એ કોઇને પોતાની સામે ટકવાજ દે નહિ. એ એકેએક વિષયનો તલસ્પર્શી અભ્યાસ કરતો, અને એનો વિષય તદ્દન નવા જ સ્વરૂપમાં એ રજુ કરતો. એ તે વખતે જે નિબંધો લખતો એ સામાન્ય નિબંધો ન હતા, એ તો અત્યારે પણ આપણને વાંચતાં આનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે એવા છે. જેમ્સ માત્ર પુસ્તકિયો કીડો નહોતો, પરંતુ ગમતી, વાતચીતમાં ભાગ લે તેવો અને બીજાની સાથે વાર્તાલાપ કરીને પોતાના જ્ઞાનભંડારમાં ઉમેરો કરી લેનારો હતો. વાગ્વર્ધિની સભામાં પોતાના પક્ષમાં જે મિત્રો હોય તેમને તે ચર્ચાના મુદ્દા બતાવતો, પુસ્તકાલયમાં અમુક અમુક પુસ્તકો વાંચી જવાનુ સૂચવતો અને આમ કરી તે પોતાના પક્ષને ચર્ચામાં જીતા ડતો. મહાવિદ્યાલયમાં જ્યારે જ્યારે વિદ્યાર્થી મંડળના હોદ્દેદારોની ચૂંટણી થતી ત્યારે ત્યારે ગમે તેટલા અને

ગમે તેવા હરીફ એની સામે ઉભા રહ્યા હોય છતાં પણ એ જ વિજયી નીવડતો.”

જેમ્સે છ વર્ષનો અભ્યાસ ત્રણ વર્ષમાં મહેનત લઇ કરી નાખ્યો હતો અને આથી એ આખા વર્ગને દોરી શકતો. એણે જર્મન ભાષા શીખવાનું શરૂ કર્યું અને એક વર્ષમાં તો એ ભાષા ઉપર એટલું પ્રભુત્વ મેળવ્યું કે તે સારામાં સારી રીતે લાંબો સમય જર્મન ભાષામાં વાતચીત કરી શકતો થયો. રમતમાં પણ તે સૌથી સારો ભાગ લેતો. કારણકે હવે એને કંઇ રંદો મારવાનું કે હથોડી ટીપવાનું રહ્યું નહોતું, એટલે આરોગ્યની દૃષ્ટિએ પણ એટલી શારીરિક કસરત એને માટે આવશ્યક હતી.

‘વિલિયમ્સ કવૉર્ટરલી’ નામે મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ તરફથી એક ત્રૈમાસિક પત્ર પ્રકટ થતું. જેમ્સ તે પત્રમાં લેખો લખતો, કવિતા પણ મૂકતો.

શિયાળામાં તેણે પોસ્ટેન્કિલમાં શાળા ઉઘાડી. ત્યાં ‘શિષ્ય’ સંપ્રદાયનું દેવાલય હતું, તે દેવાલયમાં સ્ટીટર નામે એક ધર્મોપદેશક ઉપદેશ આપ્યા કરતો. તેણે જેમ્સનું જ્ઞાન અને ધર્મનિષ્ઠા જોઇ એક રવિવારે તેને ઉપદેશ આપવા બોલાવ્યો. જેમ્સના ઉપદેશથી લોકો એટલા મોહિત થઇ ગયા કે ફરી વાર ઉપદેશ આપવાની તેને પ્રાર્થના કરી. એટલે જેમ્સે બીજી વાર ઉપદેશ આપ્યો. આથી તેની કીર્તિ ચોપાસ એટલી બધી પ્રસરી ગઇ કે પાસેના ટ્રોય નગરના લોકો તેની પાસે આવ્યા ને વિદ્યાલયનું અધ્યાપકપદ ગ્રહણ

કરવા તેને કાલાવાલા કરવા લાગ્યા. શિક્ષણસભાના એક સભાસદ રેવરન્ડ મિ. બ્રૂકસે તેને કહ્યું, " અમારી શાળામાં અધ્યાપકની જગા ખાલી છે, તે પર તમને યોજવાની અમારી ઉત્કંઠા છે. જો તમે આવવાનું કબૂલ કરો તો મહિને સો ડોલરનો પગાર આપીશું."

જેમ્સ—હમણાંજ મારે આવવું જોઇએ, નહિ?

બ્રૂકસ—આવતા અઠવાડિયાથી સત્ર શરૂ થાય છે.

જેમ્સ—ત્યારે તો, મારે મહાવિદ્યાલય છોડી દેવી પડે.

બ્રૂકસ—બેશક, અને તેમાં તમને પણ લાભજ છે.

જેમ્સ—નહિ, મારે સ્નાતક તો થવું જ જોઇએ. મારી ઘણા દિવસની આકાંક્ષા હું છોડી શકીશ નહિ. અને તે વળી તરીને પાર ઉતરવાને વખતે જ!

બ્રૂકસ—તમે તમારી સ્થિતિ સારી રીતે સમજી શકો જ. પણ તમે આવો તો અમે તમને રાખી લઇએ; તમને પણ લાભજ છે, એમ હું તો માનું છું.

જેમ્સ—અને બીજો પણ એક વાંધો છે. હિરમ વિદ્યાલયના મારા પર અનેક ઉપકાર થયા છે; મેં વચન નથી આપ્યું, તથાપિ તે વિદ્યાલયના કારભારીઓ ઇચ્છે છે કે હું ત્યાં શિક્ષક થાઉં. એ વિદ્યાલય હજી બાલ્યાવસ્થામાં છે ને તેની ઉન્નતિ થાય એવું કરવું એ મારૂં કર્તવ્ય છે.

બ્રૂકસ—હજી વિચાર કરો, ઉતાવળ ના કરો. વખતે વિચાર કર્યા પછી તમારો અભિપ્રાય ફરે પણ ખરો.

જેમ્સ—મેં સંપૂર્ણ વિચાર કર્યો છે. તમારી માગણી લલચાવનારી છે. તમે આપો તે પગારમાંથી મારૂં દેવું તરત જ ફીટી જાય, હિરમ વિદ્યાલયમાંથી મને એટલો પગાર મળી શકવાનો નથી, એ પણ દેખીતું છે. છતાં સ્નાતક થવું ને ત્યાર પછી હિરમ વિદ્યાલયની ઉન્નતિ કરવી એ મારી આકાંક્ષા છે. તમારી માગણી માટે ઉપકાર માનું છું, પણ તેમ થવું અશક્ય છે.

આવાં પ્રલોભનોનો અસ્વીકાર કરવો એ જેવી તેવી વાત નથી, કારણકે આ સમયે તેની આર્થિક સ્થિતિ અતિ વિકટ હતી. મહાવિદ્યાલયના ખર્ચને માટે તેના ભાઇ ટૉમસે પૈસા આપવા કહ્યું હતું, પણ તેની સ્થિતિ એવી ખરાબ થઇ ગઇ કે તેનાથી હવે પૈસા આપી શકાય તેમ નહોતું.

તેનાં કપડાં છેક જ આવી રહ્યાં હતાં તે હવે બદલ્યા વિના ચાલે એમ નહોતું. પણ તેને માટે પૈસા લાવવા ક્યાંથી? તેના એક મિત્રને આ વાતની ખબર પડી. તે દરજીને ત્યાં ગયો ને તેને કહ્યું, "મારે એક મિત્ર છે, તે બહુ દરિદ્ર અવસ્થામાં છે, પણ બહુ પ્રામાણિક છે. તે વિલિયમ્સ મહાવિદ્યાલયમાં ભણે છે. તમે એને થોડી સહાયતા આપી શકશો? થોડા વખત માટે તેને ઉધાર શીવી આપશો?"

દરજીએ તરત જ ઉત્તર આપ્યો, "હા, હું એવા યુવકોને સહાયતા આપવા સદા તત્પર છું. કપડાં ઉધાર શીવી આપીશ."

"તમને થોડા વખતમાં તમારા પૈસા પૂરેપુરા મળી જશે."

"કંઇ ફિકર નહિ, એ યુવકનું નામ શું?"

"જેમ્સ એ. ગાર્ફિલ્ડ; ઓહિઓ પ્રદેશનો રહીશ છે."

બીજે દિવસે પેલો મિત્ર જેમ્સને દરજીની દુકાને લઇ ગયો. તેણે દરજીને પોતાની સર્વ સ્થિતિ કહી દીધી અને જેમ બને તેમ જલદી પૈસા આપીશ એમ કહ્યું.

હેસ્કેલ મેરાઇએ એને આશ્વાસન આપ્યું, "ચિન્તા ના કરો. હું આજે સાંજે જ તમને કપડાં શીવી આપીશ, લઇ જજો. અને તેના પૈસાને માટે ઉંચો જીવ ના રાખતા, મળે ત્યારે આપજો. સુખે ભણો, ભાઇ!"

સાંજે જ દરજીએ જેમ્સને કપડાં શીવી આપ્યાં, ને તેના પૈસા મળ્યા ત્યારે તેને પતાવી આપ્યા.

મહાવિદ્યાલયમાં આવ્યા પછી પોતાની આર્થિક સ્થિતિનો એને વિચાર આવ્યો. દેવું તો વધવા માંડ્યું હતું, પોતાના મોટાભાઇ પાસેથી ધારેલા પૈસા મળશે નહિ એ વાત પણ નક્કી હતી. એટલે 'લાવ, પેલા પ્રેમાળ અને ગમતી ડૉ. રૉબિન્સનને, જેણે છ વર્ષ પહેલાં મને તપાસ્યો હતો, તેમને પત્ર લખું,' એમ વિચાર કરી તે પત્ર લખવા બેઠો. તેમાં એણે પોતાની વસ્તુસ્થિતિ જણાવી, પોતાની જરૂરિયાત શી છે તે લખ્યું, ભવિષ્યમાં શું કરશે, વગેરે પૂર્ણ માહિતી લખી મોકલી. પરિણામે ડૉ. રોબિન્સને એને પૈસા ઉછીના મોકલાવી આપ્યા.

મહાવિદ્યાલયનું પ્રથમ વર્ષ પૂરૂં થયું. જેમ્સ માતાને મળવા ગયો; માતા આ સમયે દીકરીને ઘેર મળવા ગઇ

હતી, ત્યાં જેમ્સ ગયો જેમ્સને જોઇ માતા બહુ રાજી થઈ જેમ્સ દીકરો હવે સત્ય માર્ગે ચઢી ગયો છે, હવે માર્ગ ભૂલવાનો બહુ સંભવ નથી, એમ જાણી માતાને પરમ સંતોષ થયો

માતા પાસે થોડા જ દિવસ રહી જેમ્સ ફરી મહાવિદ્યાલયમાં ગયો આ સમયે દેશમાં ગુલામગીરીની પ્રથા પર પ્રચંડ ઝુંબેશ ચાલી રહી હતી વિલિયમ્સ મહાવિદ્યાલય એ પ્રથાની વિરુદ્ધ હતી ચાર્લ્સ સમ્નર નામે એક પ્રચંડ વ્યાખ્યાતા આ સમયે કોંગ્રેસમાં હતો, તે ગુલામોને પક્ષે રહી એ પ્રથા પર સખ્ત પ્રહાર કરતો હતો દક્ષિણ પ્રાન્તોના લોકો ગુલામો ઉપર જે ગજબ કરતા, તેનું તે હૃદયવેધક વર્ણન કરતો ને પછી મેઘનાદે એ અત્યાચારીઓ પર ઉતરી પડતો પ્રજાજનો સમક્ષ પણ તે ગુલામગીરી વિરુદ્ધ ભાષણ આપતો ને એ દુષ્ટ પ્રજાને જડમૂળથી ઉખેડી નાખવાની અમેરિકન પ્રજાને પ્રાર્થના કરતો જેમ્સને સમ્નરના ભવ્ય અને નિર્ભય વ્યાખ્યાનો સાંભળ્યા ગુલામગીરી કાયમ રાખનાર પક્ષ પર તેને તિરસ્કાર છૂટયો એ પ્રથાની વિરુદ્ધ પડનાર પક્ષમાં પણ કેટલાક લોકો એવા હતા, કે જેઓ થોડી છૂટ મૂકીને પણ હવે દેશમાં મચેલો કોલાહલ શાન્ત પાડી દેવા ઉત્સુક હતા જેમ્સને આ લોકો પર પણ તિરસ્કાર છૂટયો

તેને એ વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરવાનું હવે આવશ્યક લાગ્યું તેથી એ વિષયને લગતા ગ્રંથો અને લેખો તેણે મંગાવ્યા ને વાંચ્યા નવા પક્ષમાં તે ભળી ગયો. આ પક્ષ ગુલામગીરીનો સમૂળો ઉચ્છેદ થાય નહિ ત્યાં સુધી દેઇ

પણ રીતની સલાહ કરવાને સ્પષ્ટ રીતે ના પાડતો હતો. એવામાં કૉંગ્રેસના નવા પ્રમુખની ચૂંટણીનો વખત આવ્યો. આ નવો પક્ષ જોન સિ. ક્રિમન્ટને પ્રમુખપદે મૂકવાનો આગ્રહ કરતો હતો. વિલિયમ્સ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ ક્રિમન્ટને પોતાનો ટેકો આપવા મોટી સભા ભરી ને તેમાં જેમ્સને ભાષણ આપવા બોલાવ્યો. એ વિષયના તેના અભ્યાસથી અને તેની શક્તિથી બધા સ્તબ્ધ બની ગયા. એક વિદ્યાર્થી ઉઠતાં એટલું બોલ્યો કે "હજી એના દિવ્ય શબ્દો સાંભળવાનું દેશના પ્રારબ્ધમાં લખ્યું છે, હજી એને હાથે સખત પ્રહારો ખમવાનું ગુલામગીરીના પ્રારબ્ધમાં લખ્યું છે."

ગુલામગીરીના ઇતિહાસમાં આ સમયે એવો ભયાનક પ્રસંગ બન્યો કે જેથી દેશમાં હજુયે વધારે પ્રચંડ કોલાહલ જાગ્યો. દક્ષિણ કૅરોલિનામાં વસતા પ્રેસ્ટન બ્રૂકસ નામે એક બાયલા પશુએ ચાર્લ્સ સમ્નર ઉપર પ્રહાર કર્યો. ગુલામગીરી વિરુદ્ધ સમ્નરે જે ગગનભેદી પોકાર ઉઠાવ્યો હતો, તેથી દક્ષિણ પ્રાન્તના પશુ સમાન લોકોએ ક્રોધથી વધારે પશુતા પ્રાપ્ત કરી હતી. એમાંના કેટલાકની ઉશ્કેરણીથી બ્રૂકસ સમ્નરને ઘેર ગયો ને તે લખવા બેઠો હતો તે સમયે તેનો ઘાત કરવાના હેતુથી તેના પર લાકડીના ભયંકર પ્રહારો કર્યા.

સમ્નર પર વીતેલા પ્રસંગના સમાચાર વિલિયમ્સ મહાવિદ્યાલયમાં પહોંચતાં, વિદ્યાર્થીઓનો પિત્તો ઉછળી આવ્યો. તે દુષ્ટ કૃત્ય પર તિરસ્કાર દર્શાવવા એક મોટી સભા બોલાવવામાં આવી. જેમ્સ વેદી પર ભાષણ આપવા ચઢયો.

તેમના મુખ પરના ભાવ પરથી જ સમજાઇ જતું હતું કે આજે તેણે રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. પ્રચંડ ગર્જનાથી તેણે પોતાનું ભાષણ આરંભ્યું. વિદ્યાર્થીઓ તેના ભાષણ દરમિયાન એવા આવેશમાં આવી ગયા કે પેલા દુષ્ટ બ્રૂક્સ વિરુદ્ધ તિરસ્કારની ગર્જનાઓ કરી સભા મંડપ ગજાવી મૂકવા લાગ્યા. આજ સુધી જેમ્સે કદી નહિ કરેલું એવું ભાષણ આજે તેણે કર્યું.

આપણે પ્રથમ એક વાર જોઇ ગયા છીએ કે જેમ્સ કદી નવલકથા વાંચતો નહિ. મહાવિદ્યાલયનો અભ્યાસ પૂર્ણ થવા આવ્યો ત્યારે એને જણાયું કે ભારે જ્ઞાનથી તેના મગજને અજીર્ણ થતું જાય છે. તેની સ્મરણશક્તિ તેને ક્ષીણ થતી જણાઇ, ને વિચારશક્તિ તથા તર્કશક્તિ પણ કંઇક મંદ થતી લાગી. આ સમયે તેને નવલકથાઓ વાંચવાની સલાહ મળી: "રોટલી સાથે શાકની તેમ ઉંડા જ્ઞાનનાં પુસ્તકો સાથે નવલકથાઓની પણ આવશ્યકતા છે. શાસ્ત્ર ગ્રંથો એક દૃષ્ટિએ જેટલો લાભ આપી શકે છે તેટલો જ લાભ બીજી દૃષ્ટિએ નવલકથાઓ પણ આપી શકે છે." એ સલાહ મુજબ તેણે એ પ્રયોગ અજમાવ્યો. પ્રત્યેક માસે એક નવલકથા વાંચવાનો સંકલ્પ તેણે રાખ્યો, તેથી તેને લાભ થતો જણાયો, પોતાની ગયેલી શક્તિઓ પાછી આવતી જણાઇ. વૉલ્ટર સ્કૉટની, કૂપરની, ડિકન્સની અને થેકરેની પુસ્તકઔષધિથી તેને આરામ થયો. મહાવિદ્યાલયનાં પુસ્તકો વાંચતાં પોતે નોંધ રાખવાનો નિયમ રાખેલો. એ નોંધ તે હમ્મેશાં પદ્ધતિસર લેતો. ઇતિહાસના પૂર્વાપર સંબંધ, પૌરાણિક કથાઓ, પારિ-

ભાષિક શબ્દો અને બીજી કેટલીક વસ્તુઓ જે પૂરેપુરી ન સમજાઇ હોય તે એ નોંધી લેતો અને પછી પુસ્તકાલયમાં જઇ એ બધી ગૂંચવણો ઉકેલતો. જે વિષય તે વાંચતો તે વિષયની પૂરેપુરી માહિતી તે એક વાર મેળવતો અને ત્યારપછીજ બીજો વિષય હાથમાં લેતો.

ઈ. સ. ૧૮૫૬માં જેમ્સ સ્નાતક થયો. આ સમયે તેને અનેક પ્રકારના ચાંદ અને ઇનામ મળ્યાં. મહાવિદ્યાલયના શિક્ષકો અને વિદ્યાર્થીઓ તેના જ્ઞાનનાં અને પાણ્ડિત્યનાં વખાણ કરવા લાગ્યા.

મહાવિદ્યાલયના આચાર્ય હેપ્કિન્સે આઠ વર્ષ પછી એને માટે લખેલું. કે "જેમ્સ મહાવિદ્યાલયમાં એકનિષ્ઠાવાન ધાર્મિક વિદ્યાર્થી હતો. તે સર્વ કાર્યમાં ચતુર, વ્યવહારમાં સરળ, સાહસી ને મિષ્ટભાષી હતો. અભ્યાસમાં તે જેમ કુશળ હતો, તેમ શારીરિક પરિશ્રમમાં પણ ધૈર્યશીલ હતો. જેમ્સ મનુષ્ય પદવીને યોગ્ય હતો."

એ મહાવિદ્યાલયમાં જેમ્સ અભ્યાસ કરતો હતો તે વખતના અધ્યાપક અને ત્યાર પછી થયેલા આચાર્ય મિ. ચેડબોર્ન એને માટે લખે છે, "મારી પાસે જે વિદ્યાર્થીઓ ભણતા હતા તેમાં જેમ્સના જેવો સત્સાહસી, કર્તવ્યનિષ્ઠ અને ઈશ્વરપરાયણ બીજો કોઇ વિદ્યાર્થી નહોતો. તેનું ચરિત્ર વિશુદ્ધ, નિર્મળ અને અગ્નિના જેવું જાજ્વલ્યમાન હતું. સંસારનાં સર્વ મંગલજનક કાર્યોમાં તે સહાનુભૂતિ આપતો. આથી જ તે સર્વ દિશાઓમાં ઉન્નતિ કરી શક્યો છે."

---

: ૨૨ :

## આચાર્યપદે

જેમ્સ હિરમ ગયો તે પહેલાં તો વિદ્યાલયના કારભારી મંડળે તેને 'પ્રાચીન ભાષાઓના અને સાહિત્યના શિક્ષક'ને પદે યોજી પણ દીધો હતો. જેમ્સ ત્યાં ગયો એટલે સર્વેએ તેને અતિશય આદરથી વધાવી લીધો. તેણે પણ આનંદથી તે પદ સ્વીકારી લીધું.

જેમ્સે હવે ગૌરવભર્યું અને માનવંતુ સ્થાન પ્રાપ્ત કર્યું. નવ વર્ષ પહેલાં તો તે પેલી ખાડીમાં મછવાનું દોરડું ખેંચતો હતો. આ નવ વર્ષ તો તેનાં પૂરેપુરાં કોઇ માનવીના જીવનમાં ખોળ્યાંય જડે નહિ તેવા શારીરિક અને માનસિક પરિશ્રમ કરવામાં, જીવનવિગ્રહમાં ઝઝૂમવામાં અને પોતાના આદર્શે પહોંચવાના પ્રયત્નો કરવામાંજ ગયાં હતાં.

ગાર્ફિલ્ડે આ સમયે એક મિત્રને કહ્યું, "મારી ધારણા પરિપૂર્ણ થઇ છે. વિદ્યાપીઠની પદવી પ્રાપ્ત કરી શકયો છું ને આ વિદ્યાલયમાં શિક્ષક બની શકયો છું. અને હવે આ વિદ્યાલયની ઉન્નતિ માટે સર્વ બળથી હું પ્રયત્ન કરીશ."

લોક માનતા કે જેમ્સ ધર્મોપદેશક થશે, પણ વાસ્તવિક રીતે તે તેની આકાંક્ષા નહોતી. તેમજ વળી રાજ્ય કાર-

ભારમાં માથું મારવાનો પણ તેનો હેતુ નહોતો. તેને તો હિરમ વિદ્યાલયમાં શિક્ષક થવું હતું, ને બને તો એ વિદ્યાલયને સર્વોત્તમ બનાવવાની એની ઇચ્છા હતી. દ્રવ્યની લાલસાથી આ નોકરી તેણે લીધી હતી એમ પણ નહોતું. બીજા કોઇ વિદ્યાલયમાં ગયો હોત તો આથી યે વધારે પગાર એને મળત. સ્નાતક થયા પછી પણ તે વર્ષના ૮૦૦ ડોલરમાં હિરમ વિદ્યાલયમાં શિક્ષક થઇ રહ્યો, ને સંતોષથી કામ કરવા લાગ્યો. તેને હિરમ વિદ્યાલયની માયા લાગી હતી, ને પોતાનો સર્વ પરિશ્રમ એ વિદ્યાલયને જ અર્પવા તેણે નિશ્ચય કર્યો હતો.

વિલિયમ્સ મહાવિદ્યાલયમાં ગુરુ હૅપ્કિન્સને ચરણે બેસી એણે જે અભ્યાસ કર્યો, તેથી એનામાં અલૌકિક બળ આવ્યું હતું. થોડા જ સમયમાં વિદ્યાલયના કારભારીમંડળને પ્રતીતિ થઇ ગઇ કે વિલિયમ્સ મહાવિદ્યાલયમાં જતા પહેલાં શિક્ષક કરીકે તેણે જે દક્ષતા પ્રકટ કરેલી તેના કરતાં પણ આ વખતે વધારે દક્ષતા મેળવીને આવ્યો છે. એક વર્ષ થયું ન થયું એટલામાં તો તે શિક્ષકમંડળને પ્રમુખપદે મૂકાયો, ને બીજું વર્ષ પૂરું થતાં પહેલાં તો તે વિદ્યાલયને આચાર્યપદે યોજાયો. મછવાનું દોરડું ખેંચવાનું મૂકી દીધા પછી બરાબર અગિયાર વર્ષે તે ત્રણસે વિદ્યાર્થીઓની વિદ્યાલયનો આચાર્ય બન્યો!

વિદ્યાલયમાં કેટલાંક બાળકો હોય છે તો બુદ્ધિશાળી પણ કોઇ કોઇ વાર કુસંગે ચઢી જવાથી તેઓ પોતાની બુદ્ધિનો અપવ્યય કરે છે. આવાં બાળકો હિરમ વિદ્યાલયમાં

પણ હતાં, ને તેમને સમજાવી જેમ્સે સન્માર્ગે ચઢાવી દીધાં. વળી કેટલાંક બાળકોને તેમનાં 'માબાપ જ વિદ્યાલયમાંથી ઉઠાવી લેવા ઇચ્છતાં, તેવે પ્રસંગે જેમ્સને જરા વધારે બળ અજમાવવું પડતું. તેમનાં માબાપો પાસેથી જેમ્સ તે બાળકનું 'હરણ' કરી લાવતો! અમેરિકાની ભૂમિપર હજી એવા પંડિતો છે કે જેનું આમ 'હરણ' નહિ થયું હોત તો તેઓ કોણ જાણે કયા ખૂણામાં પડયા રહ્યા હોત! આચાર્ય હિન્સ્ડેલ, જે પાછળથી હિરમ મહાવિદ્યાલયમાં આચાર્ય બની શકેલો, તે જ પુરુષ આ 'બાળહરણ'નું સમર્થ દૃષ્ટાન્ત છે.

કેટલીક વાર એવું બને છે કે વિદ્યાર્થીઓ બુદ્ધિશાળી અને સદ્દગુણી હોય છે, તેમ છતાં તેમનાં માબાપ અણસમજને લીધે તેમને ભણવા દેતાં નથી. ઘણી વાર તો તેઓ એમ સમજે છે કે આપણા ધંધાને માટે એટલી કેળવણી બસ છે. આ સમયે વિદ્યાર્થીની સ્થિતિ વિકટ થઇ પડે છે, શું કરવું તે એ બિચારાઓને સૂઝતું નથી. આવે પ્રસંગે શિક્ષક જેમ્સ 'બાળહરણ'ની યોજના કરતો. એક પ્રસંગનું તે આ પ્રમાણે વર્ણન આપે છે: "રજા પડતા પહેલાં હેનરી નામે એક વિદ્યાર્થી મને રસ્તે મળ્યો. મેં તેને પૂછ્યું, 'ભાઇ હેનરી, તું બીજા સત્રમાં વહેલો આવજે.' "

"હેનરીએ ઉત્તર આપ્યો નહિ. તેની આંખમાંથી ડળકડળક આંસુ દદડવા લાગ્યાં. અંતે બહુ પ્રયત્ને તે બોલ્યો, "ગુરુ મહાશય, હું નહિ આવી શકું. પિતાજી કહે

છે કે હવે વધુ ભણવાની જરૂર નથી. આપણે ખેતી કરો. ભણેલું કંઇ કામ લાગતું નથી.'

"મેં પૂછ્યું, 'ભાઇ, તારા પિતા અહીં છે?' એ વિદ્યાર્થીને માટે મને બહુ લાગી આવ્યું, કારણકે તે બુદ્ધિશાળી અને સરલસ્વભાવનો હતો.

"તેણે ગદ્‌ગદ્‌ કંઠે ઉત્તર આપ્યો, 'હા, અહીં જ છે. મારો સામાન ઘેર લઇ જવા માટે આવ્યા છે.'

"મેં કહ્યું, 'ચિન્તા કરીશ નહિ. તેમને જઇને કહે કે મિ. ગાર્ફિલ્ડ તમને બોલાવે છે, શા માટે બોલાવું છું તે કહીશ નહિ, પણ કહેજે કે કંઇ કામ સારૂ બોલાવે છે! અર્ધા કલાકમાં તે વૃદ્ધ ગ્રામ્ય ગૃહસ્થ મારા ખંડમાં આવ્યો ને બેઠો. હું એને પ્રથમથી જ કંઇક ઓળખતો ને તેની સાથે કેમ વાત કરવી તે જાણતો હતો. તેની સામે જોઇને મેં કહ્યું, 'ત્યારે તમે તો હેનરીને લેઇ જવા આવ્યા છો, ખરૂં કે?'

"તેણે ઉત્તર આપ્યો, 'હા.'

"મેં કહ્યું, 'મારે એના ભવિષ્ય માટે તમારી સાથે કંઇક વાત કરવાની છે, ને તેથી જ મેં તમને બોલાવ્યા છે. આવતા સત્રમાં તો તે અહીં આવશે જ ખરૂં ને?'

"માથું ધુણાવી તે બોલ્યો, 'ના, રે! હવે તો શું કરવા આવે? ખેડુતને જોઇએ એટલું તો એ ભણી ચૂક્યો છે. અને પછી બહુ ભણેલા તો આળસુ થઇ જાય છે, ખેતરનું કામ કરી શકતા નથી, એમનું ચિત્ત ચોપડીમાં રહ્યા કરે છે,

ખેતરમાં ચોંટતું જ નથી. જગતના બધા લોકોને ખેડુત પર આધાર રાખવો પડે છે, ને હવે તેવા આળસુઓ વધારી ખેડુત પર તે કેટલો બોજો નાખવા ઇચ્છો છો?'

"મેં કહ્યું, 'તમારા જેવા સમજુ માણસો આમ બોલે, એ તે કંઇ સારું કહેવાય? હેનરી બહુ બુદ્ધિશાળી અને ચંચળ છે. મને તમારો હેનરી બહુ પ્રિય લાગે છે. આવતું સત્ર જો તમે પૂરું કરાવો તો તેનામાં શિક્ષકની યોગ્યતા આવી શકે. તમે શિયાળામાં એની પાસે ખેતરમાં શું કામ કરાવવાના હતા? તે વખતે એ શાળા કહાડે, તો તમને બેવડો લાભ થાય. કહો, કેમ લાગે છે, વારુ?'

"તેણે કહ્યું, 'ખરૂં, પણ તમને લાગે છે કે એ શિક્ષક થઇ શકશે?'

"'એની તો મને ખાત્રીજ છે.'

"'ત્યારે હું મોકલીશ.'

"'જરૂર?'

"'જરૂર.'

"હું સમજી ગયો કે તે વૃદ્ધને માત્ર પૈસાનો જ પ્રશ્ન હતો. ને હેનરી શિયાળામાં શાળા ભણાવવા લાગ્યો, એટલે તેનો એ પ્રશ્ન દૂર થઇ ગયો. ધીરે ધીરે વૃદ્ધને હું સમજાવતો ચાલ્યો, ને તે હેનરીને ભણાવતો ચાલ્યો. અંતે હેનરી સ્નાતક થયો. આ રીતે જ હું 'બાળહરણ' કરતો."

ગાર્ફિલ્ડ બીજા 'બાળહરણ'નું દૃષ્ટાન્ત આપે છે, "બીજા 'બાળહરણ' ને માટે મારે જુદી જ યુક્તિ કરવી પડેલી.

દ્રવ્યને અભાવે એક પિતાએ પુત્રને બીજા સત્રમાં વિદ્યાલયમાં મોકલવો નહિ એવો નિશ્ચય કરેલો. તે બાળકે મને બહુ હૃદયદ્રાવક શબ્દોમાં પત્ર લખ્યો. આ પિતા બહુ ધાર્મિક વૃત્તિનો હતો, ને તેથી જ તેની સાથે જુદી જ રીતે કામ લેવાનો મેં સંકલ્પ કર્યો. મેં મારો હેતુ ધર્મપુરોહિતને કહાવી મોકલ્યો. હું મંદિરમાં ગયો અને ત્યાં બધા ગામના લોક એકઠા થયા. વેદી ઉપરથી મેં ઉપદેશ આપવા માંડ્યો, ને તેમાં જ જણાવ્યું કે બાળકો એ પ્રભુની થાપણ છે, પ્રભુએ એ થાપણ આપણને કૃપા કરી સોંપેલી છે, ને તે થાપણને વિદ્યા આપી સર્વોત્કૃષ્ટ બનાવવાની આપણને આજ્ઞા કરી છે. એમ ન કરીએ તો આપણે પ્રભુના ઋણી રહીએ.

"ઉપદેશ કરી રહ્યા પછી હું લોકોની સાથે ગામમાં ગયો. બધા બાળકોના પિતાને એકઠા કર્યા, ને તેઓ હેતુ ન જાણી શકે તેમ તેમની સાથે બાળકની વિદ્યા વિષે મેં વાતો કરવા માંડી. બધાને સારી લાગણી થઇ એમ જણાયું. ત્યારે પેલા વિદ્યાર્થીના પિતાને ઉદ્દેશી વાત કહાડી. મને લાગ્યું કે તેના પર ભારે અસર થઇ છે. કહેવાની કંઇ જ જરૂર નથી કે તેનો પુત્ર બીજા સત્રને પહેલે જ દિવસે વિદ્યાલયમાં આવી ઉભો. યોગ્ય સમયમાં તે સ્નાતક પણ થયો."

બાળકોની પ્રીતિ સર્વદા ગાર્ફિલ્ડના પર રહી શકતી, એવાં તેનાં આચરણ હતાં. તેની અસાધારણ શક્તિને લીધે, બાળકોને તેના પ્રત્યે ભક્તિભાવ ઉત્પન્ન થતો. કોઇ બાળકે કંઇ અપરાધ કર્યો હોય, ત્યારે પણ એ એવી મિષ્ટ ભાષામાં

તેને ઠપકો આપતો કે બાળક પોતાનો દોષ તુરત જ જોઈ શકતો તેણે એ વિદ્યાલયમા ઇ સ ૧૮૫૭થી ૧૮૬૧ સુધી કામ કર્યું તે દરમિયાન શિષ્યો અને શિક્ષકો તેના ભક્ત થઇ પડયા

વિદ્યાર્થીઓ અભ્યાસમા ઉત્તેજીત થાય એ હેતુથી ઘણી વાર તે ઉપદેશ આપતો ને તે પણ “અભ્યાસ કરો” એમ આજ્ઞાર્થમા નહિ, પણ “ચાલો, આપણે અભ્યાસ કરીએ” એમ પ્રોત્સાહક શબ્દોમા તેમને ઉત્તેજન આપતો “આવતા અઠવાડિયાથી હુ તમને ઐતિહાસિક કથાઓ કહી સભળાવીશ તમને એથી અભ્યાસમા સહાયતા થશે, એટલુ જ નહિ પણ મને ઇતિહાસનો અભ્યાસ કરવાની ફરજ પડશે”

તે સર્વદા નિયમિત રહેતો, શિક્ષક તરીકે બેવડો હેતુ એમા સારવાનો હતો નિયમિત રહી પોતે સારૂ કામ કરી શકે ને શિષ્યોને નિયમિત રાખી શકે એ એવો નિયમિત રહેતો કે વિદ્યાર્થીઓ તે જોઇ છક થઇ જતા “ગુરુ મહાશય ઘેરથી એમ તે કેવી રીતે નીકળી શકતા હશે કે ઘંટનો છેલ્લો ટકોરો વાગતા તે ઓફિસમા આવી ઉભા રહે છે!”

તેના સહચરે ઉત્તર આપ્યો, “કોણ જાણે શી રીતે આવી શકે છે! ઘટ વાગવા માંડે છે ત્યારે તે શાળામા પેસે છે ને છેલ્લે ટકોરે તો ઓફિસમા દાખલ થઇ જાય છે”

“અને વધારે ખુબી તો એ છે કે કદાપિ મોડા પણ થતા નથી આગળથી એમ નિયમિત ન આવી શકાય!”

સર્વ વિષયોમા તે નિયમિત રહેતો અને વિદ્યાર્થીઓને

નિયમિત રહેવાનો ઉપદેશ આપતો. જે નિયમ પોતે પાળી શકતો નહિ તેના પાલન માટે કદી વિદ્યાર્થીઓને ઉપદેશ પણ કરતો નહિ. આ પ્રમાણે તે દરેક સદ્‌ગુણ પોતાના આચરણદ્વારા વિદ્યાર્થીઓને શીખવતો.

એક સંધ્યાકાળે તે પાસેના ગામમાં ઉપદેશ દેવા ગયો હતો ને રાત ત્યાં જ રહ્યો. પ્રાતઃકાળે ત્યાંથી આવતાં તેને કંઇક મોડું થયું ને શાળામાં જરા મોડું અવાયું. બીજા શિક્ષકે જાણ્યું કે કોઇ કારણસર આજે ગાર્ફિલ્ડ આવશે નહિ એમ માનીને તેનો વર્ગ લેવા માંડયો. તેણે વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછવા માંડયા. એક પ્રશ્ન પૂછાયો અને તેનો ઉત્તર વિદ્યાર્થીએ આપ્યો. તેના અનુસંધાનમાં બીજો પ્રશ્ન શિક્ષક પૂછવા જતો હતો તે પહેલાં તો તેજ પ્રશ્ન પાછળથી આવી ગાર્ફિલ્ડે પૂછયો. જાણે કે પહેલો પ્રશ્ન તેણે જ પૂછયો હોય ને! પ્રશ્ન પૂછતાં જ ગાર્ફિલ્ડે સ્મિત કર્યું. શિક્ષક હસી પડયો ને નમન કરી ચાલતો થયો. વિદ્યાર્થીઓ બધા ખડખડ હસી પડયા. આખા શિક્ષકજીવનમાં આ એકજ વાર તે મોડો થયો ને ત્યારે પણ વિદ્યાર્થીઓને તે માટે ખરાબ લાગણી ન થાય તેથી તેણે તે પ્રસંગને આમ આનંદજનક બનાવ્યો!

વિદ્યાર્થીઓનાં જીવન સુધરે એ હેતુથી તે ચારિત્ર્યના જુદા જુદા વિષયો સંબંધે ઉપદેશ આપ્યા કરતો. એક પ્રસંગે "જીવનનું મધ્ય બિન્દુ' એ વિષય ઉપર ઉપદેશ આપતાં તે બોલ્યો, "આપણા પ્રાન્તની રાજધાની રેવેનામાં ન્યાયમંદિર છે એનો મોભારો આપણા દેશનું મધ્ય બિન્દુ

છે. મોભારાની દક્ષિણ બાજુએ પડતા વરસાદના છાંટા મેક્સીકોના અખાતમાં જઇ પડે છે ને ઉત્તર બાજુએ પડતા છાંટા લોરેન્સના અખાતમાં જઇ પડે છે. એ બે અખાત વચ્ચે ૧૫૦૦ માઇલનું છેટું છે. જરા પવન લાગે, કે ચકલી પાંખ ફફડાવે તો ઉત્તર ભણી પડનારો છાંટો દક્ષિણ ભણી પડે, ને પરિણામ એ આવે કે લોરેન્સના અખાતમાં જનારૂં પાણી એટલાજ અકસ્માતથી મેક્સીકોના અખાતમાં જઇને ઠલવાય. આમ આપણા જીવનમાં પણ અનેકવાર બને છે. એક ક્ષુદ્ર બનાવ પણ આપણા જીવનને બીજેજ માર્ગે વાળી જાય છે, ને અન્તે પરિણામ કેવળ વિપરીત આવે છે. એકાદ પુસ્તક કે સહચરની પસંદગી, એકાદ ઉડતો નજીવો વિચાર, એકાદ કલાકનો સત્સંગ, જીવનની દિશા તદ્દન ફેરવી નાખે છે. માટેજ ન્હાનામાં ન્હાની વસ્તુઓ માટે પણ ગંભીર વિચારો કરવા જોઇએ.

બીજા વિષયો પર તે શાળામાં ભાષણો આપતો અને વળી પ્રાન્તના પ્રજાજનો સમક્ષ પણ તે ઘણીવાર જ્ઞાનવિષયનાં ભાષણો આપતો વિલિયમ ડેન્ટન નામે એક પુરુષ એમ માનતો કે જગતમાંનાં પ્રાણીમાત્ર એકજ પ્રાણીમાંથી વિકાસ પામીને ઉદ્દભવ્યાં છે. ત્યારે ગાર્ફિલ્ડ એમ માનતો કે કોઇ સજ્ઞાન ઉત્પત્તિ ક્રિયાથી આ પ્રાણીઓ સરજાયાં છે. એ બાબતમાં ડેન્ટન સાથે તેણે પાંચ દિવસ સુધી શાસ્ત્રાર્થ ચલાવ્યો અને બન્ને જણાએ તે દરમિયાન વીસ વીસ ભાષણો કર્યાં. આથી તેની બુદ્ધિ અને શક્તિ વિષે સર્વ દિશામાં ખ્યાતિ પ્રસરી ગઇ.

એ પોતાના અભ્યાસ અને અવલોકનના પરિણામે વિદ્યાર્થીઓને સારામાં સારાં ભાષણો આપી શકતો. તે દરેક વિષયો ઉપર ભાષણો આપતો. વિજ્ઞાનને લગતા વિષયો ઉપર પણ ભાષણ આપવાનું તે ચૂકતો નહિ.

મોટા છોકરાઓ ઘણી સંખ્યામાં એનાં ભાષણો સાંભળવા ઉત્સુક રહેતા. આ છોકરાઓ શિયાળામાં કોઇ શાળાના શિક્ષકનું કામ કરતા. તેમની આગળ 'શિક્ષણની કળા' એ વિષય ઉપર તે ભાષણ આપતો. સાંભળવા ભેગા થયેલા વિદ્યાર્થીઓમાંથી એક-એને જે ભાષણ થયું હોય તેની ટૂંકી નોંધ લેવાનું કહેવામાં આવતું. બીજે દિવસે આ નોંધ પાછી ત્યાં વંચાતી. વર્તમાન પત્રકાર સારામાં સારા થઇ શકાય એની તૈયારી આમાંથી જ થવા લાગી. ગાર્ફિલ્ડની અંદર એવી કોઇ અજબ શક્તિ હતી કે તે કંઇ બોલે, અથવા જે કંઇ કરે એની સામા માણસ ઉપર તરત છાપ પડી જતી.

ઘણી વખત તો સભામાં સામાજિક રીતરિવાજ અને સાહિત્ય ઉપર એને બોલવાનું કહેવામાં આવે, ત્યારે પણ તે તૈયાર થઇને ન આવ્યો હોય તોપણ સરસ બોલી શકતો.

તેણે કાયદાનો અભ્યાસ કર્યો. શાળામાંથી છૂટયા પછી તે ઘેર જઇ અભ્યાસ કરતો ને ઘણીવાર તો એ અભ્યાસમાં રાતના બાર વાગી જતા. તેને વકીલાત કરવાની સનંદ મળી. પણ વકીલાત કરવાની તેની ઇચ્છા જ નહોતી, કારણકે "તેણે વકીલ થવાને ઇરાદે નહિ, પણ કાયદામાં રહેલા સિદ્ધાન્તોનું જ્ઞાન પ્રાપ્ત કરવાના ઇરાદે જ એ અભ્યાસ કર્યો

હતો. શિક્ષકનો ધંધો છોડવાનો તેણે કદી સંકલ્પ પણ કર્યો નહોતો. પણ વિચારો કરવામાં સહાયતા મળે એટલા માટે જ કાયદાનો અભ્યાસ કરી લીધો.''

ઇ. સ. ૧૮૫૮ના નવેમ્બર માસની ૧૧મી તારીખે કુમારિકા રૂડોલ્ફ સાથે જેમ્સ ગાર્ફિલ્ડે લગ્ન કર્યું. સહધર્મિણી રૂડોલ્ફની સહાયતા મળતાં જેમ્સ વધારે ઉત્સાહથી કાર્ય કરવા લાગ્યો. કોઇ ભાષણની તે તૈયારી કરતો ત્યારે રૂડોલ્ફ અને કુમારિકા બૂથ પુસ્તકોમાંથી જોઇતા ભાગો તેને શોધી આપતાં. એક વર્ષમાં જેમ્સ આ સહાયતાથી અનેક પુસ્તકો જોઇ શક્યો. બગલમાં પુસ્તકો મારી આચાર્ય ગાર્ફિલ્ડ જતો હોય તે વખતે દૂરથી જોનારને બહુ મઝા પડે. વરસાદ વરસતો હોય, બે બગલોમાં દસબાર પુસ્તકો માર્યાં હોય, તેના પર છત્રી ધરીને વિદ્યાર્થી સાથે ચાલતો હોય!

એ દિવસોમાં દર વર્ષે વિદ્યાલયનો વાર્ષિક સમારંભ ઉજવાતો. એ પ્રસંગે આજુબાજુના પ્રદેશમાંથી પણ લોકો આવતા. કોઇ કોઇવાર તો દસ હજાર માણસોની મેદની જામતી, ને પચાસ પચાસ માઇલથી લોકો આવતા. તેમાં તોફાની ને મદિરામત્ત માણસો પણ પ્રસંગોપાત્ આવી ચઢતા. આ લોકો કોઇ કોઇવાર તોફાન મચાવતા, પણ ગાર્ફિલ્ડ આચાર્ય થયો ત્યારથી આ તોફાન બંધ થઇ ગયાં. ગમે તે દિશામાં તોફાન થાય, પણ ગાર્ફિલ્ડ એક આંગળી ઉંચી કરે કે તોફાન શાન્ત થઇ જતું. તોફાનીઓ સમજી શક્યા હતા કે ગાર્ફિલ્ડને આપણાથી છેડી ન શકાય.

સદ્‌ગુરુ ડાસીં એક વખત તેનો શિષ્ય હતો. તે લખે છે, "વિદ્યાર્થી ગમે એટલો મોટો હોય તથાપિ ગુરુ મહાશય તેને અટકથી નહિ પણ નામથી જ બોલાવતા, આથી અમને એ પિતા સમાન પ્રિય લાગતા. અમારી સાથે તે ખેલતા, સાથે ફરતા ને જાણે સહાધ્યાયી હોય એવું વર્તન વર્તતા. પણ તે છતાં અમારી બધાની પાસે તેઓશ્રી સેનાપતિ પોતાના સૈનિકો પ્રાસે જે સખતાઇથી નિયમ પળાવે તે જ સખતાઇથી નિયમ પળાવતા. કોઇ વિદ્યાર્થીને ઠપકો આપવો હોય તો તેને ગળે હાથ નાખી, ગરદન છાતી પાસે લેઇ તેને ઠપકો આપતા. સલામ કરવાની તેમની પદ્ધતિ જરા મઝેની હતી: હાથ હલાવી વિદ્યાર્થીનો હાથ પોતાના તરફ ખેંચે ને વિદ્યાર્થીને ઠેઠ છાતી સુધી લઇ જાય. તેમના આ વ્યવહારથી વિદ્યાર્થીઓને બહુ સારૂં લાગતું. જ્યારે હું ત્યાં ઘંટ વગાડવાની નોકરી કરી ભણતો હતો, ત્યારે પણ તેઓ માર્ગમાં મળે તો મને ઉભો રાખતા અને કંઇ કંઇ વિષયમાં મારી સલાહ પૂછતા. હું જાણતો કે મારો અભિ-પ્રાય નિરર્થક છે, તથાપિ મારો અભિપ્રાય તેઓ પૂછતા, તે એટલા જ હેતુથી કે તેથી મારામાં આત્મસમ્માનની વૃત્તિ જાગ્રત થાય અને વળી તેમનો મારા પરનો સ્નેહ પ્રદર્શિત થાય.

"શી રીતે સારો અભ્યાસ કરી શકાય એ સંબંધે મેં તેમને એકવાર પૂછયું, 'જુદા જુદા ગ્રંથકારોના અભિપ્રાયો જોવા ને તેમનું પૃથક્કરણ કરી આપણે સ્વતંત્ર અભિપ્રાય બાંધવો.' અમારી અવલોકન શક્તિ વૃદ્ધિ પામે એટલા સારૂ તેઓ કંઇ કંઇ વિચિત્ર પ્રકારના પ્રશ્નો અમને પૂછતા, 'હેનરી,

આ મકાનને કેટલા થાંભલા છે?' હેનરીથી ઉત્તર અપાયો નહિ. એટલે પ્રશ્ન આખા વર્ગમાં ફરી વળ્યો. કોઇથી તેના બરાબર ઉત્તર આપી શકાયા નહિ. વળી પ્રશ્નો ચાલ્યા, 'શાળામાં કેટલી બારીઓ છે?' મકાનમાં કેટલી ખીંટીઓ છે?' 'બાગમાં કેટલાં ઝાડ છે?' 'અમુક ઓરડામાં કેવો રંગ છે?' ગાર્ફિલ્ડની અવલોકન શક્તિ બહુ તીવ્ર હતી. અમારા દરેકના કોટને કેટલાં બટન હતાં તેની સુદ્ધાં તેમને ખબર હતી! રસ્તે મિત્રોની સાથે વાતો કરતા ચાલ્યા જતા હોય તે વખતે પણ જાણે એક અવલોકન મૂર્તિ ચાલી જતી હોય તેમ આંખ કાન, કે નાકની શક્તિ પહોંચે ત્યાં સુધીના પ્રદેશની સ્થિતિ તેઓ ગ્રહણ કરી લેતા."

---

## : ૨૩ :

## ઉન્નતિને શિખરે

હિરમ વિદ્યાલયની ઉન્નતિ કરવી એ જ ગાર્ફિલ્ડની આકાંક્ષા હતી. રાજનૈતિક ચળવળમાં પડવાની તેની મુદ્દલ વૃત્તિ નહોતી, પણ તેથી શું થયું? લોક કંઇ તેને નિરાંતે બેસવા દે ખરા કે? તેના મિત્રો તેને આગ્રહ કર્યા કરતા કે 'દેશમાં ગુલામગીરી રાખવાને માટે પ્રતિપક્ષીઓ પ્રચંડવાદ ઉઠાવી રહ્યા છે, ત્યારે તમારા જેવાના શાન્ત બેસી રહ્યાથી દેશને બહુ હાનિ થાય છે. લોકના અત્યાગ્રહથી આખરે તેણે રાજનૈતિક વ્યાખ્યાનો શરૂ કર્યાં. વિદ્યાલયમાંથી પરવારી તે ચાર ચાર પાંચ પાંચ ગાઉ દૂર ગામડાંમાં જતો ને દાસત્વ

પ્રથાની વિરુદ્ધ ભાષણ કરતો. તેની સાથે કોઇ ને કોઇ વિદ્યાર્થીને તે લેતો, કે જેથી માર્ગમાં તેને જ્ઞાનગર્ભ વાતો કરી સુધારવાનું ઠીક ફાવે.

એવામાં ઓલ્ફ્રેન્ઝો હાર્ટ નામે એક પુરુષ દાસત્વ પ્રથાના પક્ષમાં રહી તેનું સમર્થન કરતો કરતો હિરમમાં આવી ચઢયો. તેણે એ પ્રથા ચાલુ રાખવા માટે લોકને પ્રાર્થના કરી ને હિરમમાં એક વ્યાખ્યાન આપ્યું. ગાર્ફિલ્ડ તે વ્યાખ્યાન સાંભળવા ગયો. આ વ્યાખ્યાન સાંભળી તેના અન્તરમાં બહુ વ્યથા થઇ. લોકે તેને હાર્ટના સિદ્ધાન્તોનો ઉત્તર આપવા પ્રાર્થના કરી. તેણે એ પ્રાર્થના સ્વીકારી. મન્દિરમાં વ્યાખ્યાન કરવાનું ઠરાવ્યું. પાંચ મિનીટમાં લોકો ભરાઇ ગયા. ગાર્ફિલ્ડે દાસત્વ પ્રથાની વિરુદ્ધ એક કડક વ્યાખ્યાન આપ્યું; તેના ભાષણમાં કટુતા બિલકુલ નહોતી પણ તર્કના જોરે હાર્ટના સિદ્ધાન્તોના તેણે ચૂરેચૂરા કરી નાખ્યા. તેનું વ્યાખ્યાન સફળ થયું. વધારે વ્યાખ્યાનો માટે વિનંતિ થઇ. અન્તે ગાર્ફિલ્ડે ને હાર્ટે એ વિષય પર શાસ્ત્રાર્થ કરવાનું ઠર્યું. સ્થાન અને સમય નક્કી થયાં. લોકનાં ટોળે ટોળાં ભરાયાં. તર્કમાં હાર્ટ બિલકુલ હારી ગયો; તે સિદ્ધ કરી શકયો નહિ કે દાસત્વ પ્રથા અન્યાયી નથી, ધારી અસર નીવડી, બધાએ હાર્ટને હસી કહાડયો. હાર્ટે ત્યાંથી ઉચાળા ભર્યા. લોકો આ વ્યાખ્યાનમાળા સાંભળીને ગાર્ફિલ્ડને માટે કંઇ કંઇ ઉદ્દગારો કહાડવા લાગ્યા. "તેણે ધારાસભામાં જવું જોઇએ." "અરે! આપણે એને કૅાંગ્રેસમાં મોકલીશું." "અરે! જુવો તો ખરા, એ તો રાજ્યનો પ્રમુખ થશે!"

આ વ્યાખ્યાનમાળાથી તેની કીર્તિ વધારે પ્રસરી, ચારે દિશામાંથી એને વ્યાખ્યાનો માટે આમન્ત્રણો પર આમંત્રણો આવવા લાગ્યાં.

લોકો તેનાથી એટલા બધા મોહિત થઇ ગયા કે બીજે વર્ષે તેમણે તેને તે પ્રાન્તની ધારાસભાના પ્રતિનિધિ તરીકે ચૂંટી કહાડયો. વિદ્યાલયનું શું થશે એ વિચારથી તે ગભરાયો. તેણે ના પાડી, પણ લોક માને એવા કયાં હતા?

ગાર્ફિલ્ડે કહ્યું, "ના ભાઈ, ક્ષમા કરો, આ વિદ્યાલયની ઉન્નતિ કરવી એ મારી મુખ્ય આકાંક્ષા છે, મને રાજ્યનૈતિક જીવન ગ્રહણ કરવાનો અવકાશ નથી. મારે પ્રતિનિધિ નથી થવું." પણ એમ તે કંઇ લોક માને? ફરી ફરી આગ્રહ કર્યો. ગાર્ફિલ્ડે ઉત્તર આપ્યો, "મારૂં હૃદય આ વિદ્યાલયમાં છે, મારૂં કર્તવ્ય આ વિદ્યાલયમાં છે, મારૂં કાર્ય પણ આ વિદ્યાલયમાંજ થવાનું છે." તેણે લોકની પ્રાર્થનાનો સ્પષ્ટ અસ્વીકાર કર્યો.

ઇ. સ. ૧૮૫૯માં વિલિયમ્સ મહાવિદ્યાલયનો વાર્ષિક ઉત્સવ થયો, ત્યારે ત્યાંના કારભારી મંડળે તેને વ્યાખ્યાન આપવા આમંત્રણ મોકલ્યું. આવું માન બહુ થોડાનેજ મળે છે, કારણકે હજી તો તેને સ્નાતક થયાને ત્રણજ વર્ષ થયાં હતાં. આમંત્રણ સ્વીકાર્યું, ને પોતાની સ્ત્રી સાથે જીંદગીમાં પહેલોજ આનંદપ્રવાસ કરતો કરતો તે વિલિયમ્સ ગયો, ત્યાં આગળ તેનો પુષ્કળ સત્કાર થયો. તેણે પણ વ્યાખ્યાનથી સર્વને સંતોષ આપ્યો.

ત્યાંથી તે હિરમ પાછો આવ્યો, ત્યારે તે પ્રાન્તનું નાગરિક મંડળ તેની પાસે આવ્યું અને એક અસાધારણ પ્રાર્થના કરી, "આપણા પ્રાન્તની શાસનસમિતિના સભ્યનું પદ લેવાની આપને પ્રાર્થના કરવા અમે આવ્યા છીએ."

જેમ્સ ઘણું આશ્ચર્ય પામી બોલ્યો, "ખરે! એ પદને માટે તો મિ. પ્રેન્ટિસ જ યોગ્ય છે."

"બહુ દિલગીર છીએ કે મિ. પ્રેન્ટિસ આજે જ અકસ્માતથી ગુજરી ગયા! અને હવે એ પદને માટે આપના જેવો કોઇ યોગ્ય પુરુષ અમને જડતો નથી."

"મિ. પ્રેન્ટિસ બહુ યોગ્ય હતા. પણ હું તો મારૂં વિદ્યાલય છોડીને શી રીતે આવું?"

એક પ્રતિનિધિ બોલ્યો, "તમારા નામથી જ પ્રાન્તની પ્રજા દાસત્વ પ્રથાની વિરુદ્ધ ઉભી થઇ જશે. મને આશા છે કે આ કર્તવ્યદિશામાં વિચાર કર્યા વિના ના પાડશો નહિ."

"મેં વિચાર કર્યો છે ને તે મને મારા વિદ્યાલયની ઉન્નતિ કરવાને જ સૂચવે છે. મારા વિદ્યાલયની ઉન્નતિ કરી શકું ને સાશનસમિતિમાં જઇ શકું એ બે વાતો મારાથી શી રીતે બને?"

"ત્યાં તમારે માત્ર થોડાં અઠવાડિયાં રોકાવું પડશે. દાસત્વ પ્રથાનો નિવેડો આવી જાય એટલે પાછા આવજો. તમે વિદ્યાલયના કારભારી મંડળની સલાહ લો ને એક અઠવાડિયુ વિચાર કરીને ઉત્તર આપો તો ઘણું સારૂ." બીજે

એક શખ્સ કે જે મહાવિદ્યાલયના કારભારી મંડળના કેટલાક સભ્યોની રગ જાણતો હતો તેણે ધીરે રહીને કહ્યું.

ગાર્ફિલ્ડ છેતરાયો. તેણે જાણ્યું કે વિદ્યાલયના કારભારીઓ રજા આપશેજ નહિ. આથી તેણે તેમ કરવાની 'હા' પાડી. નગરમંડળ વિદાય થયું. પણ વિદ્યાલયના કારભારીઓ વિદ્યાલયની ઉન્નતિ કરવા જેટલા ઉત્સુક હતા તેથી વધારે ઉત્સુક તો દાસત્વપ્રથાને છેદી નાખવા માટે હતા. કારભારીઓએ તેને રજા આપી એટલુંજ નહિ પણ ઊલટો શાસનસમિતિમાં જવાનો આગ્રહ કર્યો. ગાર્ફિલ્ડ આશ્ચર્ય પામ્યો. વિદ્યાલયમાં તેની ખોટ પુરાય એમ નહોતું પણ એ ખોટ બને તેટલી પૂરવા શિક્ષકો અને શિષ્યો એકીમતે તૈયાર થઇ ગયા અને ગુરુ મહાશયને શાસનસમિતિમાં જવા આગ્રહ કરવા લાગ્યા.

આ સમયે એક અજાણ્યા પુરુષે ટીકા કરી, "આવા ન્હાના માણસને તમે શાસનસમિતિમાં મોકલો છો?"

તેના મિત્રે ઉત્તર આપ્યો, "પણ એ તો વર્ષોમાંજ ન્હાનો છે, શક્તિમાં ન્હાનો નથી."

"મને એનો કંઇ ખ્યાલ નથી, પણ હું ધારૂં છું કે તેને પુસ્તકિયા જ્ઞાન જ હોવું જોઇએ. વ્યવહારનું નહિ."

"તમે જરા એના કામની તો વાટ જુઓ, પછી તમને ખબર પડશે કે એનું શરીર ન્હાનું છે, પણ માથું મોટું છે!"

ઇ. સ. ૧૮૬૦માં શાસનસમિતિમાં તે ગયો ને લોકોનો ઉપકાર માનવાનું તેણે પ્રથમ વ્યાખ્યાન આપ્યું. આ વ્યાખ્યાન સાંભળીને જ પેલો ટીકાકાર ઠંડોગાર થઇ ગયો ને બોલ્યો,

"મારી શંકા દૂર થઇ છે, ખરેખર! એ કોઇ મહાપુરુષ છે."

આ સમયે દેશમાં બહુ ભયાનક કોલાહલ મચી રહ્યો હતો. દક્ષિણ અને ઉત્તર પ્રાન્તના લોકો વચ્ચે ઘોર વિવાદ ઉઠયો હતો. દક્ષિણ પ્રાન્તોવાળા કહેતા કે આ પ્રસંગે જો દાસત્વપ્રથાના વિરોધીને મહારાજ્યના પ્રમુખને પદે યોજવામાં આવશે તો અમે લોહી રેડીને પણ તેમ થવા દઇશું નહિ. ઉત્તર પ્રાન્તના લોકો દાસત્વપ્રથાને નિર્મૂળ કરવા ખાઇપીને મચ્યા હતા. આ પ્રાન્તમાં ગાર્ફિલ્ડ જેવાની ખાસ જરૂર હતી. તે આ સમયે ત્રીસ વર્ષનો હતો, સમિતિમાં સર્વથી ન્હાનો તથાપિ સર્વથી વધારે શક્તિમાન હતો.

દાસત્વપ્રથાની વિરુદ્ધનો ઉપદેશ આપવાને લોકોએ ઓબર્લિનમાં મહાવિદ્યાલય સ્થાપ્યું હતું. તે મહાવિદ્યાલયના અધ્યાપકોએ પણ ગાર્ફિલ્ડને સહાયતા આપવા લોકોમાં વ્યાખ્યાનો આપ્યા હતા ઓબર્લિન મહાવિદ્યાલયનો અધ્યાપક મનરો પણ આ સમયે શાસનસમિતિમા નિમાયો હતો અને વળી તેનો જમાઇ જેકબ ડિ કોકસ પણ સમિતિમાં નિમાયો આ ત્રણે જણાએ એકત્ર મળી દાસત્વપ્રથા પર જબરા પ્રહાર કરવા માંડયા દાસત્વપ્રથા પર શમશેર ઉગામેલા આ ત્રણ જણ શત્રુઓને કાળમૂર્તિ જેવા ભાસ્યા!

આપણે પ્રથમ એક વાર જોઇ ગયા છીએ કે ગાર્ફિલ્ડ પોતાની માતા સાથે કોલમ્બસ નગરમા ગયો હતો, ત્યારે આ નગરમા તેણે રાજ્યમંદિરનાં દર્શન કર્યા હતાં. તે સમયે તેને કે તેની માને સ્વપ્ન પણ નહોતુ કે દસ વર્ષ

પછી એ મન્દિર ગજાવવાનું, સમિતિના એક ઉપયોગી સભ્ય થવાનું, ને મહા રાક્ષસીબળ સાથે યુદ્ધ મચાવવા પ્રાન્તને સજ્જ કરવાનું જેમ્સના ભાગ્યમાં હશે! પણ વિધાતા પોતાના પાસા કંઇ ઔર જ ખેલે છે!

પ્રમુખ નીમવામાં દક્ષિણના પ્રાન્તો હાર્યા. પ્રાતઃસ્મરણીય મહાત્મા લિંકન પ્રમુખપદે ચૂંટાયા. એ મહાત્મા દાસત્વપ્રથાના કટ્ટા વિરોધી હતા. એટલે દાક્ષિણાત્ય પ્રાન્તો લોહી રેડવા તત્પર બની ગયા.

ગાર્ફિલ્ડને સંકટનો સમય આવ્યો. તેના મનમાં અનેક પ્રશ્નો આવી ઉભા, 'ઓહિયો પ્રદેશ યુદ્ધને માટે તત્પર થશે?' 'કોઇ પ્રાન્તને બધા સંઘાતમાંથી ખસી જવાનો હક્ક છે?' 'કોઇ પ્રાન્તપર બળથી કશી ફરજ નાખી શકાય?' 'વિદ્રોહીને સજા કરવી?' આ અને આવા બીજા અનેક પ્રશ્નોનો અભ્યાસ કરવા તેણે ખૂબ પરિશ્રમ કરવા માંડયો. રાતના બાર બાર ને એક એક વાગવા માંડયા. અંતે તેણે ઠરાવ કર્યો કે ઉત્તર પ્રાન્તોએ એક થઇ નિશ્ચય કરવો ને ઓહિયોએ તેમાં પોતાનો સાથ આપવો જ. તેણે સમિતિમાં બળ આણ્યું ને છુટછાટ મૂકી યુદ્ધ બન્ધ કરવાના વિચારને તરછોડી કહાડયો. ગમે તેટલું લોહી રેડીને પણ 'કાળા'-ઓને મુક્ત કરવાનો સમિતિએ નિશ્ચય કર્યો. દાસત્વપ્રથાનો પક્ષ લેનાર અગ્રેસરોએ દગા કરવા માંડયા. બુકેનન પ્રમુખ હતો, ત્યારે અંદરથી તે લોકોને મળી ગયો હતો. કૉબ રાજ્યની તિજોરીમાંથી નાણાં ઉઠાવી ગયો, ફ્લોઇડ શસ્ત્રભંડારમાંથી શસ્ત્ર ઉઠાવી ગયો, અને દૂસીએ વહાણોને દૂર

મોકલી દીધાં. 'આ બધાઓ ઉપર ગાર્ફિલ્ડે પ્રચંડ પ્રહારો કર્યા ને તેમનાં ભોપાળાં બહાર પાડયાં.

ગુલામગીરીની પ્રથામાં હિત ધરાવનારા શેઠો સાથે સમભાવ રહે અને દેશનું લોહી રેડાતું અટકે એ હેતુથી મહાસભાએ છૂટછાટ મૂકી એ પ્રશ્નનો નિવેડો આણવાનું વિચાર્યું. હવે ગાર્ફિલ્ડ ગર્જી ઉઠયો, "જ્યાં સુધી મારો હાથ તલવાર પકડવાને શક્ત હશે ત્યાં સુધી અમેરિકામાં દાસત્વપ્રથા ટકી શકશે નહિ." મત લેવામાં આવ્યા, ગાર્ફિલ્ડે અને બીજા છ જણે એ ક્રુર પ્રથાની વિરુદ્ધ પોતાના મત આપ્યા. સન્ધિની બધી વિધિઓને એણે મિથ્યા અને બાયલી કહી ઝાટકી કાઢી અને માનવજાતિના એક મુખ્ય હક્કને માટે તે યુદ્ધ કરવા તત્પર બની ગયો.

પણ આ પહેલાં તેણે સંપૂર્ણ ખાતરી કરી લીધી હતી કે યુદ્ધમાં ઝંપલાવ્યા સિવાય અન્ય કોઇ રસ્તો જ નથી. એક રાત્રે મોડા તેણે પોતાના જોડીદારને સંબોધીને કહ્યું,

"કોક્સ, યુદ્ધ અનિવાર્ય છે."

"અનિવાર્ય જ છે."

"તમારે ને મારે તલવાર પકડવી જોઇએ."

"અથવા તો હીઝડા ગણાવું જોઇએ."

"ત્યારે ચાલો, આ સંકટને સમયે આપણે આપણા દેશને માટે દેહ પાડવા પ્રતિજ્ઞા લઇએ." પ્રતિજ્ઞાઓ લેવાઇ, મિત્ર મિત્રને ભેટયો, દેશવીરોનાં હૃદય કમ્પી ઉઠયાં!

આ સમયે એ મહારાજ્યનો પ્રમુખ એબ્રામ લિંકન

હતો. એ ધર્માત્માનો સંકલ્પ એવો હતો કે રાજ્યે પ્રથમ હથિયાર નહિ ઉપાડવાં. તેનો એ સંકલ્પ સિદ્ધ થયો. વિદ્રોહી દાસપ્રભુઓએ રાજ્યવિરુદ્ધ પ્રથમ હથિયાર ઉપાડયાં. આ સમાચાર લિંકનને મળ્યા, એટલે તે પણ યુદ્ધને માટે સજ્જ થયો.

સેના મોકલવાની આજ્ઞા ઓહિયો પ્રદેશની રાજ્યસભામાં આવી, વંચાઇ અને દેશવત્સલ વીરોએ વધાવી. તાળીઓથી ને જયનાદથી તેમણે મંડપને ગજાવી મૂક્યો, ગગન ભેદી નાખ્યું. આ વેગનાદ જરા શાન્ત થયો, એટલે ગાર્ફિલ્ડ ખડો થઇ ગયો ને એક વીરતાસંપૂર્ણ વ્યાખ્યાન કર્યું. ને તેને અંતે જણાવ્યું કે "ઓહિયો પ્રદેશ વીસ હજાર સૈનિકો ને ત્રીસ હજાર ડૉલર દેશને માટે સમર્પશે." દેશને માટે, માનવજાતિના હક્કના રક્ષણને માટે તે પ્રસ્તાવને સૌએ વધાવી લીધો.

સેનાપતિ લાયને કપટથી પાંચ હજાર સૈનિકોને ખસેડી મૂક્યા હતા, તેમને પાછા બોલાવી લાવવા ઓહિયોના ગવર્નર ડેનિસને ગાર્ફિલ્ડને મિસૂરી મોકલ્યો. ગાર્ફિલ્ડ એ કામમાં સફળ થયો, ને તેણે સર્વ સેનાને કોલંબસમાં પહોંચાડી આપી.

પછી સાતમો ને આઠમો સેનાવિભાગ યોજવાને ડેનિસને તેને ક્લીવલેન્ડ મોકલ્યો, તે કાર્યમાં પણ તે સફળ થયો. એટલે તેને સેનાપતિને પદે મૂકવાની યોજના રજુ થઇ પણ યુદ્ધનો અનુભવ ન હોવાથી ગાર્ફિલ્ડે એ પદ લેવા ના પાડી, અને કહ્યું કે અનુભવ મળે ત્યાં સુધી હું એથી ઉતરતે પદે રહેવા ખુશી છું. આથી તે પ્રથમ ઉપસેનાપતિ નિમાયો પછી ધીમે ધીમે તે ઉપરને પદે ચઢતો ગયો.

ગાર્ફિલ્ડે ઘણાં યુદ્ધોમાં વિદ્રોહીઓને પરાજય આપી ભગાડયા. ૧૮૬૨ની જાન્યુઆરીની દસમી તારીખે મિડલ ક્રીકના યુદ્ધમાં મહાવીર ગાર્ફિલ્ડે પોતાનું વીર્ય પ્રથમ પ્રદર્શિત કર્યું. વિદ્રોહીઓની સેના ગાર્ફિલ્ડની સેના કરતાં સંખ્યામાં બહુ મોટી હતી; પણ તે સેના પરાજય પામી ને વિદ્રોહી સેનાપતિ માર્શલ વર્જિનિયા તરફ પલાયન કરી ગયો. ત્યાર પછી ઘણાં યુદ્ધોમાં તેણે વિજય પ્રાપ્ત કર્યો. તેની વીરતાથી ને રણદક્ષતાથી રાજ્યે તેને ઉંચી પદવીએ ચઢાવ્યો ને સેનાપતિ નીમ્યો. ઓહિયોની શાસનસમિતિમાં તે સર્વથી ન્હાનો સભ્ય હતો, આજે રણમેદાનમાં તે સૌથી ન્હાનો સેનાપતિ થયો!

યુદ્ધ તો હજી ચાલે છે, તેવામાં વળી બીજો પ્રસંગ બન્યો. મહારાજ્યની કોંગ્રેસમાં ઓહિયો પ્રદેશના સભ્યની એક જગા ખાલી થઇ. લોકોએ એ જગાને માટે એકમતે ગાર્ફિલ્ડને ચૂંટી કહાડયો. આ સમયે ગાર્ફિલ્ડ તો રણ-સંગ્રામમાં હતો ને તેને આ વાતની ખબર પણ નહોતી. જ્યારે તેને આ સમાચાર પહોંચ્યા ત્યારે પ્રથમ તો કોંગ્રેસમાં જવાને એ સંમત થયો નહિ. એ માન લેવા કરતાં યુદ્ધમાં રહી દેશસેવાનો વધારે સારો લાભ લેવાને એની વૃત્તિ હતી. વળી ત્યાંના સૈનિકો અને સેનાનીઓ તેના પર વધારે મમતા રાખતા, ને તેમનો પણ ઇચ્છા એવી હતી કે ગાર્ફિલ્ડ સેનામાં રહે તો સારૂ. હજી પોતાનું દેવું એ વાળી શકયો નહોતો ને તેને પૈસાની બહુ તાણ પડતી; કોંગ્રેસના સભાસદ કરતાં સેનાપતિની જગાએથી તેને વધારે પગાર મળી શકે

એવું હતું. કૉંગ્રેસમાં ન જવાનું પણ આ એક ગૌણ કારણ હતું. પણ વળી કૉંગ્રેસમાં એના જેવા પુરુષની જરૂર હતી ને તેથી પ્રમુખ લિંકને તેને આગ્રહ કર્યો, એટલે ગાર્ફિલ્ડે કૉંગ્રેસમાં જવાનું સ્વીકાર્યું. ઇ. સ. ૧૮૬૩ના ડીસેમ્બર માસમાં લશ્કરનો સવાબે વર્ષ અનુભવ લીધા પછી તે કૉંગ્રેસમાં ગયો.

હિરમ વિદ્યાલયના કારભારી મંડળે આજ સુધી આશા રાખેલી કે હજી જેમ્સ વિદ્યાલયનું આચાર્ય પદ લેશે. ઓહિયો પ્રદેશની શાસનસમિતિનો તે સભ્ય હતો, ત્યાં સુધી તે પોતાનો સંબંધ વિદ્યાલય સાથે સારી રીતે જાળવી શક્યો હતો. વિદ્યાર્થીઓને જુદા જુદા વિષયો સંબંધે પત્રો લખવાનું તે સૂચવી મોકલતો ને વિદ્યાર્થીઓ પત્રો લખી તેના પર કોલંબસ મોકલતા, ગાર્ફિલ્ડ તે પત્રો સુધારી પાછા મોકલતો, પણ આજે હવે ગાર્ફિલ્ડ કૉંગ્રેસમાં ગયો ને તેથી બધાએ શાળામાં તેનાં ફરી દર્શન થવાની આશા મૂકી.

આજ સુધીમાં વિદ્રોહીઓ પૂર્ણ પરાજય પામતા હતા. આજે અમેરિકન મહારાજ્યમાંથી ગુલામગીરીની પ્રથા સમૂળી ઉખડી ગઇ. આજે અમેરિકાના ઇતિહાસના એક પૃષ્ઠપર સોનાના અક્ષરો પડયા. ત્યાર પછી સત્તર વર્ષ સુધી ગાર્ફિલ્ડ કૉંગ્રેસમાં ગયો ને કાર્યદક્ષતાથી દેશનો યશ વધાર્યો.

હવે મહારાજ્યની ધારાસભામાં એક જગા ખાલી પડી, એ પ્રસંગ ઇ. સ. ૧૮૮૦માં બન્યો. તેના મિત્રે તેને એ જગા માટે ઉમેદવારી કરવા કહ્યું, ત્યારે તેણે ઉત્તર આપ્યો,

"હિરમ શાળામાં ઘંટ વગાડવાની ને કચરો કહાડવાની જગા માટે મેં ઉમેદવારી કરી હતી, ત્યાર પછી મેં કદાપિ કોઈ જગાને માટે ઉમેદવારી કરી નથી. આ જગાને માટે પણ ઉમેદવારી તો કરવાનો નહિ જ. હા, મને નીમવામાં આવશે તો હું વાંધો નહિ લઉં."

"પણ, તમે કોલંબસ ચાલો ને ચૂંટણી વખતે હાજર રહો એટલે બસ."

"આથી પણ લોકોના પર મારે માટે અસર થાય ને મારી શરમ પડે. એમ કરવા પણ હું નાખુશ છું."

ગાર્ફિલ્ડ કોલંબસ ન જ ગયો.

ચૂંટણીને સમયે ગાર્ફિલ્ડનું નામ નીકળતાં જ બધા ઉમેદવારોએ પોતાની ઉમેદવારી ખેંચી લીધી, એટલું તેને માટે બધાને માન હતું! એકમતે તે ચૂંટાયો!

ચૂંટાયા પછી ગાર્ફિલ્ડ કોલંબસ ગયો ને તે પદ ગ્રહણ કરતાં તેણે ભાષણ આપ્યું, "મેં વીસ વર્ષથી રાજનૈતિક જીવન ગ્રહણ કર્યું છે. મહારાજ્યના સભ્ય થયા પછી મેં એક કાર્ય કરવાનો સદા પ્રયત્ન કર્યો છે. અમુક કાર્ય વિચાર કરતાં મને સારૂં લાગે તો ગમે તે ભોગે પણ તે કાર્ય પૂર્ણ કરવા માટે મેં પ્રયત્નો કર્યા છે. સત્ય સમજતાં તે પાર ઉતારવામાં કદી પણ હું પાછો હઠ્યો નથી. મેં બહુ દિવસ સુધી ઓહિયો પ્રદેશના પ્રતિનિધિ તરીકે કૉંગ્રેસમાં કાર્ય કર્યું છે. ને તે પ્રદેશની પ્રજાને સંતોષ આપવાને સર્વ પ્રયત્નો કર્યા છે, તે પ્રજા તરફથી મારી પ્રશંસા પણ

થઇ છે. પણ વળી અભિમાન જણાતું હોય તો ક્ષમા કરશો, અભિમાન સાથે જણાવું છું કે પ્રજાના સંતોષ અને પ્રશંસા કરતાં એક માનવીના સંતોષની મેં સદા વાસના રાખી છે. એ માનવીનું નામ જેમ્સ એ. ગાર્ફિલ્ડ છે. જગતમાં માત્ર એજ માનવી છે કે જેની સાથે હું નિદ્રા લઇ શકું છું, ભોજન જમી શકું છું, સહવાસ કરી શકું છું ને મરી પણ શકું છું. જો આ માનવીના સંતોષની અને પ્રશંસાની આકાંક્ષા ન રાખી શકું, તો નિશ્ચય માનજો કે અમે બન્ને સહચરોનું જીવન નિરર્થક છે."

ધારાસભાની કોઇ બેઠકમાં હજુ તો એ બેઠો નથી, નિસરણીના સૌથી ઉપરના પગથિયાની નીચેના પગથિયા પર હજુ તો પગ ઠર્યો નથી, એવામાં સૌથી ઉપરનું પગથિયું ખાલી થયું! પાંચજ માસમાં પ્રમુખપદ ખાલી પડયું! આ પદને માટે પણ તેણે ઉમેદવારી કરી નહિ. મત આપનારી સભાનો તે સભાસદ હતો, તેની હાજરીથી જ લોકો આવેશમાં આવી ગયા અને તેને પ્રમુખપદે યોજવા માટે કોલાહલ મચાવી મૂકયો, અન્તે તે યોજાયો! ગાર્ફિલ્ડનું નામ નીકળતાં ગગનભેદી ધ્વનિ ઉઠયો. હાટે ને ઘાટે નરનારીઓ મહા ઉલ્લાસથી વાતો કરવા લાગ્યાં. બારીએ ને અટારીએ ગૃહનારીઓ કરતાલી દઇ હસવા લાગી. માતાને હસતી દેખી બાળકો હસવા લાગ્યાં. ગુલામો આનંદે ગર્જી ઉઠયા ને તેમના અત્યાચારી પ્રભુઓનાં હૃદય કમ્પી ઉઠયાં! લોકોનાં ટોળે ટોળાં રાજદરબારમાં આવી ભરાયાં. દરબારીઓનો વિરોધ ટળી ગયો. જુદા જુદા પ્રાન્તોના પ્રતિનિધિઓ પોતપોતાના

વાવટા લઇ દરબારમાં આવેલા, તેમાંથી એક પ્રતિનિધિએ એકદમ ઉઠી પોતાનો વાવટો ગાર્ફિલ્ડના મસ્તક પર ધર્યો. મહા કોલાહલ મચી રહ્યો! સાતસેં પ્રતિનિધિઓ એકદમ પોતપોતાના વાવટા લઇ ઉભા થઇ ગયા ને ગાર્ફિલ્ડ પર ધરવા દોડયા. દરબારમાં મેળાનો ઘાટ થઇ રહ્યો! મન્દિર આ ધમાલથી ગાજી ઉઠયું! ધરણી ધમધમી ગઈ! ચારે બાજુ ભરાયેલા ૧૫૦૦૦ માનવીઓ ભૈરવ નાદ કરી ઉઠયાં! લોકોના આનંદનો તો પાર રહ્યો નહિ! રણવાદ્ય વાગ્યાં, તોપોના પ્રચંડ નાદે ગગન ગજાવી દીધું. દિશાઓ જયનાદે પુરાઈ ગઇ! ૧૫,૦૦૦ માનવીઓએ જયગીત ગાયું! સ્વદેશ પ્રેમના ઉન્માદમાં સ્વાધીનતાપ્રિય અમેરિકનો આત્મજ્ઞાન વીસરી ગયા, ગાર્ફિલ્ડ વિના આજ બીજો વિચાર નથી! પૃથ્વીના કોઇ પણ દેશમાં કોઇ પણ કાળે પોતાનો રાજા પસંદ કરી લેતાં આવો ઉત્સાહપ્રવાહ વહ્યો નથી! વહેશે કે કેમ તે જાણી શકાય નહિ, એ તો ભાવિના પડદાની પેલી પાર છે.

જેમ્સ એબ્રામ ગાર્ફિલ્ડ ઇ. સ. ૧૮૮૦ના નવેમ્બરની બીજી તારીખે અમેરિકાના મહારાજ્યને પ્રમુખ પદે તાળીઓના ગગનભેદી ગડગડાટ સાથે ચૂંટાયો!

---

## : ૨૪ :

## શ્વેતમંદિરમાં *

ઇ. સ. ૧૮૮૧ના માર્ચની ચોથી તારીખના યાદગાર દિવસે સરદાર ગાર્ફિલ્ડે પ્રમુખસ્થાન લીધું. તે સવારે આકાશ ઘમઘોર હોઇ હવા જરા તોફાની હતી તેથી સૌને ધાસ્તી લાગી કે જલસો બધો ચૂંથાઇ જશે. પણ દસ વાગ્યા પછી તોફાન કંઇક સમ્યું અને વાદળ વિખેરાયું. દેશનાં જુદાં જુદાં સ્થળોનાં નરનારીઓ આ પ્રસંગે થનારા પ્રજાકીય અને લશ્કરી જલસા જોવાને ભેગાં થયાં હતાં. આ પ્રસંગને યાદગાર બનાવવાનો પ્રયત્ન કેવળ ગાર્ફિલ્ડના મિત્રોએ જ નહિ પણ જુદા જુદા પ્રાન્તના અનેક લોકોએ પણ કર્યો હતો. જનરલ ગાર્ફિલ્ડની સાથે ભણનારા વિદ્યાર્થીઓ પણ તેને ધન્યવાદ આપવા માટે ત્યાં આવ્યા હતા.

આ ક્રિયા બપોરે બાર વાગે થવાની હતી. ત્યાર પહેલાં તો હજારોની સંખ્યામાં લોકોની ગેદની આ પ્રસંગનું સરઘસ જોવાને શેરીઓમાં જામી હતી. અનેક મોટા મોટા માણસો ન્યાયાધીશો ને ગવર્નરો, ધર્માચાર્યો ને વકીલો,

* પ્રમુખને રહેવાં માટેનો મહેલ. એ સ્વતંત્રના પ્રદર્શક શ્વેત પત્થરનો બાંધેલો હોવાથી તેનું નામ White House–શ્વેતમંદિર પડ્યું છે.

પ્રતિનિધિઓ ને લેખકો વગેરે ગાર્ફિલ્ડના માનમાં સારી સંખ્યામાં હાજર રહ્યા હતા. ગાર્ફિલ્ડના રણમેદાનના સાથીતો સુદ્ધાં પોતાના એક વખતના એ પ્રિય સાથીત અને સરદારને આ સર્વશ્રેષ્ઠ પદવીની પ્રાપ્તિ માટે ધન્યવાદ અને માન આપવાને આવવાનું ચૂકયા નહોતા.

સાડાદસ વાગે પ્રમુખના આગમનનું સૂચન કરતાં બ્યુગલો ફૂંકાયાં. પ્રમુખની સવારી સુશોભિત ગાડીમાં આરૂઢ થઇ તેના નિયત સ્થાને જવા ઉપડી. રસ્તામાં હજારો નર નારીઓ હર્ષનાદથી ગગનને ગજાવી મૂકવા લાગ્યાં. સવારી શ્વેતમંદિર પહોંચી. શ્વેતમંદિરના સભાગૃહને આ પ્રસંગે પૂર ભપકામાં શણગારવામાં આવ્યું હતું. આમંત્રિત સભાજનોએ પોતપોતાની નિયત જગા લીધી. બધાં જ દરબારી પોષાક પહેરીને આવ્યાં હતાં. સૌના બેઠા પછી પ્રમુખ ગાર્ફિલ્ડે પોતાનુ આસન ગ્રહણ કર્યું, એટલે પ્રમુખ સાથે સકળ સભાજનોના ફોટા લેવાયા. પછી પ્રમુખસ્થાનેથી ગાર્ફિલ્ડે ભાષણ આપ્યું. એ ભાષણ પૂરૂં થતાંની સાથે ન્યાયાધીશ વેઇટે બાઇબલનો ગ્રંથ ગાર્ફિલ્ડ આગળ ધર્યો. પ્રમુખ ગાર્ફિલ્ડે એ ધર્મગ્રંથને માનપૂર્વક પોતાના હાથમાં લઇને આદર સહિત પ્રણામ કર્યા અને વિધિ મુજબ શપથ લઇ પાછો તે ન્યાયાધીશના હાથમાં મૂકયો. આ મહાપ્રસંગે માતા ઇલિઝાની આંખમાં આનંદનાં આંસુ ચમકતાં હતાં. વિધિ સમાપ્ત થતાં ગાર્ફિલ્ડ ભક્તિપૂર્વક માતાને નમ્યો; પોતાની પત્નીને તેણે ચુંબન કર્યું અને બીજાઓની સાથે હસ્તધૂનન કર્યું. પછી સૌ વિદાય થયાં.

પછી જ્યારે રાજ્ય કારભાર શરૂ થયો ત્યારે એણે અનેક યોજનાઓ હાથ ધરી. તેમાં મંત્રી સભાની પણ નવેસર યોજના કરવા માંડી. આ યોજનાની વિરુદ્ધ મિ. કૉંકલિંગ પડયો, અને એ વિરોધમાં તેણે પોતાનું રાજીનામું આપી દીધું. એ ધારતો હતો કે હું ફરી પાછો ચૂંટાઇશ કારણકે મને મદદ કરનાર ઘણા માણસો છે. પરંતુ એ ગાર્ફિલ્ડના રાજતંત્રની વિરુદ્ધ પડયો એટલે એની સર્વ આશા નિષ્ફળ નીવડી. પ્રજાજન ગાર્ફિલ્ડની તરફેણમાં જ રહ્યાં અને ગાર્ફિલ્ડની રાજનીતિને જ ટેકો આપવા લાગ્યાં.

---

## : ૨૫ :

## ખૂન

ધારાસભા માટે મિ. કૉંકલિંગની ફરીવારની ચૂંટણીની ધમાલ ચાલતી હતી, તે વખતે પ્રમુખના પ્રાણ લેવાનું એક કાવતરૂં થયું. ઑફિસ કામના બોજામાંથી જરા આરામ મેળવવાના ઇરાદે પ્રમુખ મહાશયે મુસાફરીએ નીકળવાની એક યોજના ઘડી કાઢી હતી. વિલિયમ્સ મહાવિદ્યાલયના વાર્ષિક સંમેલનમાં હાજરી આપી ત્યાંથી હવાફેર માટે બીજે સ્થળે જવાની તેમની યોજના હતી. એ યોજના પ્રમાણે જુલાઇ માસની બીજી તારીખને શનિવારને રોજ ગાર્ફિલ્ડ શ્વેત મંદિરમાંથી નીકળ્યો ને મંત્રી બ્લેન સાથે વૉશિંગ્ટન નગરના પોટોમેક સ્ટેશને ગયો. સવારમાં નવ પર વીસ મિનીટે

તે સ્ટેશન પર પહોંચ્યો. મંત્રી બ્લેન અને જેમ્સ હાથમાં હાથ મિલાવી ચાલતા હતા ત્યાં એકાએક પીસ્તોલના બે ધડાકા સંભળાયા. એક ગોળી જેમ્સની જમણી બાંહ્ય આગળ થઇ પસાર થઇ ગઇ. આથી એને કંઇ નુકસાન થયું નહિ. પણ બીજી ગોળી તો બરાબર તેના શરીરમાં, ત્રીજી પાંસળી પર વાગી અને એ ગોળીએ જેમ્સને નીચે ભોંય પર ઢાળી પાડયો. મિ. બ્લેન ખૂનીને પકડવા પાછો ફર્યો, પણ ખૂની તો તે પહેલાં ક્યારનોય એક અધિકારીના હાથમાં સપડાઇ ગયો હતો.

ખૂનીનું નામ ચાર્લ્સ જે ગીટો હતું. એ જરા ચક્રમ જેવો હતો. એની ઉમ્મર ચાળીસેક વર્ષની હતી. એણે પરદેશના એલચી ખાતામાં નોકરી મેળવવાના વ્યર્થ પ્રયત્નો કરેલા. કેટલાક કહે છે કે એમાં એ ફાવેલો નહિ તેથી અને એની ગરીબાઇ તથા નિરાશાને લીધે એણે આ દુષ્કૃત્ય કર્યું હતું; ત્યારે કેટલાક વળી એમ પણ કહે છે કે એણે મિ. કૉક્લિંગના તરફથી એ દુષ્કૃત્ય કર્યું હતું. એ ગમે તેમ હો, પણ એણે જ આ ભયંકર કૃત્ય કર્યું હતું, અને તેને માટે એક કલાકની અંદર તો એ ડિસ્ટ્રિક્ટ જેલનો મેમાન પણ બની ગયો.

મિ. બ્લેન પાછો ફરીને જુએ છે તો પ્રમુખ સાહેબ જમીન પર ઢળી પડયા છે. આ ભયંકર સમાચાર નગરમાં વીજળી વેગે ફેલાયા કે "પ્રમુખ સાહેબનું ખૂન થયું છે." સર્વ સ્થળે તારથી ખબર આપી દેવામાં આવી. દરેક શહેર, ગામ અને ઝુંપડે પ્રમુખ સાહેબના ખૂનની ચોંકાવનારી ખબર

પહોંચી ગઈ. લગભગ બાર વાગે તો તાર જે સ્થળે ન પહોંચી શકતો હોય તે સિવાયનાં બધે ઠેકાણે આ દુઃખદ ખબર પહોંચી ગઈ.

ડૉકટરોને તાબડતોબ તેડાવવામાં આવ્યા, અને એક કલાકમાં તો પ્રમુખ સાહેબને આવી ભયંકર હાલતમાં શ્વેતમંદિરમાં લઇ જવામાં આવ્યા. આ વખતે પ્રમુખ સાહેબને થોડુંક થોડુંક ભાન તો હતું.

એ સમયે ગાર્ફિલ્ડની સ્ત્રી બહુ માંદી હતી, ને પોતાની પુત્રી પાસે ન્યુ જર્સીમાં આવેલા લૉન્ડબ્રેન્ચ નામના સ્થળે હવા ફેર માટે ગઇ હતી. પ્રમુખ મહાશયને બીક લાગી કે રખેને આ સમાચારથી પોતાની માંદી પત્નીને આઘાત પહોંચે! તેથી તેણે પાસે બેઠેલા કર્નલ રૉકવેલ પાસે નીચે મુજબ તેણીના ઉપર તાર મૂકાવ્યો:

"મિસિસ ગાર્ફિલ્ડ, ન્યુ જર્સી.

પ્રમુખ મહાશયની ઇચ્છા મુજબ હું આપને ખબર આપવાની રજા લઉં છું કે એમને સખત ઇજા પહોંચી છે. કેટલી સખત એ તો અત્યારે કોઇ કહી શકે એમ નથી. તેઓશ્રી સંપૂર્ણ શુદ્ધિમાં છે, અને આશા રાખે છે કે તમે એમની સોડે ઝટ આવી ઉપસ્થિત થશો.

એ. એફ. રૉકવેલ."

પ્રમુખ મહાશયને શ્વેતમંદિરમાં એક પલંગ પર સૂવારવામાં આવ્યા. થોડીવાર તેમની ગભરામણની સ્થિતિ દૂર થઇ. હવે એ જરા હસમુખ બન્યા અને પોતાનાં ગમાં

વહાલાં, સ્નેહીઓ અને મિત્રોની આનંદથી મુલાકાત લીધી અને તેમની સાથે વાતોચીતો પણ કરી. એ ઉપરથી વૈદ્યો અને મિત્રો માનવા લાગ્યા કે હવે ખાસ દહેશત જેવું નથી, ઝટ સારૂં થઇ જશે.

જુલાઇ માસની ત્રીજી તારીખને રવિવારનો દિવસ અમેરિકાના લોકો માટે ચિન્તાજનક થઇ પડયો. પાર્થનામંદિરોમાં હજારોની સંખ્યામાં લોકોએ પ્રાર્થના કરી. ઉત્સવ માત્ર બંધ રાખવામાં આવ્યા. કોઇનું ય ચિત્ત આનંદોત્સવ કરવામાં ચોટયું નહિ. તે પછી પાછો તબિયતમાં કંઇક સુધારો થતો દેખાયો ને બધાંને એ કિંમતી જીવને માટે આશા પડવા માંડી.

દરેક પ્રાન્તમાંથી તેમ દેશવિદેશમાંથી પણ આશ્વાસન પત્રો આવવા લાગ્યા. ઇંગ્લેન્ડની રાણી, સ્પેન, બેલ્જીયમ, રૂશિયા, જાપાન, ચીન અને જર્મનીના રાજામહારાજાઓએ પણ પત્રો પાઠવ્યા અને એ દરેકે પણ પ્રમુખને જલદી સારૂં થાય એવી પોતાની ઇચ્છા દર્શાવી.

તબિયતે વળી પાછો મિત્રો અને વૈદ્યોની આશા નષ્ટ કરી દે એવો બીજો ઉથલો ઑગસ્ટની છવીસમી તારીખે ખાધો. ગોળીનો ઘા તો રૂઝાતો ચાલ્યો હતો. પણ અંદરના ઝેરી પરૂનું ચાંદુ ગળા આગળ દેખાયું, તેમ હોજરીમાં ખોરાક પચતો બંધ થયો. ઑગસ્ટની છવીસમીને રોજ ચાર વાગે સ્થિતિ જરા ભયાનક દેખાઇ. બેભાન અવસ્થા લાગુ પડી અને શ્વાસ જોરથી ઉપડયો. ડૉકટરોને લાગ્યું કે હવે ભાગ્યે

જ થોડાક કલાક કાઢે. તા. ૨૮ મીનો રવિવારનો દિન સમગ્ર દેશમાં પ્રાર્થના દિન તરીકે પાળવાનું ઠર્યું. તે મુજબ વળી પાછાં પ્રાર્થના મંદિરો લોકોથી ઉભરાવા માંડયાં. દેવળોમાં લોકો હજી પ્રાર્થના કરતાં હતાં, ત્યાં તો વળી સમાચાર ફરી વળ્યા કે હવે કંઇક સારૂં છે, અને પ્રમુખ મહાશય પણ બોલ્યા કે "મને હવે સારૂં છે, હું જીવીશ." પણ એ દેખીતી શક્તિ માત્ર ઉપરઉપરની હતી.

વૈદ્યોને સંતોષ થયો કે પ્રમુખને ઠીક થાય છે, અને તે સૌએ મળી ઠરાવ્યું કે જલદી સ્વાસ્થ્ય મેળવવા કાજે તેમને હવાફેર કરાવવો જોઇએ, અને તેને માટે એમને વૌશિંગ્ટનમાંથી ન્યુ જર્સીમાં આવેલા લૅાન્ગબ્રૅચ સ્થાનમાં ખસેડવા. તે મુજબ એક ખાસ ટ્રેઇન પ્રમુખ મહાશયને લઇ સપ્ટેમ્બરની પાંચમીને મંગળવારે સવારના છ વાગતાં ઉપડી. સંગાથે તેમની પત્ની, પુત્રી, વૈદ્યો અને કેટલાંક મિત્રો હતાં. હવાના આ ફેરફારથી પ્રમુખની તબિયતમાં સારો સુધારો થયો, અને ઘણાને ખાતરી બંધાઇ કે હવે તો એ જીવશે જ.

પરંતુ આ બધી આશા પાછી થોડા જ દિવસમાં હતી નહતી થઇ ગઇ. જમણા ફેફસામાં પાછું કંઇ દરદ ઉપડયું. એટલે પાછા બધાંના ચહેરા ઉતરી ગયા ને ઘણાને લાગ્યું કે હવે આશા રાખવી વ્યર્થ છે. છતાં કેટલાંક તો હજી પણ ઠગારી આશાને તાંતણે વળગી રહ્યાં હતાં. વાસ્તવિક રીતે તો તબિયત બગડતી જ જતી હતી; અને સત્તરમી સપ્ટેમ્બરે તો એવી બગડી ગઇ કે બધાંના હોશકોશ ઉડી

ગયા. પણ વળી બે દિવસ પછી એટલે કે ઓગણીસમી સપ્ટેમ્બરે જરાક સુધારો જણાયો.

એટલે ગાર્ફિલ્ડ બાનુ અને વૈદ્યો સહેજ વિશ્રાન્તિ લેવાના ઇરાદે જરા દૂર ખસ્યાં. એ લોકોને ગયે દસેક મિનીટ ભાગ્યે થઇ હશે, ત્યાં તો પ્રમુખ મહાશય જનરલ 'સ્વેમ'ને પોકારી જમણો હાથ કાળજાપર મૂકી બોલ્યા કે "ઓ સ્વેમ, જોને મને અહીં પુષ્કળ દરદ થાય છે!" એ સાંભળતાં જ સ્વેમે પડખેના ખંડમાંથી ડૉકટર બ્લિસને તેડી મંગાવ્યો. ડૉકટર બ્લિસ ત્યાં આવી પહોંચ્યો. તેણે તબિયત તપાસી ગદ્ગદ્ કંઠે સ્વેમને જણાવ્યું: "સ્વેમ, બસ બાજી ખલાસ થાય છે, જીવનદીપ હોલાય છે. ગાર્ફિલ્ડ બાનુને એકદમ બોલાવો." તે જ ક્ષણથી ગાર્ફિલ્ડ બેભાન અને અવાક થયેલો દેખાયો. છતાં તેની આંખો તો પોતાની પત્ની જે તરફથી આવતી હતી તે તરફ જ ચોટેલી હતી. ગાર્ફિલ્ડ બાનુએ આવી પોતાના પતિના હાથ પોતાના હાથમાં લેતાં જ ગાર્ફિલ્ડની આંખો ફાટી, નાડ છટકી ને દમના છેલ્લા શ્વાસ સાથે સંયુક્ત સંસ્થાનોના એ લોકપ્રિય પ્રમુખ, અમેરિકાની સ્વાતંત્ર્યભૂમિના એ પનોતા પુત્ર, સમર્થ વિદ્વાન અને મહારાજ્યનીતિજ્ઞનો પ્રાણપંખી તેના નશ્વર દેહપિંજરમાંથી ઉડી ગયો! બરાબર દસ ને પાંત્રીસ મિનીટે ડૉકટર બ્લિસે આ મહાન નરવીરનું મૃત્યુ જાહેર કર્યું: દેશ સમગ્ર શોકસાગરમાં ડૂબી ગયો.

---

: ૨૬ :

## ગાર્ફિલ્ડના જીવનના કેટલાક પ્રસંગો

ગાર્ફિલ્ડનું જીવન પૂરૂં થયું. હવે આપણે તેના જીવનની થોડીક ઘટનાઓ વર્ણવીશું અને તેથી આપણને પ્રતીતિ થશે કે ખરેખર 'બાલક એ જ મનુષ્યનો જનક છે.'

માતાએ મૂકેલા સંસ્કારથી જેમ્સને પ્રભુ અને તેનાં શાસ્ત્રો પર દૃઢ શ્રદ્ધા બેઠી હતી. યુદ્ધકાળ પાસે આવ્યો, ત્યારે રણક્ષેત્રમાં જવું કે નહિ એ સંબંધે વિચાર કરવા તે રાત્રે ઘેર ગયો. સર્વે કાર્યોમાં તે ભગવાનને સાક્ષી રાખતો ને પોતાના અન્તરાત્માને પૂછીને જ તે જે તે કામ કરતો. આ વખતે તેને માતા, સ્ત્રી અને બાળક સંબંધી વિચાર આવ્યા, ને રણક્ષેત્રમાં પડીશ તો એ સૌનું શું થશે તે સંબંધી ચિન્તાઓ થવા લાગી. આ પ્રસંગે તેની માતાએ તેના હાથમાં બાઇબલ આપ્યું ને કહ્યું, "આ વાંચ, એમાંથી તારી શંકા દૂર થશે." એણે બાઇબલ વાંચવા માંડ્યું, દરેક પૃષ્ઠ પર તેણે પ્રભુનો શબ્દ વાંચ્યો, "જા, જા!" આખી રાત તેણે વાંચ્યું ને વિચાર્યું, વિચાર્યું ને વાંચ્યું. ને પોતે પસંદ કરેલો માર્ગ સન્માર્ગ જ છે, એવી ખાતરી થતાં તેને પરમ સંતોષ થયો.

કેમ્પમાં જઇ લશ્કરની લગામ હાથમાં લેતા પહેલાં, પોતાનાં સુતારી ઓજારોની તેણે મદદ લીધી. લશ્કરી યુક્તિ પ્રયુક્તિથી એ અજાણ્યો હતો એટલે એ બધું સમજવાનો તે ઘેર પ્રયત્ન કરવા લાગ્યો. એણે લાકડાનાં ન્હાનાં ન્હાનાં સોગઠાં બનાવ્યાં અને તેમાંનાં કેટલાંકને અધિકારીઓ, સિપાઇઓ વગેરે બનાવ્યાં અને નકશો દોરી તેમાં એ સર્વને ગોઠવ્યાં. આ પ્રમાણે એ લશ્કરીવ્યૂહ શીખ્યો. ઘેર કવાયત પણ કરી જોવાનો પ્રયત્ન કર્યો. તેમાં સંતોષ મળ્યા પછી જ તેણે પોતાની ટુકડીને એ પ્રમાણે કવાયત કરાવી.

× × ×

એનાં નિશ્ચય અને ચારિત્રબળ બાલ્યાવસ્થાથીજ દૃઢ હતાં. પોતે કરેલા નિશ્ચયમાંથી તે કોઇ દિવસ ફરતો નહિ. આનું પ્રમાણ તેની સૈનિક કારકિર્દીના આરંભના એક બનાવમાં પણ મળી આવે છે. કોણ જાણે કંઇ ભૂલથી કે ઊંધું સમજવામાં આવ્યું હોય તેથી પણ જેમ્સ કોલંબસથી યુદ્ધના મથકે જવા સારૂ ગાડીના ઉપડી ગયા પછી લશ્કર લઇને સ્ટેશને પહોંચ્યો. ગાડી ઉપડી ગયેલી જાણી તે ઘણો જ નિરાશ થયો. પછી પોતાના ઉપરી અધિકારીને આવી તે મળ્યો અને કહ્યું "મારી આખી જીંદગીમાં આ પ્રમાણે હું મોડો પડયો નથી અને હવે પછી પડીશ પણ નહિ." આથી ઉપરી અધિકારીએ તેને સૈન્ય સહિત રણક્ષેત્ર પર પહોંચતો કરી આપવાની વ્યવસ્થા કરી આપી અને એક કલાકમાં તો તે લડાઇના સ્થળે પહોંચી પણ ગયો.

× × ×

એકવાર કર્નલ ગાર્ફિલ્ડને પોતાનો કંઇ સંદેશો સો એક માઇલ દૂર છાવણી નાખી પડેલા કર્નલ ક્રેનરને આપવો હતો. હવે એ શી રીતે મોકલાવવો? એને માટે કોઇ માણસ એવો મળવો જોઇએ કે જે લાલચનો માર્યો ફૂટી જાય નહિ, અને વચ્ચે કોઇ પકડે તો મરવું પસંદ કરે પણ કોઇને વાત કહી દે નહિ. એવા માણસની જરૂર હતી. રસ્તામાં ઘણા વિરોધીઓ વિખરાયલા પડયા હતા. એટલે તેમને વટાવી સહીસલામત જનાર કોઇ ભરોસાવાળા માણસની ખાસ જરૂર હતી. તેણે કર્નલ મૂરને એ બાબત પૂછયું, "તમારી પાસે કોઇ એવો માણસ છે કે જે આપણને દગો ન દેતાં આપણું કામ પાર પાડે? વળી જો એવો વખત આવે તો મરવાનું કબૂલ કરે પણ આપણી વાત બહાર ન પાડે?"

થોડી વાર વિચાર કર્યા પછી કર્નલ મૂરે કહ્યું, "હા, મારી પાસે છે અને તે જ્હોન જોર્ડન."

જોર્ડનને બોલાવવામાં આવ્યો. તે ઊંચો, જરા પાતળો અને મજબૂત બાંધાનો જણાતો હતો. તે પહાડી મુલકનો રહીશ હતો. તેણે બહુ અભ્યાસ નહોતો કર્યો. બાઇબલ ને એવું કંઇક તે વાંચી જાણતો. બીજો કોઇ માણસ એને આ કામ માટે નાલાયક જ ગણત, પણ ગાર્ફિલ્ડે તો એને જોતાની સાથે જ પારખી લીધો અને પોતાના કામને માટે સંપૂર્ણ લાયક ગણ્યો.

કર્નલ ગાર્ફિલ્ડે પોતાનો સંદેશો એક બારીક કાગળ પર લખી તે કાગળની લખોટી વાળીને તેના પર ગરમ સીસાના રસનું પડ ચઢાવીને જોર્ડનના હાથમાં આપ્યો. તેની જ સાથે

તેને એક તેજી ઘોડો, ને રીવોલ્વર આપવામાં આવ્યાં. ચન્દ્ર જરા પશ્ચિમ બાજુ નમ્યો એટલે જોર્ડને પોતાની મુસાફરી શરૂ કરી. આ માણસે રાત્રે જ મુસાફરી કરવાની હતી, અને દિવસે તો જંગલોમાં સંતાઇ રહેવાનું હતું. અથવા જો કોઇ પોતાના પક્ષનો ભરોસાપાત્ર માણસ મળી આવે તો દિવસે તેને ઘેર આરામ લેવાનો હતો.

જોર્ડન પાછો આવ્યો તે દરમિયાન સ્કાઉટનો પોશાક પહેરેલો એક માણસ કર્નલ ગાર્ફિલ્ડને મળવા આવ્યો. તે માણસ અગાઉ તેનો મછવાનો સાથીદાર હતો. એણે તો ઉમળકાભેર ઉચ્ચાર્યું, "જીમ!"

ગાર્ફિલ્ડે જરા આશ્ચર્યચકિત નયને તેના તરફ નિહાળ્યું, પણ આગંતુકની ઓળખાણ એને પડી નહિ. એથી એણે પૂછ્યું, "આપ કોણ છો?"

"તારો જૂનો સોબતી, જીમ!"

"મારો જૂનો સોબતી!" ગાર્ફિલ્ડે આશ્ચર્યથી પૂછ્યું.

"હા, તારો જૂનો સોબતી. હું વેસ્ટ વર્જિનિયામાં સ્કાઉટ તરીકે હતો ત્યાં મેં સાંભળ્યું કે જેમ્સ એ. ગાર્ફિલ્ડ સેનાનો ઉપરી થયો છે. એટલે મારા મનમાં થયું કે લાવો, જરા જોઇએ તો ખરા કે મછવો ખેંચનાર સોબતી કેમ છે?"

ગાર્ફિલ્ડે કહ્યું, "કોણ હેરી?" એમ કહેતોકને તે લાગલો તેને ભેટી પડયો. હવે તેણે તેને ઓળખ્યો. એનું નામ હેનરી એસ. બ્રાઉન હતું પણ એને મછવા ઉપર બધા "હેરી"ના નામે ઓળખતા હતા.

હવે પેલું જૂનું ને તોછડું નામ ન બોલતાં જરા માનવાચક શબ્દો વાપરી હેરીએ બોલવા માંડયું, "કર્નલ ગાર્ફિલ્ડ, મારે અહીં નોકરી કરવી છે."

"મારે પણ અહીં સ્કાઉટ માટે એક માણસની જરૂર છે." ગાર્ફિલ્ડે આનંદથી જવાબ આપ્યો ને તેને રોકી લીધો.

બીજે દિવસે રાત્રે જ્યારે ગાર્ફિલ્ડ ઉંઘમાં હતો ત્યારે જોર્ડન આવી પહોંચ્યો. તેણે ગાર્ફિલ્ડને જગાડયો અને સર્વ બીના વિદિત કરી.

× × ×

આપણે જોઇ ગયા છીએ કે જુવાનિયા ટોળીમાં પણ સ્વાભાવિક રીતે જ ગાર્ફિલ્ડ નેતા બનતો. એની અંદર એવી કોઇ આકર્ષક શક્તિ હતી કે આજુબાજુનાં હૃદયો તેના તરફ ખેંચાતાં. જ્યારે શિક્ષકનું કામ તેણે હાથમાં લીધું ત્યારે પણ આપણે જોયું છે કે બીજા શિક્ષકો કરતાં એ જ વધારે સારૂ પ્રોત્સાહન છોકરાંને આપી શકતો. એ જ તેમને સારી રીતે પોતાના અભ્યાસમાં રચ્યા પચ્યા રહેવા માટે સરળ છતાં દીલસ્પર્શી ભાષામાં સમજાવી શકતો.

× × ×

મિડલ ક્રીકના વિજય પછી ગાર્ફિલ્ડનું લશ્કર થાકી ગયું, અને તેનાં સાધનો ખૂટી ગયાં. રસ્તામાં કાદવ કીચડ પુષ્કળ થઇ ગયો હતો. બિગસેન્ડી નદી બન્ને કાંઠે ઉભરાઇ ગઇ'તી. કયાંયથી પણ જોઇતી મદદ આવી શકે એવી સ્થિતિ રહી નહોતી. એટલે કંઇ પણ વ્યવસ્થા તો કરવી જ જોઇએ એમ ગાર્ફિલ્ડને લાગ્યું. પણ નદી ઉતરી પેલે પાર જવાને

માટે જે ઘરડો માણુસ મછવો હંકારતો હતો તેણે પાર લઇ જવાની સાફ ના પાડી.

. બ્રાઉન આવી પહોંચ્યો હતો તેની સાથે ગાર્ફિલ્ડે વાત કહાડી, "કેમ બ્રાઉન, માછી કહે છે કે આ નદી ઉતરીને જવું એ જાનના જોખમનું કામ છે. તું શું કહે છે? આપણુને બેને થોડું થોડું તો મછવો હાંકવાનું આવડે છે."

બ્રાઉને ઉત્તર આપ્યો, "એમાં તે શું છે? ભૂખ્યા યે મરવાનું છે. ત્યારે ડૂબીને મરીશું. ભૂખ્યા મરવું એના કરતાં ડૂબીને મરવું હું તો પસંદ કરૂં. હુકમ આપો તો હું નદીને પેલે પાર જીવતો જઇશ કે પછી અંદર ડૂબીશ."

"ચાલ, ત્યારે હેરી, આપણે બન્ને જઇશું." એમ કહી આ બન્ને જણુ એક નાના મછવામાં ચઢી આ તોફાની નદીમાં આગળ ચાલ્યા ને આખરે નદીના મુખ પર નાંગરેલી એક સ્ટીમર પાસે પહોંચ્યા. આ પ્રસંગે પેલો મછવો હાંકવાનો અનુભવ તેમને કામ લાગ્યો. સ્ટીમર પાસે જઇ ગાર્ફિલ્ડે તેના કેપ્ટનને કહ્યું, "મારી સેના માટે ખોરાકી લઇ જવા તમારી સ્ટીમરની મારે જરૂર છે. માટે તે હંકારો." કેપ્ટન વિરોધી પક્ષનો હોવાથી આ લોકોને ખાવાનું ન મળે અને ભૂખે મરે એમાં રાજી હતો. તેથી તેણે કહ્યું, "આવા તોફાનમાં સ્ટીમર હંકારી અમે જાનને જોખમમાં નાખી શકીએ નહિ." વળી, એ સ્ટીમર નદીનો એક વાંક વળતાં તળીએની રેતીમાં ચોટી ગઇ હતી અને સાધારણુ પ્રયત્નો કરવા છતાં તેમાંથી છૂટી થઇ શકી નહોતી. ગાર્ફિલ્ડે તેને છોડવાની યુક્તિ સૂચવી, પણુ કેપ્ટનની હિંમત

આથી નહિ તેથી છેવટે ગાર્ફિલ્ડ પોતે બ્રાઉનની મગાથે એક નાવડામા બેસી મહા પ્રયાસે સામે કિનારે પહોચ્યો અને પોતાની ધારેલી યુક્તિએ તે કાદવમા ખુપી ગયેલી સ્ટીમરને પવનની જોઈતી મદદ મેળવી છૂટી કરી એ રીતે શનિવારથી માડી ને તે સોમવારના સવારના નવ વાગતા સુધી ગત દિન સતત મહેનત કરી જોઈતી સામગ્રી સાથે ગાર્ફિલ્ડ પોતાના લશ્કર પાસે પેઇન્ટસ્વિલ આવી પહોચ્યો તેને જોઇ તેના સૈનિકો આનદથી નાચવા ને કૂદવા લાગ્યા અને પોતાના એ પ્રીતિપાત્ર ઉપરી અધિકારીને ખભે બેસા ડવા જતા હતા, પણ ગાર્ફિલ્ડે તેમને એમ કરવાની છૂટ ન આપી

× × ×

જનરલ ગાર્ફિલ્ડમા પહેલેથી જ કળા, યુક્તિ, ડહાપણ, સ્વાર્થત્યાગ, હિમ્મત વગેરે ગુણો હતા અને આ ગુણોને લીધેજ એ ઉત્તર જીવનમા ફાવી શક્યો

× × ×

એક વખતે પ્રમુખ લિકને એક બિલ રજુ કર્યું તેની વિરુદ્ધ ગાર્ફિલ્ડ પડયો આથી તેનાજ પ્રદેશના મતદારો તેના ઉપર ક્રોધે ભરાયા, અને એને ફરીથી કૉંગ્રેસમા ન મોકલવો એમ વાતો કરવા લાગ્યા ઓહિયોમા મોટી સભા ભરાઇ અને તેમા ખુલાસો આપવા ગાર્ફિલ્ડને બોલાવવામા આવ્યો સર્વેએ ધાર્યું કે ગાર્ફિલ્ડ આ પ્રસગે માફી માગશે પણ એ વીરનર પોતાના સિદ્ધાન્ત, નિશ્ચય વગેરેમાથી ડગે એવો ક્યા હતો જે ? એતો તો ત્યા આવતાજ વ્યાખ્યાન

પીઠ પરથી ચોકખે ચોક્ખું કહી દીધું કે "મેં જે કર્યું છે ને કહ્યું છે એમાંથી મારે એકે શબ્દ પાછો ખેંચવાનો નથી. કોંગ્રેસમાંની મારી બેઠક જતી રહેશે એ ભયથી હું મારો પ્રામાણિક અભિપ્રાય હરગીજ નહિ બદલું. હું મારા પોતાના જ આન્તરનાદને અનુસરી જો કંઇ સેવા કરી શકું તેમ હશે અને તેમ કરવાની તમે મને રજા આપશો, તો જ હું એ બેઠકને વળગી રહીને તમારી સેવા યથાશક્તિ બજાવીશ. બાકી, મને તો સ્વતંત્ર શહેરી થવું વધારે ગમે છે."

આ શાન્ત સ્પષ્ટ અને ભયરહિત ભાષણ કરીને ગાર્ફિલ્ડ લાગલો સભા છોડી ચાલતો થયો. એટલે એક મતદારે ઊભા થઇ કહ્યું, "પ્રમુખ મહાશય, જે એક માણસની અંદર પોતાના અભિપ્રાયો આટલા નીડરપણે કહેવાની શક્તિ છે તે માણસને આપણે જરૂર ચૂંટી કાઢવો જોઇએ. અને તેથી હું જનરલ ગાર્ફિલ્ડનું જ નામ ચૂંટણી માટે રજુ કરૂં છું."

આ દરખાસ્ત તરત જ પસાર થઇ. તાળીઓનો એ ગડગડાટ જનરલ ગાર્ફિલ્ડને રસ્તામાં પણ સંભળાયો.

^ × ×

ઇ. સ. ૧૮૬૫ની ૧૪મી એપ્રિલે પ્રમુખ લિંકનનું ખૂન થયું. તે દિવસે ન્યુયોર્કમાં હજારો લોકો પિસ્તોલો લઇ ઉશ્કેરાયલા હૃદયે ભેગા થયા. ખૂની મળે તો હમણાં જ ઠેર મારી નાખે એવું વાતાવરણ ઊભું થયું. હજારો માણસોની મેદની મળી. ન્યુયોર્ક શહેરમાં કદાચ ફ્રેન્ચ વિપ્લવની પુનરાવૃત્તિ થવા જેવો મામલો હતો. પણ એવામાં ઓચિંતો એક માણસ હાથમાં વાવટો ફરકાવતો ત્યાં આગળ આવી

પહોંચ્યો અને પોતાનો જમણો હાથ આકાશ ભણી ઉંચો કરી સ્પષ્ટ, ધીમે છતાં બધાંય સાંભળી શકે એવા અસરકારક અવાજે એ વીફરેલા ટોળાને સંબોધીને બોલવા લાગ્યો કે "મારા નાગરિક બાન્ધવો, પ્રભુની આસપાસ અંધકાર અને વાદળાં છવાએલાં છે. કાળાં પાણી અને આકાશનાં ગાઢ વાદળાં એ તેનો તંબુ છે. ઇન્સાફ અને કયામત એ તેના તખ્તનો આધાર છે. દયા અને સત્યજ તેની હજુરમાં જઇ શકશે. બંધુઓ, પ્રભુનો જ અમલ આપણા ઉપર ચાલે છે, અને વોશિંગ્ટનની સરકાર હજી અમર છે."

વાચક, અનુમાન કર આ શબ્દો ઉચ્ચારનાર કોણ હશે? એ તો એ જ આપણો તત્કાલિન વીર સેનાપતિ ગાર્ફિલ્ડ!

× × ×

સેનામાં જ્યારે ગાર્ફિલ્ડ સૈનિક હતો, ત્યારે એક નાગરિક પોતાના નાસી ગયેલા ગુલામની શોધમાં તે સેનામાં આવ્યો. સેનાપતિને સમાચાર મળ્યા કે નાસી ગયેલા ગુલામે ગાર્ફિલ્ડના તંબુમાં આશ્રય લીધો છે. સેનાપતિ એવા મતનો હતો કે ખોવાયેલી ચીજ તેના માલેકને પાછી આપવી. તેથી તેણે જેમ્સને 'ગુલામ સોંપી દેવાનો' હુકમ લખી મોકલ્યો. ગાર્ફિલ્ડે તે હુકમ નીચે લખ્યું, "હું નમ્રતાથી પણ સ્પષ્ટતાથી જણાવું છું કે મારે આશ્રયે આવેલા ગુલામને હું સોંપી શકીશ નહિ." તેના મિત્રે જણાવ્યું કે સેનાપતિના હુકમ વિરુદ્ધ જવું એ બહુ ભયંકર છે. ત્યારે તેણે ઉત્તર આપ્યો કે "હમેશાં સત્ય એ સત્ય જ છે. ગુલામોની મુક્તિને માટે તો મેં હથિયાર પકડયાં છે; ગુલામોને બાંધવા માટે નહિ,

પણ તેમને મુક્ત કરવા માટે. ઓહિયો પ્રદેશની પ્રજાએ મને અને મારા સૈનિકોને મોકલ્યા છે. ગમે તે થશે તોપણ એ ગુલામને હું સોંપીશ નહિ.” તેનો મિત્ર ચૂપ થઇ ગયો. હુકમ પાછો લઇ તે મિત્ર સેનાપતિ પાસે ગયો સેનાપતિ પણ ચૂપ થઇ ગયો!

× + ×

ઓહિયો પ્રદેશનો ઍલેકઝાન્ડર લૉંગ નામનો એક પુરુષ આ સમયે કૉંગ્રેસમાં સભાસદ હતો, તે ગુલામગીરીની પ્રથાનો પક્ષપાતી હતો. તેણે દક્ષિણ પ્રાન્તો સાથે સલાહ કરવા માટે કૉંગ્રેસમાં ભાષણ આપ્યું. ગાર્ફિલ્ડનું લોહી એથી તપી આવ્યુ. તે એકદમ ઊભો થયો ને પ્રજ્વલિત સ્વરે બોલ્યો, “પણ જ્યારે આપણા દસ હજાર વીરો પ્રભુને ચરણે સૂતા છે, અનેક વીરો મૃત્યુની વાટ જોઇ પડયા છે, ત્રણ વર્ષો સુધી ભયંકર યુદ્ધ ચલાવ્યુ છે, રાજદ્રોહીઓને પર્વતમાં ને નદીમા ખોસી ઘાલ્યા છે, દેશની ભવ્ય કીર્તિ પ્રકાશવા લાગી છે, ત્યારે આ કીર્તિમંદિરમાંજ એક દેશદ્રોહી આવા કલંકમય શબ્દ બોલે એ ભયંકર છે, રે! અસહ્ય છે. દેશના દેહને અને આત્માને, અને ભવ્યતાને ને કીર્તિને કલંકિત બનાવવા એ ઉભો થયો છે, ને દેશદ્રોહીઓનો–માનવદ્રોહીઓનો પક્ષ લેવા તત્પર બની ગયો છે. અને આ સૂચના ક્યાંથી આવે છે? ભગવાન ક્ષમા કરો–કૃપા કરો!–મારા કીર્તિમંદિરમાંથી–મારા ઓહિયો પ્રદેશમાંથી જ આવે છે!

“બંધુઓ, પ્રાર્થના કરું છું કે મારી માતૃભૂમિએ આવા બહુ દ્રોહીઓ જણ્યા છે, એમ માનતા ના. આ

સિવાય બીજો કોઈ દ્રોહી પુત્ર મારી માતાએ જણ્યોજ નથી." માતૃભૂમિ માટે કેવી ભવ્ય ભાવના ને દેશદ્રોહીઓ પર કેવો ભયંકર તિરસ્કાર!

---

## : ૨૭ :

## ગાર્ફિલ્ડનાં બોધવચનો

હવે તેના ગ્રન્થો અને ભાષણોમાંની તેની હૃદયગીતા આપી ગાર્ફિલ્ડનું તેજસ્વી અને ભવ્ય જીવન સમાપ્ત કરીશું.

"આપણા યુવકોના માથામાં એવો એક મૂર્ખ વિચાર ભરાઈ ગએલો હોય છે કે ધીરે ધીરે પ્રસંગ આવશે, ત્યારે કીર્તિ કે દ્રવ્ય પ્રાપ્ત કરી લેઈશું. યુવક બંધુઓ, આ જગતમાં પ્રસંગ એની મેળે આવવાના નથી, તમારે પ્રસંગ પકડી લાવવા પડશે."

"પુરુષ કરતાં બાળકને માટે મને વધારે માનવૃત્તિ છે. રસ્તા પર જ્યારે કોઈ દરિદ્ર બાળક મળે છે, ત્યારે મને મન થઈ જાય છે કે એને માન આપું. કારણકે એ મલિન કપડાંની નીચે કદાચ કોઈ ભવ્ય આત્મા વાસ કરતો હોય."

"યુરોપ અને અમેરિકાના મહાવિદ્યાલયમાં પાસ થયેલા સ્નાતકો પર સંસાર પોતાની ઉન્નતિનો આધાર રાખે છે, પણ તેમાંના ઘણા તો એવા છે કે જેમનામાં કશુંય કરવાની શક્તિ નથી. આથી મને બહુ ખેદ થાય છે."

"અદૃષ્ટ મૃગતૃષ્ણાવત્ છે. તેની પાછળ દોડશો તો નાશ પામશો, કદાપિ તમારી તરસ છીપવાની નથી."

"રતીભાર ઉદ્યોગ, મણભાર અદૃષ્ટ કરતાં પણ વધારે કીમતી છે."

"કાર્ય એક કરો, પણ વધારેને માટે યોગ્યતા પ્રાપ્ત કરો."

"જે કરો તે દૃઢતાથી કરો. 'વાગ્યું તો તીર, નહિ તો ટપ્પો.' એવી રીતે કરેલાં કાર્ય સફળ થશે નહિ."

"કાર્યશક્તિ એ બુદ્ધિની સમાન નથી એ ખરું, પણ તે તેટલી જ ઉપયોગી છે."

"પ્રકૃતિ અને શિક્ષણના સંયોગથી ચારિત્રનો જન્મ થઇ શકે છે."

"યુવક હોવું એ બહુ સુખનો વિષય છે, પણ યુવાવસ્થામાં સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એ એથીયે વધારે સુખનો વિષય છે."

"અન્યાયી કર્મ કરીને વિજય મેળવવો, તેના કરતાં ન્યાય કર્મ કરીને પરાજય પામવો એ વધારે સારું છે."

"આવનાર સંકટો કરતાં આવેલાં સંકટોને મોટાં માનવાં ને તેનેજ દૂર કરવાનો પ્રયત્ન કરવો."

"બાળકોની કેળવણીનો આપણને માર્ગ દેખાડે, એ આપણી જાતિનો ઉદ્ધારકર્તા છે."

"અચલતા કરતાં ક્રિયા સારી છે, પણ વળી અચલ ક્રિયા એથીયે સારી છે."

"નીતિશાસ્ત્રનાં સત્યો વર્ષો જતાં પણ ફરતાં નથી."

"પૃથ્વી પર મનુષ્યોને વહાલી લાગી શકે એવી જો કોઇ ચીજ હોય તો તે ચીજ વીર પુરુષ છે,—વીર પુરુષ કોણ કે જે રાક્ષસને પણ હાથ પકડી ઉભો રાખે ને કહી શકે કે 'તું રાક્ષસ છે.'"

"ભવ્ય ભાવનાઓ ધીરે ધીરે ને વિના શબ્દે પ્રવાસ કરે છે."

"સત્યોને પરસ્પર એવો ગાઢ સંબંધ છે, કે તેઓ એક બીજાથી દૂર થઇ શકતાં નથી."

"મારો ધર્મ હારૂં તેના પરતાં પરાજય પામું તે વધારે સારૂં."

"જગતમાં ભાવનાઓ જ યુદ્ધ કરે છે, ને જે યુદ્ધમાં ભાવના નથી તે યુદ્ધ પશુયુદ્ધ છે."

"રાજ્ય એ જાતિનું શરીર છે, પ્રજા એ આત્મા છે."

"એક માનવી બીજાને આપેલું વચન તોડે એ બહુ ખોટું છે, પણ એક જાતિ બીજી જાતિને આપેલું વચન તોડે તો તે લાખો ઘણું ખોટું છે."

"રાજનીતિના બાગમાં ખીલેલાં ધર્મપુષ્પો, ધરતીનાં પુષ્પો કરતાં બહુ સારી સુગંધી આપી શકે છે."



:: સમાપ્ત ::



# કેટલાક સૂચક પ્રશ્નો

૧ ગાર્ફિલ્ડ કુટુમ્બની ગરીબાવસ્થાનુ વર્ણન કરો અધ્યાપક કર્વે કે રાજર્ષિ ગોખલેના કુટુમ્બની અવસ્થા સાથે તમે તે સરખાવી શકો એમ છો?

૨ જેમ્સ ગાર્ફિલ્ડને મદદ કરવા તેના મોટા ભાઇ ટૉમસે જે જે કર્યુ હોય તે તે જણાવો

૩ જેમ્સ જન્મ્યો તે અરસામા ઓહિયો પ્રદેશના વસવાટ વિશે જે જાણતા હો તે કહો

૪ જેમ્સનુ જીવન સુખી બને એ માટે ભગિની મહેતાબેને જે જે પ્રયત્ન કર્યા હોય તે કહો

૫ ચચળ વિદ્યાર્થીઓ શાળાના કડક નિયમો પાળી શકે? તેમને માટે જુદા નિયમો રાખવા સલાહ ભર્યુ છે? બીજા મહાપુરષોના ઉદાહરણ લઇ તમારો મત સ્પષ્ટ જણાવો

૬ જેમ્સનામા આત્મશ્રદ્ધા અને આત્મબળ ભારે હતા અને કઇ પણ અશક્ય નથી એમ જેમ્સ માનતો હતો તેના જીવનમાથી દાખલા આપી એ સાબીત કરો

૭ જેમ્સને નૈતિક શિક્ષણ આપવા માતા ઇલિઝાએ જે જે ઉપાયો યોજ્યા હોય તે તે જણાવો

૮ ખેડુતજીવન અને સુતારીજીવનમા જેમ્સે જે રસ લીધો હોય તે જણાવો.

૯ ટ્રીટ મિસ્ત્રીએ જેમ્મના જીવનમા જે ભાગ ભજવ્યો હોય તે કહો.

૧૦ સયુકત શસ્થાનોના પ્રમુખપદે પહોચ્યા પછી ગુલામોને સહાય કરવા જેમ્સે જે જે પ્રયત્નો કર્યા તેના મૂળ ન્હાનપણથી નખાયા હતા તે દાખલા આપી સમજાવો

૧૧. ' ભાડૂતી ચાકર" શબ્દોએ સ્વમાની જેમ્સનામા શી અસર કરી?

૧૨ નવલકથાના વાચનથી જેમ્મને જે જે લાભાલાભ થયા હોય તે જણાવો અને તે ઉપરથી જેમ્સનો આખરનો વિચાર શો હશે તે કલ્પી કાઢો. નવલકથાઓના વાચન વિશે તમે શો અભિપ્રાય ધરાવો છો?

૧૩. નાવિકજીવનમાના જેમ્મના ગમે તે ત્રણ બનાવો વર્ણવો જેમ્સના જીવન ઉપર એ જે પ્રકાશ પાડે છે તે જણાવો

૧૪ હેનરી સી રાઇટના જીવનથી જેમ્સના જીવનમા શા ફેરફાર થયા?

૧૫ શિક્ષક બેટ્સ અને ડૉ રોબિન્સને જેમ્સના જીવનવિકાસમાં જે ભાગ ભજવ્યો હોય તે કહો

૧૬ વિદ્યાર્થીઅવસ્થામા સ્વાશ્રયી થવાની જેમ્સના જીવનમાથી તમને જે પ્રેરણા મળતી હોય તે જણાવો

૧૭ વાગ્વર્ધિની સભાના લાભાલાભ જણાવો ને જે જે મહાપુરુષોને તેથી લાભ થયો હોય તે તમારી જાણમા હોય તો કહો

૧૮. "શાળાની હડતાલો" અને "નવ પેન્સ" વિશે જેમ્સના જીવનમાંથી પ્રસંગ આપી નોંધ લખો.

૧૯. વિદ્યાર્થીઓને સ્વાશ્રયી થવાના હિન્દમાં કયા કયા માર્ગ તમે જણાવી શકો છો? આપણા વિદ્યાર્થીઓ સ્વાશ્રયી બનવા માગે છે?

૨૦. શિક્ષકજીવન યશસ્વી બને તેવા જેમ્સમા કયા કયા ગુણ હતા?

૨૧. શિક્ષકજીવનમાં જેમ્સે જે જે નિયમો ઉપર ખાસ લક્ષ આપ્યું હતુ તેની નોંધ કરો.

૨૨ શિક્ષક વારાફરતી વિદ્યાર્થીઓને ત્યાં હમેશાં જમવા જાય એ પ્રથાની ચર્ચા કરી તે વિશે તમારો સ્વતંત્ર અભિપ્રાય જણાવો

૨૩. મહાવિદ્યાલયમા દાખલ થવાની પ્રેરણા જેમ્સને કોણે કેવી રીતે આપી?

૨૪. અમેરિકાના વિદ્યાર્થીઓને વિદ્યાર્થી તરીકે દયાથી કે તેઓ મજુર જેટલુ કામ કરતા માટે મજુરી મળતી એ જેમ્સનો દાખલો આપી જણાવો

૨૫ હિરમ વિદ્યાલયમાંના જેમ્સના કેટલાક પ્રસગો વર્ણવો

૨૬. હલકા ધંધા પણ સારા માનવીના મહવાસે માનપ્રદ નીવડે છે એ જેમ્સના જીવનમાથી સાબીત કરો

૨૭ લાયકાત હોય તો સહાધ્યાયીઓમા પ્રિય થવામા ગરીબાઇ આડે આવતી નથી એ જેમ્સના જીવનમાથી સાબીત કરો

૨૮ જેમ્સે અભ્યાસ કરવાની જે રીત પસન્દ કરી હોય તેની સાથે તમારી રીત સરખાવો

૨૯. ન્હાના અને એકલવાયા બાળકો પ્રત્યે જેમ્સ જે લાગણી ધરાવતો તે દાખલા આપી બતાવો

૩૦ એથેની મહાવિદ્યાલયને બદલે વિલિયમ્સ મહાવિદ્યાલયમાં દાખલ થવાનું જેમ્સે કયે કારણે પસંદ કર્યું ?

૩૧ વિદ્યાર્થીજીવનમાં પણ જેમ્સ પ્રભાવશાળી વક્તા હતો તે સાબીત કરો

૩૨. હેસ્કેલ મેરાઇ વિદ્યાર્થીઓ પ્રત્યે કેવો સદ્ભાવ રાખતો તે જેમ્સના જીવનમાંનો એક પ્રસંગ લઇ બતાવો

૩૩. ચાર્લ્સ સમ્નર વિષે જે જાણતા હો તે કહો

૩૪. વિદ્યાર્થીઓમાં આત્મસમ્માનની વૃત્તિ જાગ્રત થાય એ માટે જેમ્સ ગાર્ફિલ્ડ કેવા ઉપાય યોજતો?

૩૫ "બાલહરણ," "નિયમિતતા" અને "ચૂંટણીની પ્રથા" સમ્બન્ધી જેમ્સના વિચારો જણાવો

૩૬ "સર્વે કાર્યોમાં તે ભગવાનને સાક્ષી રાખતો ને પોતાના અન્તરાત્માને પૂછીને જ તે જે તે કામ કરતો" જેમ્સના જીવનમાંથી પ્રસંગો આપી એ વાક્યની સાર્થકતા બતાવો

૩૭ ગાર્ફિલ્ડ અને લિંકનના જીવનની સરખામણી કરો

૩૮ ગાર્ફિલ્ડના અમર વાક્યોની નોંધ કરો

૩૯ ઠેક નીચી પાયરીથી ઉંચામાંઉંચી પાયરીએ ચઢ્યા હોય તેવા દાખલા હિંદુસ્તાનના આજ સુધીના ઇતિહાસમાંથી આપો

# ગાર્ફિલ્ડનું ટૂંકું ચરિત્ર

ઓનરેબલ જેમ્સ એ ગાર્ફિલ્ડ પચાસ વર્ષ પર ઓહિઓના જંગલોમા જન્મ્યો હતો જંગલમા જન્મવુ એ મોટાઇ મેળવવાની આશા આપનાર ચિહ્ન નથી વળી એ ઉપરાન્ત તે માત્ર અઢાર માસની ઉંમરનો થયો ત્યારે તેનો બાપ ગુજરી જવાનુ દુખ તેને માથે આવી પડ્યુ ચાર છોકરાના કુટુંબવાળી અને પાસે એક દમડી વગરની તેની માએ જેમતેમ કરીને દહાડા કાઢી છોકરાંનો નિભાવ કરવા માંડ્યો જેમ્સનામા બચપણથી વિદ્યાનો શોખ અને ચપળ બુદ્ધિ જણાતી હતી જો કે શાળામા કેળવણી લેવાનો લાભ તેને મળતો ન હતો તોપણ પોતાનુ મગજ કેળવવાને તેણે નિશ્ચય કર્યો હતો તે લાકડા કાપતો, જમીન ખેડતો, ઢોર ચારતો અને પોતાની માનુ ગુજરાન કરવા માટે અને પોતાની કેળવણી વધારવાને પૈસા કમાના માટે જેટલી થાય તેટલી મહેનત કરતો તે ઉદ્યોગી, કરકસરીઓ, ખંતીલો, ઉમંગી અને ચાલાક હતો, અને પોતાની ફુરસદની પળેપળ ઉપયોગમા લેતો સોળ વર્ષની ઉમરે ખાડીમા ચાલતી એક હોડી હંકારવાનું કામ કરવાની નોકરી કરવાનુ તેણે કબુલ કર્યુ અને પંદર વર્ષ પછી જે જુસ્સાથી બળવા વખતે રણક્ષેત્રમા તે લઢતો તેજ જુસ્સાથી આ હલકી નોકરીનુ કામ તે કરતો તેનો શેઠ તેને વિષે કહેતો કે "એના જેવો બહાદુર છોકરો કોઇ નથી ખરૂ કામ કરવાને તે હમેશ હિંમત ધરે છે" જો કે તેની પાસે એક જોડી કપડા અને બે બદન હતા તોપણ ત્રણ માસ નિશાળમા ભણવાનુ ખર્ચ પૂરૂ

પડે એટલા પૈસા તે કમાયો કે તરતજ અભ્યાસ કરવા માટે તેણે નોકરી છોડી દીધી. ઘણા ઉદ્યોગથી, વખતનો બચાવ કરવાથી અને ઘણા દિવસ રાત્રે ઓછું ઉંઘી અભ્યાસ કરવાથી તે શિક્ષકનું કામ કરવાને લાયક થયો. વધારે જ્ઞાન અને કેળવણી મેળવવાને તે આતુર હોવાથી 'વેસ્ટર્ન રીઝર્વ એકલેકિટ ઇન્સ્ટિટયુટ' નામની જ્ઞાનવર્ધક સભાની વ્યવસ્થાપક મંડળીને તે મળ્યો; અને પૂછ્યું કે આ મંડળીનો હું સભાસદ થઇ શકું અને મારી મહેનતથી મારા હિસ્સાનું ખર્ચ આપું એવો કોઇ રસ્તો છે? તેની અરજ મંજુર કરવામાં આવી અને ઘંટ વગાડનાર તથા ઝાડુ કાઢનારની જગો તેને આપવામાં આવી. પોતાની ધારણા પાર પાડવાને કોઇપણ કામ કરવાનું તે હલકું ગણતો નહિ. થોડા વખતમાં એ સભામાં એ શિક્ષક નિમાયો. અને ઘંટ વગાડનારની જગા છોડીને તેને બદલે વધારે પગારની ને માનની શિક્ષકની જગા તેણે લીધી. તેણે મહાવિદ્યાલયમાં દાખલ થવાને માટે તૈયારી કરી અને વિલિયમ્સ મહાવિદ્યાલયમાં બે વર્ષ અગાઉથી દાખલ થઇ આખરે ઘણા માન સાથે સ્નાતકની પદવી મેળવી. હિરમ મહાવિદ્યાલયમાં વિદ્યાર્થી તરીકે તેણે નામ કાઢ્યું હતું. ત્યાં તે શિક્ષક નિમાયો, અને એથી પણ મોટી અને માનવંતી પદવી તેને મળી. ખંતથી મહેનત કરીને જાહેરમાં છટાદાર ભાષણ કરતાં તે શીખ્યો. તેણે સ્વતંત્રતાનો પક્ષ લીધો અને વક્તા તરીકે થોડા વખતમાં ખ્યાતિ મેળવી. આ પછી તેની ચઢતી ઝડપથી થતી ગઇ. ૨૯ વર્ષની ઉંમરે તે સંસ્થાનની રાજમંડળીનો સભાસદ થયો, ત્રીસ વર્ષની ઉંમરે ઓહીઓની બેંતાળીસમી પલટણનો કર્નલ થયો; ૩૧ વર્ષની ઉંમરે તે બ્રિગેડીઅર જનરલ થયો, હમફ્રી માર્શલના હાથ નીચેના બળવાખોરોને હરાવ્યા, પીટ્સબર્ગ લેન્ડિંગ આગળની લડાઇમાં જનરલ બ્યુઅલને મદદ કરી, અને લડાઇઓ તથા ઘેરાઓમાં હિંમત અને લશ્કરી ચાતુરી માટે એટલી નામના મેળવી કે ૩૨ વર્ષની ઉંમરે

તેને મેજર જનરલની પદવી મળી લડાઇમા તેમ જ શાન્તિને વખતે તેણે કાર્દેલ નામનાથી લોકોમા તે એટલો પ્રિય થઇ પડ્યો હતો કે જોસા આર ગીલ્ડીગની પછી પ્રતિનિધિ તરીકે ચૂટી કાઢવાને તેને પસદ કરવામા આવ્યો ૩૩ વર્ષની ઉમરે તે કોંગ્રેસનો સભાસદ થયો બધા સભાસદોમા સૌથી નાની ઉમરનો તે હતો અઢાર વર્ષ સુધી સાગનગર પોતાના પરગણાના પ્રતિનિધિ તરીકે તેણે એવી બુદ્ધિ અને નિપુણતાથી કામ કર્યું કે અડતાલીસ વર્ષની ઉમરે યુનાઇટેડ સ્ટેટ્સનો તે સેનેટર નિમાયો અને એ જગાનો અધિકાર ધારણ કરવાનો વખત આવ્યો તે પહેલા એ દેશમા સૌથી ઉંચી યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટની પદવી તેને આપવામા આવી હિરમ મહાવિદ્યાલયમા ઝાડુ કાઢવાની ને ઘટ વગાડવાની નોકરી મેળવવાને જે આજીજી કરતો હતો તેને આ વખતે સત્તાવીશ વર્ષ થયા હતા એટલામા તો તેના દેશી ભાઇઓએ તેને આ સૌથી ઉંચામા ઉંચુ માન આપ્યુ

પોતાની કરકસર, ઉદ્યોગ ખત, હિંમત અને સદ્વર્તનથી આવી અજબ જેવી ફતેહ તે મેળવી શક્યો એના ચરિત્ર જેવો અનુપમ અને બોધક બીજો દાખલો જુવાનોને ભાગ્યે જ મળશે એક કવિએ કહ્યુ છે કે "મોટા માણસો જે મોટાઇ પામ્યા છે, તે એકદમ કૂદકો મારીને પામ્યા નથી, પણ જ્યારે તેમના સોબતી ઊંઘતા ત્યારે પોતાની ઉન્નતિ કરવાને તેઓ રાત્રે કામ કરતા તેથી પામ્યા છે"

( જીદગીનુ સાફલ્ય )

# મહત્ત્વના મુદ્રણદોષો

( સહેજે સમજાય એવી નજીવી ભૂલો અહીં સુધારી નથી. )

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૧૭ | દરવાની | દળવાની |
| ૨૮ | ૫ | છોકરાંઓએ | છોકરાંએ |
| ૩૧ | ૫ | પડયું | પડતું |
| ૪૪ | ૧૫ | યથેચ્છા | યથેચ્છ |
| ૪૫ | ૧૫ | ( ઉમેરો ) | શકે તેમ નથી. બાકી એણે |
| ૪૮ | ૧૩ | નિપૂણ | નિપુણ |
| ૬૨ | ૧૯ | અવિશેષ | વિશેષ |
| ૬૩ | ૬ | ઉપદે– | ઉપદેશ– |
| ૭૪ | ૧૧ | એટલો | એટલે |
| ૮૩ | ૪ | સવ | સદૈવ |
| ૮૪ | ૧૮ | ખૂશ | ખુશ |
| ૧૦૧ | ૧૬ | પ્રતિતી | પ્રતીતિ |
| ૧૧૪ | ૩ | ખીતીનું | ખેતીનુ |
| ૧૧૭ | ૬ | નિપૂણ | નિપુણ |
| ૧૪૨ | ૧ | નાવિકાને | નાવિકને |
| ૧૮૫ | ૧૧ | બોલનાની | બોલવાની |
| ૨૦૨ | ૨૦ | સૂખદુ ખના | સુખદુઃખના |
| ૨૧૪ | ૨૦ | આવી | આપી |
| ૨૧૭ | ૬ | હરયા | હસ્યા |
| ૨૨૯ | ૧૭ | એક દિવસે | એક દિવસ |
| ૨૪૧ | ૨૧ | ગ્રહણુ | ગ્રહણ |
| ૨૫૪ | ૬ | ગુલાગીરીની | ગુલામગીરીની |
| ” | ૧૦ | પ્રાન્તોન | પ્રાન્તોના |
| ” | ૧૪ | પ્રજાને | પ્રધાને |
| ૨૬૭ | ૩ | વિષયો | વિષય |